# પરમ તત્ત્વ વિલાસ

"This little book is no doubt the Purest Nectar of Spiritual Love. Let all the readers drink and I am sure it will fill with ecstacy."

**—Shree Shanker Maharaj**


કર્તાઃ—

**શ્રી. પ. પૂ. સદ્ગુરૂશ્રી શંકર મહારાજ**

ઉનાવા ( મીરાંદાતાર )



। सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।

શ્રી શંકર ગ્રંથમાલા પુસ્તક બીજું

# પરમ તત્ત્વ વિલાસ


કર્તાશ્રીઃ—

પરમ પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂવર્ય

**શ્રી શંકર મહારાજ ઉનાવાવાળા**


" This little book is no doubt the Purest Nectar of Spiritual Love. Let all the readers drink and I am sure it will fill with ecstacy ",

Shri Shanker Maharaj Unavawala.


જન સમાજના હિતાર્થે પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી

છપાવી પ્રસિદ્ધ કરનારઃ-

**પારી. પ્રેમચંદભાઈ રણછોડદાસ**

માણેકચોક—અમદાવાદ.

સન ૧૯૪૨ દ્વિતીયાવૃત્તિ સંવત ૧૯૯૮

પ્રત ૧૦૦૦

કેવલ પ્રચારના હેતુથીજ પડત મૂલ્ય ૦-૧૩-૬

આચાર્ય ભગવાન્ વિરચિત

## પ્રાતઃસ્મરણ

પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુરદાત્મતત્ત્વં
　　સચ્ચિત્સુખં પરમ હંસગતિં તુરીયમ્ ।
યત્સ્વપ્ન જાગર સુષુપ્તમવૈતિ નિત્યં
　　તદ્ બ્રહ્મ નિષ્કલમહં ન ચ ભૂતસંઘઃ ॥૧॥

×　×　×　×

પ્રાતર્ભજામિ મનસો વચસામગમ્યં
　　વાચો વિભાન્તિ નિખિલા યદનુગ્રહેણ ।
યન્નેતિનેતિ વચનૈર્નિગમા અવોચુ
　　સ્તં દેવદેવમજમચ્યુતમાહુરગ્ર્યમ્ ॥૨॥

×　×　×　×

પ્રાતર્નમામિ તમસઃ પરમર્કવર્ણં
　　પૂર્ણં સનાતનપદં પુરૂષોત્તમાખ્યમ્ ।
યસ્મિન્નિદં જગદશેષમશેષમૂર્તૌ
　　રજ્જ્વાં ભુજંગમ ઈવ પ્રતિભાસિતં વૈ ॥૩॥

×　×　×　×

શ્લોકત્રયમિદં પુણ્યં લોકત્રયવિભૂષણમ્ ।
પ્રાતઃકાલે પઠેદ્યસ્તુ સ ગચ્છેત્પરમં પદમ્ ॥

હરિઃ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

ॐ

। सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।



સદ્ગત શ્રીયુત પા. રણછોડદાસ ત્રિભોવનદાસ
અમદાવાદ

જન્મ સં. ૧[illegible]૧૫
આસો સુદ ૧૫

દેવલોક સં. ૧[illegible]
માગશર વદ ૧

# અર્પણ પત્રિકા

સદ્ગત પરમ પૂજ્ય પિતાશ્રી

**પા. રણછોડદાસ ત્રિભોવનદાસની**

પવિત્ર સેવામાં

સંસારમાં અન્ય સર્વનું ઋણ વાળી શકાય છે, પરંતુ માતા-પિતાએ પોતાના બાળક ઉપર કરેલા મહદ્ ઉપકારો રૂપ ઋણમાંથી કોઇ પણ મુક્ત થઇ શકતું નથી. આમ છતાં "ફુલ નહિ તો ફુલની પાંખડી" તદનુસાર **પરમ પૂજ્યપાદ મહારાજશ્રીનો** રચેલો આ ગ્રંથ આપના પવિત્ર ચરણારવિંદમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી.

હું છું આપનો સદાનો

ઋણીપુત્ર

**પ્રેમચંદ**

તા. ૨૧-૭-૪૨

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

મનુષ્ય જાતિના નિર્માણમાં જે મહત્ શક્તિઓ કામ કરે છે તેમાં મુખ્ય ધર્મ છે. હવે ધર્મની ઉત્પત્તિનું મૂલ શોધતાં બે પ્રધાનવાદ દૃષ્ટિગોચર થાય છે, જેમાં અર્વાચીન વિદ્વાનોના મત પ્રમાણે પ્રકૃતિપૂજા એ હિંદદેશમાં ધર્મની ઉત્પત્તિનું મૂલ છે. આ સર્વ ધર્મો, ભૂલોકના પ્રાણિઓની સત્તાથી એક ઉચ્ચ તથા મહાન્ સત્તાનું અસ્તિત્વ માને છે. તેમજ તેના વિષે જ્ઞાન મેળવવા, તેની સેવા કરવા તથા તેને શરણે જવાની ઇચ્છા કરવાની જરૂરીઆત માને છે.

વળી આ સત્તાને જાણવાને અનેક યુગોમાં અને અનેક દેશોમાં વિવિધ પ્રયત્નો થયા છે અને વિવિધ વિચારોની સમાલોચના થઇ છે. કોઇએ તે સત્તાને પ્રેતરૂપ, કોઇએ દેવિરૂપ, કોઇએ દેવરૂપ, કોઇએ સાકાર તો કોઇએ નિરાકાર સ્વીકારી છે. આમ જુદા જુદા રૂપે સર્વ ધર્મોએ આ સત્તાનો સ્વીકાર કર્યો છે. પણ તેનું ખરૂં રહસ્ય યા તત્ત્વ તો ઋષિમુનિઓએ પોતાના યોગ યા સમાધિ બલથી શોધી કાઢી તેને વેદમાં મૂકયું, જેને વેદાંતતત્ત્વ કથવામાં આવે છે.

આ તત્ત્વને સમજાવવા ગીતા, ઉપનિષદ્ તથા બ્રહ્મસૂત્ર આદિ પ્રસ્થાન ગ્રંથો. ષડ્દર્શનો તથા અનેક પુરાણો રચાયાં છે. આ તત્ત્વને કોઇ બ્રહ્મ તો કોઇ ઇશ્વર તો કોઇ ભગવાન્ એમ અનેક નામોથી જણાવે છે. આ પરમતત્ત્વ જે પરમાત્મા તેજ આ જગત્‌રૂપ પ્રપંચનું કારણ છે, વળી જે આપણા પોતાના આત્મારૂપ છે. આપણે તેને જ્ઞાનરૂપ પ્રયત્નથી જાણી તેમજ મેળવી શકીએ છીએ.

ભક્તિમય જીંદગી એ પ્રભુપ્રાપ્તિનો યોગ છે. ચતન જે પોતાને જીવભાવરૂપે માની બેઠું છે તે દૃઢ જ્ઞાન થતાં અંતે સર્વજ્ઞ પ્રભુમાં લય પામી જાય છે. માટે પ્રેમ લક્ષણાભક્તિ સાધી સચ્ચિદાનંદરૂપ બનવું એજ આ જીવનની પરાકાષ્ટા છે. આમ ભક્તિ જે શ્રવણાદિક દશ પ્રકારની છે તેમાંની કીર્તન ભક્તિ એક છે. આ પ્રકારની

ભક્તિનો પ્રચાર શ્રી ચૈતન્ય મહાપ્રભુએ બંગદેશમાં પ્રથમ કર્યો હતો વળી તેવોજ પ્રચાર કરવા ગુજરાતમાં પણ અનેક ભક્ત પુરૂષો અને મહાત્માઓ હાલમાં પોતાથી બનતો પ્રયાસ આદરી રહ્યા છે.

અસલ ભારતવર્ષમાં બૌદ્ધધર્મનો ફેલાવો થતાં વેદોક્ત કર્મનો વાસ્તવિક હેતુ મલદોષને દૂર કરી શુદ્ધ નિર્મલ બુદ્ધિ ઉત્પન્ન કરવાનો હતો તે લોકની સમજ મર્યાદાથી દૂર થયો. આ વેળા જુદા જુદા મતને માનનારા જુદી જુદી ઉપાસનાઓના હેતુ તથા વૈદિક રહસ્યને સમજ્યા વિના એક બીજાનો દ્વેષ કરતા હતા, અને જૈન તથા બૌદ્ધ ધર્મનું બલ વધી જવાથી વેદોક્ત ધર્મ તથા વર્ણાશ્રમની મર્યાદા છિન્નભિન્ન થઇ ગયાં હતાં. તે વેળા પુરૂષોને વેદોક્ત કર્મનું અને ઉપાસનાઓનું રહસ્ય સમજાવવા કારણ્યને વશ થઇ દીનજનો પર અનુગ્રહ કરવા સારૂં શ્રીદક્ષિણામૂર્તિ પ્રભુએ મલબાર પ્રાંત પવિત્ર પૂર્ણા નદીને કાંઠે આવેલા કાલરી નામના પવિત્ર સ્થલમાં તૈત્તિરીય શાખાનું અધ્યયન કરનાર નંબુરી જ્ઞાતિના પવિત્ર બ્રાહ્મણ શ્રીશિવ-ગુરૂનાં ધર્મપરાયણ સાધ્વીપત્નિ શ્રીમતી અંબાના ઉદરથી શાકે ૬૧૦ ના વૈશાખ શુદિ પંચમીના દિવસે મધ્યરાત્રિને સમયે સ્થૂલ શરીરનો આવિર્ભાવ કર્યો.

તેમનો લૌકિક રીતિએ જન્મ શ્રીમહેશ્વવરની કૃપાથી થયેલો હોવાથી તેમનાં માતાપિતાએ તેમનું નામ શંકર પાડ્યું. તેમને આશરે પાંચ વર્ષની ઉંમર વેદોક્ત વિધિ પુરસ્સર ઉપનયન્ સંસ્કાર આપવામાં આવ્યો. પછી તેઓશ્રીએ પોતાના ગુરૂ શ્રીગોવિંદાનંદ પાસેથી બે વર્ષના ટુંક સમયમાં વેદાદિ તથા ષડ્શાસ્ત્રોનું અધ્યયન પુરૂં કર્યું હતું. ત્યાર બાદ તેમણે પોતાની કિશોર અવસ્થામાંજ સંન્યાસ લીધો હતો અને સોળ વર્ષ જેટલી નાની ઉંમરે દક્ષિણમાં દિગ્વિજય કર્યો હતો.

પરમપૂજ્યપાદ આચાર્ય શ્રીશંકરાચાર્યે નાના મોટા મળી લગભગ સો ઉપરાંત ગ્રંથો રચ્યા છે જેમાંના કેટલાક ગ્રંથો જે સર્વ

માન્ય તથા વેદાંતજ્ઞાનનું નિરૂપણ કરનાર છે. તેઓ તેમની કૃતિઓમાં રત્નો તરીકે લેખાય છે. તત્ત્વબોધ, આત્મબોધ, વાક્યસુધા, અપરોક્ષાનુભૂતિ, વાક્યવૃત્તિ, સિદ્ધાંતબિંદુ, મોહમુદ્‌ગર, ચર્પટપંજરિકા, સદાચાર, બ્રહ્મનામાવલિ અને મણિરત્નમાલા વગેરે.

આ ગ્રંથો તથા અન્ય આધ્યાત્મિક ગ્રંથો જે રત્નો તરીકે મનાય છે તેમનો સામાન્ય જનતામાં બોધ કરવા તથા સામાન્ય જનતાની રાગરાગણી તથા ભજનભાવની વૃત્તિઓને પોષવા પરમપુજ્યપાદ શ્રી શંકર મહારાજશ્રીએ આ ગ્રંથોનો પદ્યમાં અનુવાદ કરવાનો જે શુભ પ્રયાસ કર્યો છે તેને માટે આપણ સર્વે તેમના ઋણી છીએ.

અનુવાદનો હેતુ. વીસમી સદીમાં સ્ત્રી તેમજ પુરૂપ વર્ગમાં કેળવણીનો વિશેષ પ્રચાર થયેલો હોવાથી જનતામાં ઠેરઠેર કેળવણીનો પ્રકાશ માલુમ પડે છે. તેથી કરીને અવકાશના વખતમાં વાંચવા યોગ્ય સાહિત્યની ઇચ્છા ઉદ્‌ભવતાં માણસ કાં તો સામાજીક નવલ કથાઓ કે નાટય પુસ્તકો વાંચવા પ્રેરાય છે. જ્યારે કાંઇક ધાર્મિક સંસ્કારવાળા પુરૂષોને હિંદુધર્મનાં રામાયણ મહાભારત આદિ પુસ્તકો વાંચવાનું મન થાય છે. પરંતુ તેમાં રહેલી ગૂઢ ભાવનાઓ, ઉચ્ચ વિચારો અને અદ્‌ભૂત તત્ત્વરહસ્યની સંકલના તેમનાથી અજાણુજ રહે છે. જેને લીધે તેમને તે પુસ્તકોથી જોઇએ તેટલો ફાયદો થતો નથી.

આમ આ પુસ્તકો માત્ર ઐતિહાસિક વૃત્તાંતના વર્ણન તરીકે ગણાતાં અપૂજ્ય બને છે. એટલુંજ નહિ પણ તેના વિષયમાં ઘણી અનિચ્છનીય શંકાઓ પેદા થાય છે, જેથી તેઓ આનું શિષ્ટ પરંતુ કઠિન વાચન પડતું મૂકે છે. અને ધાર્મિક સંસ્કારો તો તેમનામાં છે એટલે તેમને આ પ્રકારના વાચનથી જુદુંજ વાંચન પકડવાની ઇચ્છા થાય છે. જે વાચન ભકતજનોની ગાથાઓ કે ભકત કવિજનોની કૃતિઓ છે. આવી કૃતિઓમાં ખાસ કરીને પ્રાચીન કવિ-

ઓની કૃતિઓ વિશેષ આકર્ષક બને છે, કારણકે તેમાં નીતિ ભક્તિ તથા તત્ત્વજ્ઞાનની લ્હાણીઓ પીરસવામાં આવેલી છે. જ્યારે હાલના કવિઓની કૃતિઓ વિશેષ ભાગે કુદરત અને વિજ્ઞાનના વિષયો પરત્વે હોય છે. કેટલાક આધુનિક ભક્તકવિઓ ભજન કીર્તન ઉદ્દિષ્ટ કેટલીક કૃતિઓ રચે છે પણ તેમાં ભક્તિરસ પ્રાકૃત હોવાથી તથા કૃતિઓ પણ સ્વાનુભવ સિદ્ધ નહિ હોવાથી તેમાં માત્ર શબ્દયોજના તથા વાક્જાળ વિશેષ જોવામાં આવે છે. કયાં મીરાં તથા પ્રીતમની કાવ્ય શક્તિ અને કયાં તાલમાત્રાદિના પ્રયાસથી રચાયેલાં આધુનિક ભજન–પદોની કૃત્રિમતા!

પરમતત્ત્વ વિલાસ નામક આ ગ્રંથ જે પ. પુ. શ્રીશંકરમહારાજશ્રીએ રચ્યો છે તે આચાર્ય શ્રીશંકરાચાર્યના રત્ન ગ્રંથોનો અનુવાદ છે એટલે તેમની ઉપયોગિતામાં તો કહેવુંજ શું ?

આત્મા જે સચ્ચિદાનંદરૂપ છે, જેને વેદાંતમાં બ્રહ્મ શબ્દવડે, યોગમાં ઇશ્વર શબ્દવડે તથા ભાગવતમાં ભગવાન શબ્દવડે કહેવામાં આવે છે, તેજ આત્મા પરમતત્ત્વ શબ્દવડે કહેવાય છે. આત્મા ત્રણ પરિચ્છેદોથી રહિત છે, પાંચ ભેદોથી રહિત છે ત્રણ અવસ્થાઓથી તથા પાંચકોશથી પર છે, વળી જે સર્વાત્મક સર્વાતીત, વિભુ, નિત્ય, અનંત અને એક વસ્તુ રૂપ છે. આમ આત્મા એક, અનંત અખંડરૂપે હોવાથી તેનો વિલાસ પરમતત્ત્વ વિલાસ જે આ ગ્રંથનું નામ છે તે યોગ્ય છે. અતઃ પરમતત્ત્વ વિલાસ નામક આ ગ્રંથનો પરમતત્ત્વરૂપ આત્મા કેવી રીતે વિલાસ પામ્યો છે તે દર્શાવવું એ વિષય છે, પ્રતિપાદ્ય–પ્રતિપાદકનો સંબંધ છે, ગુરૂ–સંતની સેવાથી કૃતાર્થજન અધિકારી છે અને કારણસહ અજ્ઞાનની નિવૃત્તિ એ પરમ પ્રયોજન છે.

આ ગ્રંથ મહારાજશ્રીની કાવ્ય રચવામાં રહેલી વૃત્તિશક્તિનું સહજ પરિણામ છે. સરસ્વતિ દેવિના તથા ગુરૂના પ્રસાદથી હૃદ-

ચમાં આત્માનંદનો ઉદધિ દિલસતાં, સમુદ્રમાં જેમ છોળો ઉડે છે તેમ તેમના મુખમાંથી વાણી નીકળે છે. તે વાણીસંગ્રહરૂપ આ પરમતત્ત્વવિલાસ નામક ગ્રંથ છે. મહારાજશ્રીની અપુર્વકૃતિ શ્રી શંકર વિલાસ જેનાં ભજન પદ તથા ગરબીઓ આજે ગુજરાત ભરમાં ઘેર ઘેર ગવાતાં હોઇ ભક્તજનોને અર્થાત્ ભકતમંડળોમાં વિશેષપણે પરિચિત છે. એટલે તેના વિષે વિશેષગાન પિષ્ટપેષણવત્ છે એમ માની અત્રે વિરમું છું. ઇત્યલમ્

લી. દાસાનુદાસ

**ચુનીલાલ નારણદાસ દલાલ B. A.**

હેડમાસ્તર ગવર્મેન્ટ મીડલ સ્કુલ-**અમદાવાદ**

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

આ ગ્રંથની પહેલી આવૃત્તિ થોડાજ સમયમાં ખપી જવાથી તેમજ કેટલેક સ્થળેથી શીઘ્ર છપાવવાની પ્રેરણા થવાથી આ બીજી આવૃત્તિ પ. પૂ. શંકર મહારાજની આજ્ઞા લઇને છપાવવી આવશ્યક માની છે. પહેલી આવૃત્તિ કરતાં આમાં વિવેકચૂડામણિ, પ્રબોધ-સુધાકર અને સ્વાત્મનિરૂપણ આ ત્રણ પ્રકરણ ગ્રંથોનો ઉમેરો કરવામાં આવ્યો છે, અને પહેલી આવૃત્તિમાંનો કેટલોક કાવ્યભાગ પૂ. મહારાજશ્રીના રચેલા **વેદાંત વિલાસ**માં મૂકવામાં આવ્યો છે.

પૂ. મહારાજશ્રીનો મ્હને હમણાં થોડા સમય ઉપરજ પરિચય થયો, જેમાં તેઓશ્રીની અદ્વિતીય કાવ્યશક્તિ અને અતિગૂઢતા ભરેલું વેદાંતજ્ઞાન જોઇ મ્હારૂં હૃદય તેઓશ્રીના તરફ આકર્ષાયું. એમનું નિઃસ્વાર્થપરાયણ જીવન અને સત્યતા ભરેલા આત્મસિદ્ધાંતો જોતાંજ મ્હને તેઓશ્રી પ્રત્યે સદ્‌ભાવ થયો અને મ્હારા સદ્‌ગત પૂજ્ય પિતાશ્રીના સ્મરણાર્થે પડત મૂલ્યે પ્રસિદ્ધ કરી જનસમૂહના કરકમલમાં

યત્કિંચિત સેવારૂપ આ ગ્રંથ મૂકવા મ્હારી આંતર અભિલાષા મેં તેઓશ્રીને જણાવી; જે સહર્ષ તેઓશ્રીએ સ્વીકારી. તે બદલ હું તેઓશ્રીનો ઋણી છું. મ્હને આશા છે કે ભારતવર્ષની કદરદાન પ્રજા મ્હારા આ નમ્ર પ્રયાસને વધાવી મ્હને કૃતાર્થ કરશે. ઇતિ શીવમ્

માણેકચોક
**અમદાવાદ**
તા. ૨૧–૭–૪૨

લી.
સંતચરણાભિલાષી
**પારી પ્રેમચંદભાઇ રણછોડદાસ**



* છપામણી ખર્ચનો હિસાબ *

| રૂ. આ. પૈ. | |
|---|---|
| ૩૫૭–૦–૦ | ૨૮, રતલી કાગળ રીમ ૨૪) દર. રૂ. ૧૪–૧૪–૦ |
| ૨૦૭–૦–૦ | દર રૂ. ૯) એક ફર્માના લેખે ૨૩) ફર્માનું છપામણી ખર્ચ |
| ૧૧–૮–૦ | ૨૩) ફર્માની વળામણી ખર્ચ |
| ૧૭૦–૦–૦ | પાકું પુંઠું બંધાવવાનું ખર્ચ |
| ૩૯–૦–૦ | ગુ. સમાચાર તથા સંદેશમાં જા. ખ. આપ્યાનો ખર્ચ |
| ૬૦–૦–૦ | પરચુરણ ખર્ચ |
| ૮૪૪–૮–૦ | |

પુસ્તકો મળવાનાં ઠેકાણાં:—

**પ. પૂ. શ્રી શંકર મહારાજ ઉનાવાવાળા**
હાલ. ઠે. દરિયાપુર મોટી સાલેપરી—**અમદાવાદ**

**પારી પ્રેમચંદભાઇ રણછોડદાસ**
માણેકચોક—**અમદાવાદ**

# * અનુક્રમણિકા *





## * અગાઉથી ગ્રાહક થનારનાં નામ *

### અમદાવાદ

ડૉ. પા. આત્મારામ લલ્લુભાઇ
,, છોટાલાલ મગનલાલ
,, મોહનલાલ હરજીવનદાસ
,, કિશોરભાઇ આત્મારામ
,, બેચરભાઇ ઇચ્છાલાલ
,, ઇશ્વરલાલ બાબરભાઇ
,, મોહનલાલ નાથાલાલ
,, નરોતમલાલ જેઠાલાલ
,, નારણલાલ હરિભાઇ
,, ગોપાલદાસ કાળીદાસ
,, માણેકલાલ ઇશ્વરલાલ
ખમાર સોમાભાઇ કચરાલાલ
,, રમણલાલ મોહનલાલ
દલવાડી મફતલાલ છગનલાલ
મારવાડી ખેતાજી વનાજી
મહેતા વૃજલાલ મગનલાલ
શાહ શાંતિલાલ બળદેવદાસ
મારફતીયા ચમનલાલ ઇચ્છાલાલ
ભગત શીવલાલ રણછોડ
પા. ડાહ્યાલાલ અમરતલાલ
પા. શાંતિલાલ સોમાભાઇ
રા. ફકીરભાઇ મગનલાલ
ભગત કચરાલાલ મફતલાલ
ગાંધી નારણલાલ શકરાલાલ
ભટ્ટ શંકરલાલ હરિભાઇ
પા. ડાહ્યાલાલ પ્રભુદાસ
મહારાજ જાદવજી લાલશંકર
મહેતા હરિલાલ જેશંકર
ચોકસી દ્વારકાદાસ છક્કડશી
પા. રતીલાલ મનસુખરામ
પા. ગોરધનભાઇ ગીરધરલાલ
પા. ગોવિંદલાલ મણીલાલ

### ધીણોજ

પા. ભગુભાઇ હીરદાસ

### મૂઢેરાનું પરૂં

પા. નાથાલાલ ધનજી
પા. ઉમેદરામ ભાયચંદ

### વિસલવાસણા

પા. મોહનલાલ હરિભાઇ
પા. જોઈતારામ મંગળદાસ
પા. ઇશ્વરભાઇ માનદાસ
પા. મોહનલાલ ચતુરભાઇ

### લાલપુર (કાઠિયાવાડ)

પા. નારણભાઇ ગોકળદાસ

### સિદ્ધપુર

બ્રહ્મભટ્ટ સીતારામ મંગળજી

### દવાડા

પા. મોરારભાઇ કિશોરભાઇ
પા. મથુરભાઇ હરિભાઇ
પા. બાબાઇ દેવરાજ
પા. શંકરલાલ જેસંગભાઇ
પા. કિશોરભાઇ છગનલાલ

**પાટના કૂવા**

માસ્તર ધર્મદાસ લાલજીભાઇ

**પાટણ**

જાની ચંદ્રશંકર લીલાશંકર
વ્યાસ દુર્ગાશંકર દલસુખરામ
નાથાલાલ ખોડીદાસ બંગડીવાળા
ગં. સ્વ. મેનાંબેન
ગં. સ્વ. ચંદનબેન
ગં. સ્વ. ચંચલબેન
ગં. સ્વ. નર્મદાબેન
ગં. સ્વ. ગજરીબેન

**પાલણપુર**

ત્રીવેદી ચીમનભાઇ દલસુખરામ
ડૉ. ભાનુશંકર પુરોહિત
મહારાજ પ્રેમશંકરભાઇ
શામળભાઈ લલ્લુભાઇ

**માતપુર**

પા. મોહનલાલ મોતીદાસ
પા. કાશીરામ ગંગારામ
પા. હરિભાઇ મનોરભાઇ
પા. ચેલાભાઇ છગનદાસ
પા. ઇશ્વરલાલ શંકરદાસ

**વીસોલ**

પા. ઇશ્વરદાસ માનદાસ

**વેડંચા**

વૈદરાજ પ્રેમચંદ મોતીરામ
પંચાલ ઉમેદરામ પુંજીરામ
સુથાર પ્રભુદાસ મોહનલાલ
જોષી લહેરચંદ ખેમચંદ
પ્રજાપત ગણેશ માનજી
,, હીરાભાઇ દેવાભાઈ
રાત જીવાભાઇ ડોસજી
માસ્તર વલ્લભરામ કાશીરામ
બ્રહ્મક્ષત્રી જીવરામ લલ્લુરામ
વાળંદ મોહનભાઇ બાળચંદ
વણકર રામા નરસિંહ

**કુંભાસણ**

બ્રહ્મક્ષત્રી ઉગરચંદ પ્રાગજીભાઇ

**ઉમરેઠ**

ભગત કાળીદાસ ભીખાભાઇ
પંડયા ફુલચંદ જીભાઇ
ડૉ. જેશંકર મોતીરામ

**વઢવાણ**

શેઠ ચંપકલાલ જેચંદભાઇ
જાની લાભશંકર પોપટલાલ

**વઢવાણ-કેમ્પ**

ડૉ. માધવલાલ ધનેશ્વર

**બલોલ**

પા. રામદાસ બેચરદાસ

**મકતુપુર**

પા. માધાભાઇ ચતુરભાઇ

**સરખેજ**

રા. મણીલાલ કરૂણાશંકર
તરવાડી ઇશ્વરલાલ દેવશંકર

**પ્રતાપગઢ (બેચરાજી)**

પા. કેશવલાલ બાજીદાસ
પા. પ્રેમજીભાઇ દેવજીભાઇ

**દેવગઢ**

પા. લવજીભાઇ ગણેશજી

**મરતોલી**

પા. દ્વારકાદાસ જીવીદાસ

**આજોલ**

પા. ગોપાલદાસ હાલાભાઇ

**મેરવાડા**

ગંગાબેન રામદાસ

**મીઠાધરવા**

પા. જોઇતારામ શંકરદાસ

પા. હરગોવન હેમરાજ

પા. ઇશ્વરલાલ અંબારામ

પા. નાગરભાઇ લીલાભાઇ

પા. મગનભાઇ જોઇતારામ

**ભુંણાવ**

પા. મગનદાસ પ્રભુદાસ

**કાંસા**

પા. શંકરદાસ રણછોડદાસ

પા. અંબારામ જીવરામ

**કલોલ**

ખમાર અંબાલાલ જીવણભાઇ

શા. માધવલાલ ચુનીલાલ

**કડી**

દલવાડી પ્રભુદાસ આશારામ
ક. વિ. સ. ના ઑડીટર

**ધાંગધ્રા**

ડૉ. મોહનલાલ પુરશોતમ જાની

**મીયાગામ**

મે. રા. રા. જેઠાલાલ શવજીભાઇ
સબ. પી. ડબલ્યુ ઇન્સ્પેક્ટર

**જામ જોધપુર**

ડૉ. મગનલાલ વલ્લભદાસ

**તારાપુર**

વૈદરાજ જયશંકર ભગવાનલાલ

દવે કાન્તિલાલ મણીલાલ

**મોટા ગોરૈયા**

પા. ચુનીલાલ કાનજી

**વિજાપુર**

શ્રીકૃષ્ણ જટાકૃષ્ણ ત્રીવેદી
હેડમાસ્તર એ. વી. સ્કૂલ

**ભાવનગર**

પ્રિયકાન્ત નાનાલાલ

ગુલામહુસેન નુ. વઝીર

કા. પા. પરમાનંદ ખોડીદાસ

,, ચુનીલાલ આત્મારામ

**ડાકોર**

જોષી રવિશંકર પરશોતમ

**ટીંટોડા**

ભટ્ટ ચીમનલાલ ગણપતરામ

ભગત પુંજાભાઇ થાનાજી

અ. સૌ. ધુળીબેન

**ભાટેરા**

વૈદ્ય ધુળાભાઇ કાળીદાસ

**રતનપુર**

બિહોલા નાથુજી રવજી

**લાડોલ**

પરમાર વરવાજી બેચરજી

પા. મણીલાલ ગોકળદાસ

**ધમાસણા**

ભટ્ટ ડાહ્યાભાઇ લલ્લુભાઇ

**બુટ્ટાપાલડી**

પા. કાશીરામ શંકરદાસ

**સમઉ**

ચાવડા ભીમસિંહ અમથાજી

**અંબાપરૂં**

પા. મોહનલાલ અંબારામ

**પેટલાદ**

માસ્તર ચતુરભાઇ કલ્યાણભાઇ
શિક્ષક હાઇસ્કૂલ

શા. મોહનલાલ મથુરદાસ

પંડયા રામશંકર બકોરભાઇ

**દેણપ**

પા. કાશીરામ હેમરાજ

પા. મોહનલાલ શંકરલાલ

**મહેસાણા**

ચોકસી શીવલાલ મગનલાલ

**ઐઠોર**

પા. જોઇતારામ છગનદાસ

પા. મોહનલાલ વીરચંદ

**વિસનગર**

પા. ગણેશદાસ મણીલાલ

પા. ઉમેદરામ તરભોવનદાસ

એમ. એસ. બ્રહ્મભટ્ટ

**શાખપુર**

પા. દુદાભાઇ દેવજીભાઇ

**કમળીવાડા**

પા. મોહનલાલ કિશોરદાસ

**કંથરાવી**

પા. કેશવલાલ રણછોડદાસ

**આંત્રોલી**

ઠા. મોતીજી નાથાજી

**બાકોર**

પા. નાથાભાઇ કડવાભાઇ

**ઘમીજ**

વાણંદ છનાલાલ મોતીરામ

**આદરજ**

પા. કરશન શીવરામ

**હાલોદ**

મહેતા ચંદુલાલ માધવલાલ

**વાસણા**

પા. તુલસીભાઇ ભલાભાઇ

**ભવનાથ**

ઠા. મોતીજી ધુળાજી

**મીઠાખળી**

પા. બહેચરભાઇ નરસિંહભાઇ

પા. કેશવલાલ નરસિંહભાઇ

પા. દેસાઇભાઇ પરસોતમદાસ

પા. નટવરલાલ ચતુરભાઇ

બટુકલાલ છ. દેસાઇ

જોશી લાલશંકર ગવરીશંકર

પા. વાડીલાલ બેચરદાસ

પા. અંબારામ બાપુભાઇ
પા. નારણભાઇ કાળીદાસ
પા. મણીલાલ સોમનાથ
પા. અંબાલાલ મગનલાલ
પા. શકરાભાઇ રાયચંદ
પા. માણેકલાલ છગનલાલ

**સુલથાણીઆ**

પા. અંબાલાલ નથુરામ

**મોરબી**

પા. મકવાણા મુળજી રાજારામ
ઠક્કર હીરજી ગોવિંદજી

**નાંદોલ**

દવે રમણલાલ જેઠાલાલ

**સરસપુર**

પા. અંબાલાલ આત્મારામ

**રૂવાવી**

પા. કાનજી હરિદાસ

**ઉંઝા**

પા. અંબાલાલ વિઠલદાસ
પા. મગનદાસ વેલજી
પા. મોતીરામ માધાભાઇ
પા. નારણદાસ નાથાલાલ
પા. મોહનલાલ જોઇતારામ
પા. માધાભાઇ હેમરાજ

**વડોદરા**

બાબુ મહીપતરાવ ડાંગટ

**ભાઠોર**

પા. ગંગારામ રામદાસ

**પીંઢારપુરા**

પા. જીવાભાઇ રણછોડ

**ધાણોધરડા**

પા. શીવરામ ગણેશદાસ
પા. ગણેશદાસ લખુભાઇ

**માતર**

કા. પા. સોમાભાઇ ચતુરભાઇ

**સરાવા**

ભગવતિ પ્રસાદ રામટહલ

**ગોઝારીયા**

ભગત સોમાભાઇ મોતીરામ

**શીરોહી**

દવે મોહનલાલ શંકરલાલ

**ઘોડાસર**

ભાવશાર ફુલચંદ મગનદાસ

**ચાણસ્મા**

પા. ઇશ્વરલાલ મગનલાલ
પા. જીવરામ મગનલાલ
પા. અંબાલાલ નાગરદાસ

**ધોળકા**

કા. પા. મણીલાલ નરોત્તમ

**ગોધાવી**

માસ્તર જમનાશંકર ચુનીલાલ

**ઇટાવા**

ભૈયા ફોજદાર રામશરણ
પંડિત અચલસિંગ દુર્ગાપ્રસાદ

**નવરંગપુરા**

પા. ચતુરભાઇ બેચરદાસ

**ભાડજ**

પા. બબલદાસ હરિદાસ

### ધાંમતવાણ
પા. પુંજાભાઇ જેઠાલાલ

### ચંડાલજ
પા. ગંગારામ જેસંગદાસ

પા. અંબારામ શકરાભાઇ

પા. બાળચંદ બેચરદાસ

પા. મોહનલાલ રામચંદદાસ

### ઉનાવા
રા. વસંતલાલ જગન્નાથ

પા. શીવરામ મૂળચંદ

પા. મોહનભાઇ તરભોવન

પા. નારણભાઇ ભાયચંદ

ચો. ફુલજી રામજી

ચો. દેવજી હેમાજી

ચો. નારણજી અમરાજી

મીસ્ત્રી બાળચંદભાઇ

### ધણીયોલ
ભકતરાજ મહાત્મા ઋષી મહારાજ

જાની કેશવલાલ જેઠાલાલ

„ છગુભાઈ પ્રભુરામ

„ ભલાભાઇ પ્રભુરામ

રાવલ મોતીરામ પ્રભુરામ

પા. જોઈતાભાઈ જસકણજી

પા. જીવાજી હરિજી

પા. નાથાજી ઓતમજી

પા. કેશાજી લાખાજી

પા. રેવાભાઇ રણછોડજી

ઠા. ફતાભાઇ પુંજાજી

ઠા. કોદરજી કેયાજી

### દાસજ
પા. મોતીરામ ભગવાનદાસ

પા. અંબારામ પરશોતમદાસ

પા. શીવરામ ચેલદાસ

પા. મગનલાલ અંબારામ

માસ્તર વેલજીભાઇ જેઠાભાઇ

પા. શીવરામ કાળીદાસ

પા. ગોદડભાઇ માધવદાસ

પા. જીવરામ હેમાભાઇ

પા. નરસિંહ બેચરભાઇ

પા. કામરાજ બાળચંદ

પા. શંકરદાસ બાળચંદ

પા. શીવાભાઇ બેચરભાઇ

### કાલેડા
પા. શંકરદાસ કરશનદાસ

પા. જેઠાભાઇ હીરદાસ

### ઓકરવાડા
પા. જોઇતારામ નારણભાઈ

પા. તરભોવન લીલદાસ

પા. શંભુભાઇ કિશોરદાસ

પા. મગનભાઇ ખોડીદાસ

પા. શીવરામ વીરચંદ

### ધંધુકા
દલવાડી નરસીંહ હરિભાઇ

### ખેરાણુ
પા. વીઠ્ઠલદાસ દ્વારકાદાસ

ૐ

" શશશા શબ્દાતીત હૈ, કક્કા કૈવલ્ય ધામ;
રર્રા રગરગમેં રમે, તાકા શંકર નામ. "



પરમ પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂવર્ય

**શ્રી શંકરમહારાજ ઉનાવાવાળા**

હાલ નિવાસ-હરિયાપુર માઢી સાલેપરી **અમદાવાદ**



। सत्यंज्ञानमनन्तंब्रह्म ।

# પરમ તત્ત્વ વિલાસ

## શ્રી તત્ત્વબોધ

### મંગલાચરણ

મંગલમય ગુરૂમૂર્તિને, પ્રેમથી કરૂં પ્રણામ,
શંકર સત્કાર્યો વિષે, સદા મળે મન-હામ.
સાદી સીધી ને સરલ, ભાષામાં લખું આજ,
આચાર્યના ગ્રંથ કૈં, મમ સમ જડની કાજ.

*    *    *    *

વાસુદેવેન્દ્ર યોગીન્દ્ર, જ્ઞાનપ્રદ ગુરૂને નમી,
મુમુક્ષુઓના હિતાર્થે, 'તત્ત્વબોધ' લખાય છે.

જ્ઞાન આપનારા યોગીઓમાં શ્રેષ્ટ એવા શ્રી વાસુદેવેન્દ્ર ગુરૂને સવિનય નમસ્કાર કરી મોક્ષને ઈચ્છનારા આત્માઓના કલ્યાણને માટે અહિં તત્ત્વબોધ રચવામાં આવે છે.

જેમણે ચાર સાધનો [ જેનું હવે પછી વર્ણન કરવામાં આવશે તે ] સંપાદન કરેલાં છે એવા અધિકારી જીવોના મોક્ષસાધનભૂત તત્ત્વ-વિવેકનો પ્રકાર અમે કહીએ છીએ.

## સાધન નિરૂપણ

પ્રશ્નઃ—ચાર સાધનો ક્યાં ?

ઉત્તરઃ—નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, આ લોક અને પરલોકના પદાર્થ ફલભોગમાં વૈરાગ્ય, શમદમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા.

પ્રશ્નઃ—નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કોને કહે છે ?

ઉત્તરઃ—નિત્ય ( જેનો કદિ પણ નાશ થતો નથી તેવી ) વસ્તુ કેવળ બ્રહ્મ છે અને એનાથી ભિન્ન અન્ય સર્વ વસ્તુ અનિત્ય (નાશવાન) છે એમ જે દૃઢ નિશ્ચયપૂર્વક જાણવું તે.

પ્રશ્નઃ—વૈરાગ્ય કોને કહે છે ?

ઉત્તરઃ—આ લોકના અને સ્વર્ગાદિ પરલોકના સુખાદિ ભોગોમાં ભોગેચ્છાનો ત્યાગ કરવો તે.

પ્રશ્નઃ—શમદમાદિ છ સંપત્તિ કયી ?

ઉત્તરઃ—શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન આ છ સંપત્તિ છે.

પ્રશ્નઃ—શમ એટલે શું ?

ઉત્તરઃ—શબ્દાદિ પાંચ વિષયોને વિષથી પણ અધિક દુઃખદાયી સમજી તેમાંથી મનને પાછું વાળી પોતાના કબજે કરવું તે.

પ્રશ્નઃ—દમ એટલે શું ?

ઉત્તરઃ—ચક્ષુ આદિ બહારની ઈંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળી પોતપોતાના સ્થાનમાં સ્થાપવી તે.

પ્રશ્ન;—ઉપરતિ કોને કહે છે ?

ઉત્તરઃ—શબ્દાદિ વિષયોમાં જતી ઇંદ્રિયોને રોકી કેવળ આત્મવિચારમાં તત્પર કરવારૂપ સ્વધર્મના અનુષ્ટાનનેજ ઉપરતિ કહે છે.

પ્રશ્નઃ—તિતિક્ષા એટલે શું ?

ઉત્તરઃ—ટાઢ, તડકો, સુખ, દુ;ખ વગેરેમાં સહનશીલતા રાખવી તે.

પ્રશ્નઃ—શ્રદ્ધા કોને કહે છે?

ઉત્તરઃ—આત્મજ્ઞાન આપનારા શ્રીસદ્‌ગુરૂ અને જીવ–બ્રહ્મની એક્તાનું પ્રતિપાદન કરનાર વેદાંતશાસ્ત્ર આ બન્નેના શબ્દોમાં સંપૂર્ણ વિશ્વાસ રાખવો તે.

પ્રશ્નઃ—સમાધાન એટલે શું?

ઉત્તરઃ—ચિત્તવૃત્તિનું એકાગ્રપણું.

[ આ પ્રમાણે શમદમાદિ છ સંપત્તિનાં સ્વરૂપો છે અને તે એકબીજાને સહકારીરૂપ હોવાથી એક સાધનરૂપે માનવામાં આવ્યાં છે ]

પ્રશ્નઃ—મુમુક્ષુતા કોને કહે છે?

ઉત્તરઃ—જન્મમરણાદિરૂપ બંધનમાંથી મુક્ત થવાથી તીવ્ર ઈચ્છા.

આ ચાર સાધનો છે. તેમને પ્રાપ્ત કર્યા પછીથીજ તત્ત્વવિવેકના અધિકારી થઈ શકાય છે.

પ્રશ્નઃ—તત્ત્વવિવેક કયો?

ઉત્તરઃ—આત્મા સત્ય (ત્રણ કાલમાં અબાધિતપણે રહેનાર) છે અને એનાથી ભિન્ન સર્વ પદાર્થો અસત્ય (મિથ્યા) છે એમ નિશ્ચયપૂર્વક જાણવું તે.

પ્રશ્નઃ—આત્મા કયો?

ઉત્તરઃ—સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીરોથી ભિન્ન, અન્નમયાદિ પાંચ કોશથી પર તેમજ જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓનો સાક્ષી હોઇ જે સચ્ચિદાનંદ સ્વરૂપે બિરાજમાન છે તે આત્મા કહેવાય છે.

## દેહ નિરૂપણ

પ્રશ્નઃ—સ્થૂલ શરીર તે કયું?

ઉત્તરઃ—પંચીકૃત ( એક બીજામાં મળેલાં સ્થૂલ ) પાંચ મહાભૂતોમાંથી બનેલું, શુભકર્મવડે ઉત્પન્ન થયેલું, સુખદુઃખાદિ ભોગના સ્થાનરૂપ તથા જે પોતાના ઉપાદાન કારણમાં હોઇ જન્મે છે, વધે

છે, વિપરિણામ પામે છે, ઘટે છે ને વિનાશ પામે છે એમ ૭ વિકારવાળું છે તે.

પ્રશ્ન:—સૂક્ષ્મ શરીર તે કયું?

ઉત્તર:—અપંચીકૃત (એક બીજામાં નહિ મળેલાં-સૂક્ષ્મ) પાંચ મહાભૂતોથી બનેલું, શુભકર્મવડે ઉત્પન્ન થયેલું, સુખદુઃખાદિ ભોગના સાધનરૂપ તથા જે પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, એક મન અને એક બુદ્ધિ એમ સત્તર કલાઓ સહિત રહે છે તે. કાન, ચામડી, નેત્ર, જીભ અને નાક આ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. કાનના દેવતા દિશા, ચામડીના વાયુ, નેત્રના સૂર્ય, જીભના વરૂણ અને નાકના અશ્વિનીકુમાર એમ પાંચ જ્ઞાનેંદ્રિયોના પાંચ દેવતાઓ છે.

કાનનો વિષય શબ્દગ્રહણ, ચામડીનો સ્પર્શગ્રહણ, નેત્રનો રૂપ-ગ્રહણ, જીભનો રસગ્રહણ અને નાકનો ગંધગ્રહણ એમ પાંચના પાંચ વિષયો છે.

વાણી, હાથ, પગ, ગુદા ને લિંગ આ પાંચ કર્મેંદ્રિયો છે. વાણીના દેવતા અગ્નિ, હાથના ઈંદ્ર, પગના વિષ્ણુ, ગુદાના યમ અને લિંગના પ્રજાપતિ એમ પાંચ કર્મેંદ્રિયના પાંચ દેવતાઓ છે. વાણીનો વિષય ભાષણ, હાથનો વસ્તુગ્રહણ, પગનો ગમન, ગુદાનો મલત્યાગ અને લિંગનો વિષયાનંદ એમ પાંચના પાંચ વિષયો છે.

પ્રશ્ન:—કારણ શરીર કોને કહે છે?

ઉત્તર:—જે અનિર્વાચ્ય (સત્ નહિ તેમ અસત્ પણ નહિ) અનાદિ (ઉત્પત્તિ રહિત) અવિદ્યારૂપ, સ્થૂલ તથા સૂક્ષ્મના કારણરૂપ, સ્વસ્વરૂપનું અજ્ઞાન અને નિર્વિકલ્પરૂપ છે તે કારણ શરીર છે.

## અવસ્થા નિરૂપણ

પ્રશ્ન:—ત્રણ અવસ્થાઓ કયી?

ઉત્તર:—જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ.

પ્રશ્ન:—જાગ્રત્ અવસ્થા કોને કહે છે?

ઉત્તરઃ—શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોદ્વારા તથા શબ્દાદિ વિષયોવડે જે જણાય છે તે. તેનું સ્થૂલ શરીર હોવાથી સ્થૂલમાં અભિમાન કરનાર આત્મા વિશ્વ એમ કહેવાય છે.

પ્રશ્નઃ—સ્વપ્નાવસ્થા કયી ?

ઉત્તરઃ—જાગ્રત્ અવસ્થામાં જે કૈં જોયું હોય તથા સાંભળ્યું હોય તેનાથી ઉત્પન્ન થયેલી વાસનાવડે નિદ્રાના સમયમાં જે પ્રપંચ પ્રતીત થાય છે તે. અહિં સૂક્ષ્મ શરીરનો અભિમાની આત્મા તૈજસ એમ કહેવાય છે.

પ્રશ્નઃ—સુષુપ્તિ અવસ્થા કયી ?

ઉત્તરઃ—"હું કાંઈ પણ જાણતો નથી, મ્હારાવડે સુખપૂર્વક નિદ્રાનો અનુભવ થયો" આવા પ્રકારની સ્થિતિને સુષુપ્તિ અવસ્થા કહે છે. અહિં કારણ શરીરનો અભિમાની આત્મા પ્રાજ્ઞ એમ કહેવાય છે.

પ્રશ્નઃ—પાંચ કોશ કયા કયા છે ?

ઉત્તરઃ--અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય આ પાંચ કોશ છે.

પ્રશ્નઃ—અન્નમય કોશ કયો ?

ઉત્તરઃ—અન્નરસવડેજ ઉત્પન્ન થઈને, અન્નરસવડેજ વૃદ્ધિ પામીને અન્નરૂપ પૃથિવીમાં જે વિલીન થાય છે તે. સ્થૂલશરીર અન્નમય કોશ છે.

પ્રશ્નઃ—પ્રાણમય કોશ કયો ?

ઉત્તરઃ—પ્રાણાદિ પાંચ વાયુઓ તથા વાણીઆદિ પાંચ કર્મેંદ્રિયો મળીને જે કોશ થાય છે તે.

પ્રશ્નઃ—મનોમય કોશ કયો ?

ઉત્તરઃ—મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને જે કોશ થાય છે તે.

પ્રશ્નઃ—વિજ્ઞાનમય કોશ કયો ?

ઉત્તરઃ—બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને જે કોશ થાય છે તે.

પ્રશ્નઃ—અને આનંદમય કોશ કયો ?

ઉત્તરઃ—કારણ શરીરરૂપ અવિદ્યામાં રહેલા પ્રિય, મોદ અને પ્રમોદ વૃત્તિસહિત મલીન સત્ત્વ (રજોગુણ તથા તમોગુણથી દબાયેલા) ગુણને આનંદમય કોશ કહે છે. આ પ્રમાણે પાંચ કોશ છે.

મારૂં શરીર, મારા પ્રાણ, મારૂં મન, મારી બુદ્ધિ અને મારૂં અજ્ઞાન એ સર્વ પોતાના આત્માવડેજ જાણી શકાય છે. જેમ મારા–પણા વડે જાણેલ કડું, કુંડલ ને ગૃહાદિક પોતાના આત્માથી ભિન્ન છે તેમ મારાપણા વડે જાણેલ તે પાંચ કોશાદિ પણ આત્મરૂપ થાતાં નથી અર્થાત્ આત્માથી ભિન્નજ છે.

પ્રશ્નઃ—ત્યારે આત્મા કયો ?

ઉત્તરઃ—જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે.

પ્રશ્નઃ—સત્ એટલે શું ?

ઉત્તરઃ—ત્રણકાલમાં અબાધિતપણે અર્થાત્ એકરસ રૂપે રહે છે તે.

પ્રશ્નઃ—ચિત્ એટલે શું ?

ઉત્તરઃ—જે જ્ઞાન (પ્રકાશ) સ્વરૂપ અર્થાત્ પોતાને તેમજ અન્યને જાણનાર છે તે.

પ્રશ્નઃ—અને આનંદ એટલે શું ?

ઉત્તરઃ—જે પરમપ્રીતિના સ્થાનરૂપ હોઈ સુખ સ્વરૂપ છે તે.

આ પ્રમાણે સચ્ચિદાનંદસ્વરૂપ પોતાના આત્માને જીજ્ઞાસુએ જાણી લેવો.

## તત્ત્વોત્પતિ પ્રકાર

હવે ચોવીસ તત્ત્વો (પાંચ ભૂત, દશ ઈંદ્રિય, પાંચ પ્રાણ અને ચાર અંતઃકરણ)ની ઉત્પત્તિનો પ્રકાર અમે કહીએ છીએ.

બ્રહ્મ (સર્વમાં સમાનપણે વ્યાપીને રહેલા પરમાત્મા) ના આશ્રયે સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણરૂપ માયા શક્તિ રહેલી છે. તે માયાથી

પ્રથમ આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ અને જલથી પૃથ્વી તત્ત્વ ઉત્પન્ન થયું છે.

આ પાંચ તત્ત્વોના મધ્યમાં આકાશના સાત્ત્વિક અંશમાંથી શ્રોત્રેન્દ્રિય ઉત્પન્ન થઇ, વાયુના સાત્ત્વિકમાંથી ત્વચા, અગ્નિના સાત્ત્વિકમાંથી ચક્ષુ, જલના સાત્ત્વકમાંથી જીહ્વા અને પૃથ્વીના સાત્ત્વિકમાંથી ઘ્રાણ ઉત્પન્ન થઇ છે.

આ પાંચતત્ત્વોના સમષ્ટિ સાત્ત્વિક અંશમાંથી મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ ચાર પ્રકારનાં અંતઃકરણ ઉપજ્યાં છે. સંકલ્પ વિકલ્પરૂપ મન છે, નિશ્ચયરૂપ બુદ્ધિ છે, ચિંતનરૂપ ચિત્ત અને અભિમાનરૂપ અહંકાર છે. મનના દેવતા ચંદ્રમા, બુદ્ધિના બ્રહ્મા, ચિત્તના વાસુદેવ અને અહંકારના દેવતા રૂદ્ર છે.

આ પાંચ તત્ત્વોના મધ્યમાં આકાશના રાજસ અંશમાંથી વાણી, વાયુના રાજસમાંથી પાણિ, અગ્નિના રાજસમાંથી પાદ, જલના રાજસમાંથી ઉપસ્થ અને પૃથ્વીના રાજસમાંથી ગુદા ઇંદ્રિય ઉત્પન્ન થઇ છે. એમના સમષ્ટિ રાજસ અંશમાંથી પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન આ પાંચ પ્રાણ ઉત્પન્ન થયા છે. આ પાંચ તત્ત્વોના તામસ અંશમાંથી પંચીકૃત પાંચ તત્ત્વો થાય છે.

પ્રશ્નઃ—પંચીકરણ કેવા પ્રકારે થાય છે.

ઉત્તરઃ—આ પાંચ મહાભૂતોના તમોગુણના અંશસ્વરૂપ એક એક ભૂતનો બે પ્રકારે વિભાગ કરીને એક એક અર્ધ ભાગને જુદો શાંત રાખીને બીજા બીજા અર્ધ ભાગનો ચાર પ્રકારે વિભાગ કરીને પોતાના અર્ધ ભાગને બીજા અર્ધ ભાગોમાં પોતાના ચાર ભાગથી જોડવાનું કરે ત્યારે પંચીકરણ થાય છે. આ પંચીકૃત પાંચ મહાભૂતોથી સ્થૂલદેહ ઉત્પન્ન થાય છે. એમ પિંડ તથા બ્રહ્માંડનું એકપણું થયું.

## જીવ તથા ઇશ્વરનાં સ્વરૂપ

સ્થૂલ શરીરનો અભિમાની આત્મા જીવનામક બ્રહ્મનું પ્રતિબિંબ થાય છે. એજ જીવ પ્રકૃતિ (અવિદ્યા)થી ઇશ્વરને પોતાનાથી જુદાપણા વડે જાણે છે. શુદ્ધાત્મા અવિદ્યારૂપ ઉપાધિથીજ જીવ એમ કહેવાય છે.

માયારૂપ ઉપાધિવાળો થવાથી ઇશ્વર એમ કહેવાય છે. એવી રીતે ઉપાધિના ભેદથી જીવની તથા ઇશ્વરની ભેદદષ્ટિ જ્યાંસુધી રહે છે ત્યાંસુધી જન્મમરણરૂપ સંસાર નિવૃત્તિ પામતો નથી. તેથી કરીને જીવની તથા ઇશ્વરની ભેદબુદ્ધિ ગ્રહણ કરવા યોગ્ય નથી.

શંકા—અભિમાની અને અલ્પજ્ઞજીવની નિરાભિમાની અને સર્વજ્ઞ ઇશ્વરની સાથે બન્નેનું વિરૂદ્ધધર્મપણું હોવાથી "તત્ત્વમસિ" એ મહાવાક્યવડે અભેદબુદ્ધિ કેમ થાય ?

સમાધાન—એમ જો શંકા કરતા હોય તો તે યોગ્ય નથી. કારણકે સ્થૂલ શરીર અને સૂક્ષ્મ શરીરના અભિમાની આત્મા ત્વંપદનો વાચ્યાર્થ (મુખ્યાર્થ) છે અને ઉપાધિથી અત્યંત રહિત થયેલ સમાધિદશા સંપન્ન શુદ્ધ ચૈતન્ય ત્વંપદનો લક્ષ્યાર્થ છે. એમ સર્વજ્ઞપણાદિ વિશેષણવાળો ઇશ્વર તત્ પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિરહિત શુદ્ધચૈતન્ય તત્ પદનો લક્ષ્યાર્થ છે. એ રિતે જીવના અને ઇશ્વરના ચૈતન્યરૂપથી અભેદમાં બાધક (ભેદ સિદ્ધ કરનાર)નો અભાવ છે. અર્થાત્ વાચ્યાર્થમાં ભેદ પ્રતીત થતો છતાં લક્ષ્યાર્થમાં અભેદજ છે.

એમ વેદાંતશાસ્ત્રના તત્ત્વમસ્યાદિ મહાવાક્યોદ્વારા અને શ્રીસદ્ગુરૂના ઉપદેશદ્વારા જેમને સર્વ પ્રાણીઓમાં બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન થઇ છે તે આત્માઓ જીવનમુક્ત છે, એ અર્થ છે.

શંકા—જીવન્મુક્ત કોને કહે છે ?

સમાધાન—જેમ અજ્ઞાની જીવને હું દેહ છું, હું પુરૂષ છું, હું બ્રાહ્મણ છું તથા હું શૂદ્ર છું એવો દઢ નિશ્ચય હોય છે તેમ જે હું

બ્રાહ્મણ નથી, શૂદ્ર નથી, પુરૂષ નથી પરંતુ હું અસંગ છું, સચ્ચિદાનંદસ્વરૂપ છું, પ્રકાશ સ્વરૂપ છું, સર્વનો અંતર્યામી છું તથા ચિદાકાશ વાળો છું આવા દૃઢ નિશ્ચયરૂપ અપરોક્ષજ્ઞાનવાળો છે તેને જીવન્મુક્ત કહે છે.

**“ હું બ્રહ્મજ છું ” એ અપરોક્ષ જ્ઞાનવડે જ્ઞાની પુરૂષ સર્વ પ્રકારનાં કર્મોરૂપ બંધનોમાંથી અત્યંત મુક્ત થાય છે.**

## કર્મ નિરૂપણ

પ્રશ્નઃ—કર્મો કેટલા પ્રકારનાં છે ?

ઉત્તરઃ—આગામિ, સંચિત અને પ્રારબ્ધ એમ ત્રણ પ્રકારનાં છે.

આત્મજ્ઞાન ઉત્પન્ન થયા પછી જ્ઞાનીપુરૂષના શરીરે કરેલું પુણ્યપાપરૂપ જે કર્મ તે આગામિ એમ કહેવાય છે.

પ્રશ્નઃ—સંચિત કર્મ કયું ?

ઉત્તરઃ—અનંતકોટિ જન્મના બીજભૂત જે કર્મ સમૂહ પહેલાંના જન્મમાં સંપાદન કરેલો રહે છે તે સંચિત કર્મ છે.

પ્રશ્નઃ—પ્રારબ્ધ કર્મ કયું ?

ઉત્તરઃ—જે આ દેહને ઉત્પન્ન કરીને આ લોકમાં એવી રીતે સુખદુઃખાદિ આપનારૂં છે તે પ્રારબ્ધ કર્મ છે. આ પ્રારબ્ધ કર્મ ભોગથી નાશ પામે છે. “**પ્રારબ્ધ કર્મોનો ભોગવડેજ નાશ થાય છે**” એવું શાસ્ત્રવચન પણ કહે છે.

“ **હું બ્રહ્મજ** છું ” એ નિશ્ચયાત્મક જ્ઞાનથી સંચિત કર્મનો નાશ થાય છે. આગામિ કર્મ પણ આત્મજ્ઞાનવડે નાશ પામે છે. વળી આગામિ કર્મનો કમલની પાંખડીપર રહેલા પાણીની પેઠે જ્ઞાનીઓને જરાપણ સંબંધ નથી.

## ઉપસંહાર

તેમજ જે મનુષ્યો જ્ઞાનીનાં વખાણ કરે છે, ભજે છે તથા તેમનું પૂજન કરે છે તેમના તરફ જ્ઞાનીએ કરેલું આગામિ પુણ્ય જાય છે અને જેઓ જ્ઞાનીની નિંદા કરે છે, દ્વેષ કરે છે તથા વિશેષ

દુઃખ દે છે તેમના તરફ જ્ઞાનીએ કરેલું સર્વ આગામિ ક્રિયામણ જે પાપરૂપ કર્મથી ઓળખાય છે તે જાય છે.

સેવકજનો પુણ્યને અને દુર્જનો પાપને ગ્રહણ કરે છે. અને વળી આત્મજ્ઞાની સંસારરૂપ સમુદ્રને તરીને અહિંજ બ્રહ્માનંદરૂપ મુક્તિ પ્રાપ્ત કરે છે "**આત્મજ્ઞાની શોકને તરે છે**" એમ શ્રુતિ વચન છે તથા સ્મૃતિ પણ સાક્ષી પૂરી કહે છે કેઃ—"**આત્મજ્ઞાનીનું શરીર કાશીમાં પડો અથવા તો ચાંડાલના ઘરમાં પડો; જ્ઞાનની સંપ્રાપ્તિના સમયમાં પવિત્ર આશયવાળા પુરૂષો મુક્ત થયેલા છે.**"

( શ્રી તત્ત્વબોધ )

**સમાપ્ત.**



# પરમ તત્ત્વ વિલાસ

## । શ્રી આત્મબોધ ।

### મંગલાચરણ

મન વાણી ને કર્મથી, વંદુ સદ્‌ગુરૂ પાય,
આત્મબોધનો સાર આ, સહજે શુદ્ધ લખાય.

### શરણગ્રહણ

સદ્‌ગુરૂ શરણે જઇને શબ્દ વિચારીએ,
જેથી ઉપજે નિર્મલ આત્મજ્ઞાન જો,
**મનમંદિરમંડપમાં મંગલ ગાઇએ,**
**પધરાવીને પ્રેમસ્વરૂપ ભગવાન જો.** —ટેક.

તપથી ક્ષીણુ થયાં છે પાપો જેમનાં,
શાંત અને વિતરાગી જેઓ સદાય જો,
એવા આત્માઓને અતિ ઉપયોગી આ,
યુક્તિપૂર્વક આત્મબોધ લખાય જો.........સદ્‌ગુરૂ...

કર્માદિ કરતાં કેવળ કૈવલ્યનું,
સાક્ષાત્ સાધન આત્માનું દૃઢજ્ઞાનજો,
**જ્ઞાનવિના મુક્તિની સિદ્ધિ છે નહિ,**
**અગ્નિવિણ જેમ થાય નહિ પકવાન જો......સદ્‌ગુરૂ...**

જ્ઞાનતણા પ્રતિબંધકરૂપે સર્વમાં,
મલ વિક્ષેપ ને આવરણ આ ત્રણ દોષ જો,
કર્મોપાસન જ્ઞાનવડે ક્રમથી ટળે,
પણ જો મનમાં હોય બરોબર રોષ જો......સદ્‌ગુરૂ...

"જ્ઞાનાદેવ તુ કૈવલ્યં" આદિ શ્રુતિ,
સાક્ષી પૂરી સિદ્ધ કરે છે વાત જો,
માટે બીજાં સર્વે સાધન છોડીને,
જ્ઞાન ગ્રહો અજ્ઞાનને મારી લાત જો......સદ્‌ગુરૂ...

"જે જેનું વિરોધી તે તેને હણે,"
"હણે નહિ જેને જેથી અવિરોધ જો,"
કર્મ કદિ પણ હણે નહિ અજ્ઞાનને,
હણેજ એને આત્માનો દૃઢબોધ જો......સદ્‌ગુરૂ...

જ્ઞાન અને અજ્ઞાનને નહિ ગોઠીપણાં,
એથી એને જ્ઞાન હણે છે જરૂર જો,
જેમ હણે છે તેજ તિમિર સમૂહને,
છોને હોય એ મનમાં બહુ મગરૂર જો......સદ્‌ગુરૂ...

## આત્માનું અપરિચ્છિન્નપણું

જુદા જુદા જેવો જીવ અજ્ઞાનથી,
પણ દૂર થાતાં ભાસે સ્વયંપ્રકાશ જો,
જેમ રવિ વાદળીયાં વિખરાઇ જતાં,
આપે અવનિ ઉપર અતિ ઉજાશ જો...સદ્‌ગુરૂ...

અજ્ઞાનથી મલિન થયેલા જીવને,
જ્ઞાનાભ્યાસથી વિશુદ્ધ કરીને જ્ઞાન જો,
નીરમાં નાંખેલી નિર્મળીની રેણુવત્,
પોતે પણ ત્યાં પામે છે અવસાન જો......સદ્‌ગુરૂ...

## સંસારનું સ્વરૂપ

રાગ અને દ્વેષાદિથી ભરપૂર આ,
સ્વપ્ન સમાનજ છે સારો સંસાર જો,
સત્ય સ્વરૂપે ભાસે તે સ્વકાલમાં,
જ્ઞાન સમયમાં જાય ભણી પોબાર જો...સદ્‌ગુરૂ......

જેમ જણાય રૂપું છીપીના સ્થાનમાં,
જ્યાં સુધી છીપીનું જ્ઞાન ન થાય જો,
જેમ જણાય જગત્ પણ સાચું ત્યાંસુધી,
જ્યાં સુધી અદ્વય બ્રહ્મ ન ઓળખાય જો...સદ્‌ગુરૂ......

સચ્ચિત્ નિત્ય અનુસ્યૂત વ્યાપક બ્રહ્મમાં,
વિવિધ સર્વે વ્યક્તિઓ કલ્પાય જો,
જેમ કડાં આદિ કલ્પાય સુવર્ણમાં,
પણ આ વસ્તુ સ્હેજે નહિ સમજાય જો...સદ્‌ગુરૂ......

જુદી જુદી ઉપાધિઓના ભેદથી,
જુદા જુદારૂપે વ્યાપક આકાશ જો,
એમજ આત્મા પણ ઉપાધિભેદથી,
તે દૂર થાતાં પોતે સ્વયંપ્રકાશ જો...સદ્‌ગુરૂ......

જલમાં જેમ જુદી જુદી ઉપાધિથી,
જુદા જુદા રસ આદિ કલ્પાય જો,
એમ ઉપાધિને લીધેજ આત્મમાં,
વર્ણ આશ્રમ આદિ આરોપાય જો...સદ્‌ગુરૂ......

## ઉપાધિરૂપ શરીરનાં સ્વરૂપ

પંચીકૃત મહાભૂતોથી ઉપજેલું જે,
પ્રારબ્ધકર્મેજ રચેલું જેહ જો,

જીવનાં સુખ અને દુઃખોના સ્થાનરૂપ,
સ્થૂલ શરીર પહેલી ઉપાધિ એહ જો...સદ્‌ગુરૂ......

પાંચ પ્રાણ દશઇંદ્રિયો મન બુદ્ધિરૂપ,
અપંચીકૃત ભૂતોથી ઉપજ્યું જેહ જો,
સુખદુઃખના સાધનરૂપ સૂક્ષ્મશરીર છે,
આત્માની બીજી ઉપાધિ એહ જો...સદ્‌ગુરૂ......

અનાદિ અનિર્વચનીય અવિદ્યા કહી,
કારણરૂપ ઉપાધિ ત્રીજી તેહ જો,
આ ત્રણ ઉપાધિથી ન્યારો આત્મ છે,
નિશ્ચય માને જીજ્ઞાસુજન જેહ જો...સદ્‌ગુરૂ......

જેમ સ્ફટિક નીલવસ્ત્રાદિના યોગથી,
નીલ સ્વરૂપે જગજાહેર જણાય જો,
તેવીરિતે પાંચ કોશાદિ યોગથી,
તે તે રૂપે આત્મા પ્રતીત થાય જો...સદ્‌ગુરૂ......

ખાંડણીયામાં ખાંડીને ખૂબ યુકિતથી,
ચોખા જેવીરિતે જુદા કરાય જો,
તેવીરિતે આત્મા પાંચે કોશથી,
યુકિતપૂર્વક અળગો કરી શકાય જો...સદ્‌ગુરૂ......

આત્મા જો કે સર્વવ્યાપક છે છતાં,
સર્વત્ર એનું દર્શન નહિ થાય જો,
સ્વચ્છ પદાર્થોમાં પડતા પ્રતિબિંબવત્,
પવિત્ર બુદ્ધિમાંજ એ ભાસે સદાય જો...સદ્‌ગુરૂ......

દેહ ઇંદ્રિય મન બુદ્ધિ માયાથી ભિન્ન,
ને વૃત્તિનો સાક્ષી આત્મારામ જો,
**જેવીરીતે રાજસભામાં રાજવી,**
**તેવીરિતે તનમાં તેનો મુકામ જો...સદ્‌ગુરૂ......**

## આત્માનું અકર્તાપણું

**જેમ શશી દોડે નહિ-દોડે વાદળાં,**
**તોપણ જડને દોડંતો દેખાય જો,**
તેમ અક્રિય આત્મા-કર્તા ઈંદ્રિયો,
તોપણ જડને આત્મા કર્તા મનાય જો...સદ્‌ગુરૂ......

જેમ રવિના પ્રકાશથી આ લોક સૌ,
કરે છે પોતે પોતાના વ્યવહાર જો,
તેમજ દેહાદિ આશ્રય કરી આત્મનો,
સૌ સૌના વિયોગમાં છે વળનાર જો...સદ્‌ગુરૂ......

દેહાદિના ધર્માદિ અવિવેકથી,
નિર્મલ સચ્ચિત્ આત્મામાં કલ્પાય જો,
નીલતા આદિ ધર્મો જેમ અવિવેકથી,
વ્યાપક વ્યોમની વિષે પ્રતીત થાય જો...સદ્‌ગુરૂ......

જલના ચલનાદિ ધર્મો જલચંદ્રમાં,
કલ્પે જડતાવશ થઈ જીવો જેમ જો,
કર્તાપણું આદિ ધર્મો જે મનના,
આત્મામાં કલ્પે અજ્ઞાની તેમ જો...સદ્‌ગુરૂ......

રાગેચ્છા સુખદુઃખાદિ ત્યારે દિસે,
જ્યારે બુદ્ધિનો હોયજ સદ્‌ભાવ જો,
સુષુપ્તિમાં એ શોધે પણ મળતાં નથી,
કારણકે ત્યાં બુદ્ધિનો છે અભાવ જો......સદ્‌ગુરૂ......

તેથી તે સર્વે છે બુદ્ધિવૃત્તિનાં,
આત્માનું એમાં નહિ એકે કોઇ જો,
**મૂર્ખા સાથે માથું ફોડે શું વળે?**
**શિદ પડવું કૂવામાં જાણી જોઇ જો?...સદ્‌ગુરૂ......**

જેમ શીતળતા જલની–અગ્નિની ઉષ્ણતા,
અને રવિનો પ્રકાશ નિજ સ્વભાવ જો,
સચ્ચિદાનંદ નિર્મલતા ને નિત્યતા,
આત્માના મૂલ સ્વભાવ અન્ય અભાવ જો...સદ્‌ગુરૂ......

## આત્માની કારણતા

આત્માના સત્ ચિત્ ને વૃત્તિ બુદ્ધિની,
જોડી 'હું જાણું' એ થાય પ્રયોગ જો,
પણ એ સર્વે સંભવતા અજ્ઞાનમાં,
જ્ઞાનદશામાં રહે ન એકે રોગ જો.........સદ્‌ગુરૂ......

આત્મામાં વિક્રિયા કોઇ છે નહિ,
જડબુદ્ધિમાં જોતાં જડે ન જ્ઞાન જો,
તોપણ સર્વ જાણી જીવ અજ્ઞાનથી,
હું કર્તા આદિરૂપ ધરે અભિમાન જો......સદ્‌ગુરૂ......

રજ્જુમાંના સર્પની પેઠે આત્મને,
જીવ જાણીને તે ભયના વશ થાય જો,
"જીવ નથી પણ પરમાત્મા છું" એમ જો,
જાણે તો તો ભય સૌ ભાગી જાય જો...સદ્‌ગુરૂ......

દીવો જેમ પ્રકાશે છે ઘટઆદિને,
પણ ઘટઆદિ કરે ન એનો પ્રકાશ જો,
એકજ આત્મા પ્રકાશે બુદ્ધિઆદિને,
પણ એને એઓની છે નહિ આશ જો...સદ્‌ગુરૂ......

**દીવાને બીજા દીવાની શું પડી?**
**કારણ પોતે પ્રકાશનો અંબાર જો,**

જ્ઞાનપણાથી આત્માને નિજ જ્ઞાનમાં,
બીજા જ્ઞાનની ઇચ્છા નહિ તલભાર જો...સદ્‌ગુરૂ......

## જીજ્ઞાસુનું કર્તવ્ય

"આ નહિ, આ નહિ" આ શ્રુતિ સમશેરથી,
સર્વ ઉપાધિઓનો કરી સંહાર જો,
"તે તું છે" આદિ મહાવાક્ય વિચારીને,
જીવ-ઇશ્વરનું એકપણું ઉર ધાર જો......સદ્‌ગુરૂ......

દેહાદિ છે કાર્ય અવિદ્યાદેવીનું,
જલ પરપોટા જેવું વિનાશવંત જો,
તેનાથી વિલક્ષણ નિર્મલ બ્રહ્મ હું,
એમજ જાણે જીજ્ઞાસુ જે સંત જો......સદ્‌ગુરૂ......

જન્મ જરા ને મરણાદિ મ્હારાં નથી,
કારણકે હું સ્થૂલ શરીરથી ભિન્ન જો,
ઇંદ્રિય રહિતપણાથી શબ્દાદિ વિષય,
મ્હારા નહિ હું તો મ્હારામાં લીન જો...સદ્‌ગુરૂ......

"અપ્રાણો હ્યમના શુભ્રઃ" ઇત્યાદિથી,
મ્હારૂં અમનપણું આદિ સિદ્ધ થાય જો,
એથી રાગ ને દ્વેષાદિ મ્હારા નથી,
છોને સૌ સૌના સ્થલમાં શોભાય જો......સદ્‌ગુરૂ......

આ આત્માથી પ્રાણ અને મન ઇંદ્રિયો,
આકાશાદિ ભૂત ક્રમથી ઉપજાય જો,
નિર્ગુણ નિર્વિકલ્પ નિરંજન નિત્ય હું,
નિષ્ક્રિય નિર્વિકાર અરૂપરાય જો......સદ્‌ગુરૂ......

નિર્મલ નિત્યમુક્ત અને અચ્યુત છું,
વ્યોમની પેઠે વ્યાપક અંતર બહાર જો,

સમભાવે હું સદા સર્વમાં શુદ્ધ છું,
અસંગ અવિચલ નિર્મલ નિરાધાર જો...સદ્ગુરૂ......

નિત્ય વિશુદ્ધ ને નિત્યમુક્ત એક જે,
અદ્વિતીય અને અખંડાનંદ જો,
સત્ય જ્ઞાન ને અનંત પરબ્રહ્મ તેજ હું,
અડે કે આભડે નહિ માયાના ફંદ જો...સદ્ગુરૂ......

"બ્રહ્મજ છું" એવી દઢ થયેલી વાસના,
કરે અવિદ્યાના વિક્ષેપો દૂર જો,
જેમ રસાયન નાનાવિધના રોગને,
દૂર કરીને આપે સુખ જરૂર જો......સદ્ગુરૂ......

આસનવાળી બેઠેલો એકાંતમાં,
રાગરહિત થઈ ઈંદ્રયજીત જેહ જો,
અને અનન્ય બુદ્ધિ જેની આત્મમાં,
એક અનંતની ભાવના ધારે એહ જો......સદ્ગુરૂ...

પવિત્ર બુદ્ધિવાળો પવિત્ર બુદ્ધિથી,
સવ દશ્ય કરી આત્મમાં લીન જો,
નિર્મલ વ્યોમસમા એકાત્માની સદા,
કરે ભાવના રહે નહિ ગમગીન જો......સદ્ગુરૂ...

નામ રૂપાદિ સર્વ તજી પરમાર્થવિત્,
જ્ઞાન પૂર્ણ ને આનંદરૂપ સ્થિત થાય જો,
જાણ્યા વિના તાણે તે ઝખમારવા,
આ કૈં બાળકના ખેલ ન કહેવાય જો...સદ્ગુરૂ...

## આત્મામાં ત્રિપુટીનો અભાવ

જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેય નથી પરમાત્મમાં,
ચિદાનંદસ્વરૂપપણાથી ગવાય જો,

તેથી તે જ્ઞાતાદિની ત્રિપુટીવિના,
પોતે પોતાની મેળે અનુભવાય જો......સદ્‌ગુરૂ...
એમ નિરંતર આત્મારૂપ અરણીવિષે,
ધ્યાનમથનથી જ્ઞાનાગ્નિ જે થાય જો,
તે અગ્નિ અજ્ઞાનરૂપી સૌ કાષ્ટને,
બાળી નાંખે શંકા નહિ જરાય જો......સદ્‌ગુરૂ...
પહેલા અરૂણોદય થઇને ટાળે તિમિર,
પછી રવિનો ઉદય થાય છે જેમ જો,
જ્ઞાનવડે પહેલા ટાળી અજ્ઞાનને,
આત્મા પોતે ઉદય પામે તેમ જો......સદ્‌ગુરૂ......
**જોકે આત્મા પોતે નિત્યપ્રાપ્ત પણ,**
**અપ્રાપ્તવત્ અજ્ઞાનથી જણાય જો,**
ને પ્રાપ્તવત્ ભાસે તેના નાશમાં,
કંઠાભરણની પેઠે નિશ્ચય થાય જો......સદ્‌ગુરૂ......

## ભ્રાંતિ એજ અજ્ઞાન

ઠુંઠામાં પુરૂષની પેઠે ભ્રાંતિથી,
બ્રહ્મસ્વરૂપમાં જીવપણું આરોપાય જો,
પણ દર્શન થાતાં જીવના સદ્રૂપનું,
જીવપણું તો સહજે દૂર થઈ જાય જો......સદ્‌ગુરૂ...
દિગ્ભ્રમાદિવત્ તત્ત્વાનુભવથકી,
ઉપજ્ન થયેલું યથાર્થ આત્મજ્ઞાનજો,
બાધ કરે છે "હું-મમ" એ અજ્ઞાનનો,
પણ આ વાતો શું સમજે નાદાન જો?...સદ્‌ગુરૂ...

## જ્ઞાનયોગીઓનો મહિમા

યથાર્થ વિજ્ઞાનવાળો યોગીસમગ્રને,
જ્ઞાનનયનથી જુએ સ્વાત્મમાં સ્થિત જો,

વળી એકાત્મારૂપે જુએ સર્વને,
કારણકે એનામાં અભેદપ્રીત જો......સદ્‌ગુરૂ......

સર્વ જગત્ આ કેવળ આત્મારૂપ છે,
કોઈ નહિ આત્માથી જરાય ભિન્ન જો,
જેમ ઘટાદિ સર્વ મૃત્તિકારૂપ છે,
એમ જુએ સર્વને સ્વરૂપાભિન્ન જો......સદ્‌ગુરૂ...

આત્મજ્ઞાની જીવન્મુક્તજનો કરે,
પુર્વકલ્પિત ઉપાધિ–ગુણનો ત્યાગ જો,
સચ્ચિદાનંદપણાથી ભ્રમરને કીટવત્,
સચ્ચિદાનંદરૂપ બને મહાભાગ જો......સદ્‌ગુરૂ......

મોહરૂપીસાગરને તરી તથા કરી,
રાગ ને દ્વેષાદિ રાક્ષસનો નાશ જો,
**શાંતિરૂપ સીતાસહ આત્મારામ એ,**
**અંતઃપૂરમાં શોભે સ્વયંપ્રકાશ જો**...સદ્‌ગુરૂ...

બહારનાં અનિત્ય સુખની આસક્તિ તજી,
આત્માના સુખમાં પામેલ આનંદ જો,
ઘડામાં રહેલા દીવાપેઠે જ્ઞાનીઓ,
સ્વાંતરમાંજ પ્રકાશે છોડી ફંદ જો......સદ્‌ગુરૂ...

જોકે ઉપાધિમાં પણ ઉપાધિધર્મથી,
વ્યોમની પેઠે મુનિ નહિ લેપાય જો,
સર્વજ્ઞ છે છતાં રહે તે મૂકવત્,
વિચરે વાયુવત્ નિર્મોહી સદાય જો......સદ્‌ગુરૂ......

**જલમાં જલને વિયતમાં વિયત્ મળે,**
**તેજમહિં જેમ તેજ કરે છે પ્રવેશ જો,**
તેમ બની નિર્વિશેષ ઉપાધિ જતાં,
મુનિ મળે બ્રહ્મમાં શંકા નહિ લેશ જો......સદ્‌ગુરૂ...

## આત્માનું અદ્વિતીયપણું

જેના લાભથી કોઈ બીજો લાભ નહિ,
જેના સુખથી કોઈ બીજું નહિ સુખ જો,
જેના જ્ઞાનથી કોઈ બીજું જ્ઞાન નહિ,
"તે બ્રહ્મ છે" એમ જાણે જાશે દુઃખ જો...સદ્‌ગુરૂ...

**જેને જોતાં જોવા યોગ્ય રહે નહિ,**
**જે રૂપ થાતાં જન્મ નહિ ફરીવાર જો,**
જેને જાણે જાણવા યોગ્ય રહે નહિ,
"તે બ્રહ્મ છે" એમ જાણે બેડોપાર જો...સદ્‌ગુરૂ...

ડાબે જમણે ઉપર નિચે પુર્ણ જે,
સચ્ચિદાનંદ અદ્વયરૂપ અનંત જો,
નિત્યસ્વરૂપ ને એકસ્વરૂપ "તે બ્રહ્મ છે"
એમજ જાણે આવે સૌનો અંત જો......સદ્‌ગુરૂ...

અતત્‌ની વ્યાવૃત્તિરૂપે વેદાંતથી,
જે અદ્વય અખંડાનંદ ને એક જો,
યુક્તિપુર્વક લક્ષ્ય કરાય "તે બ્રહ્મ છે,"
એમજ જાણે એની પુરી ટેક જો......સદ્‌ગુરૂ...

એજ અખંડાનંદરૂપ આનંદ લેશનો,
આશ્રય કરી રહે બ્રહ્માદિ દેવ જો,
આનંદિત સૌ થાયે ન્યૂનાધિક્યથી,
એમજ જાણો અંતર અવશ્યમેવ જો......સદ્‌ગુરૂ...

સર્વવસ્તુ યુક્ત છે અહિં તે બ્રહ્મથી,
યુક્ત વળી તેથી આ વ્યવહાર જો,
તેથી સર્વવ્યાપક બ્રહ્મ આ સર્વમાં,
દુધમાં ઘૃતની પેઠે છે નિરધાર જો......સદ્‌ગુરૂ......

અણુ નહિ ને સ્થૂલ નહિ જે હ્રસ્વ નહિ,
દીર્ઘ નહિ વળી જન્મરહિત અવિનાશ જો,
રૂપ ગુણ રંગ ને નામરહિત "તે બ્રહ્મ છે"
એમજ જાણે પામી પૂર્ણ પ્રકાશ જો......સદ્‌ગુરૂ...

સૂર્યાદિ ભાસે છે જેના તેજથી,
પ્રકાશ્યથી જે પામે નહિ પ્રકાશ જો,
જેથી સર્વ પ્રતીત આ "તે બ્રહ્મ છે"
એમજ જાણે એ નહિ રહે નિરાશ જો......સદ્‌ગુરૂ...

અગ્નિ જેમ તપાવેલા લોહપિંડથી,
પ્રકાશ આપે વ્યાપી અંતરબહાર જો,
તેવીરીતે બ્રહ્મ જગત્‌માં વ્યાપીને,
પ્રકાશ આપે સૌને અપરંપાર જો......સદ્‌ગુરૂ......

સવવ્યાપક બ્રહ્મથી વિલક્ષણ જગત્,
બ્રહ્મથી જુદી કોઈ ન વસ્તુ જણાય જો,
એનાથી જો અન્ય પ્રતીત કોઇ થાય તો,
મિથ્યા મૃગજલના જેવુંજ ગણાય જો......સદ્‌ગુરૂ...

બ્રહ્મથી ભિન્ન જણાય અને સંભળાય જે,
તે તે વસ્તુ તે તે રૂપ ન છેજ જો,
સચ્ચિદાનંદ અદ્વય બ્રહ્મ તે જ્ઞાનથી,
સદ્‌ગુરૂ વિના વસ્તુ નહિ આ સ્હેજ જો...સદ્‌ગુરૂ...

જ્ઞાનનયનવાળા જુએ છે આત્મને,
સર્વ વ્યાપક સદ્રૂપ ને ચિદ્રૂપ જો,
**અજ્ઞાની જુએ નહિ રવિને અંધવત્,**
**કારણકે કિસ્મતમાં માયા કૂપ જો**......સદ્‌ગુરૂ...

શ્રવણાદિથી ઉપજેલા જ્ઞાનાગ્નિથી,
સારી પેઠે તપાવેલા જે જીવ જો,

સર્વ મલોથી શુદ્ધ થઈ સુવર્ણવત્,
સ્વયંપ્રકાશે થઇને પોતે શીવ જો........સદ્દગુરૂ......

અંતર ઉદિત થયેલો જ્ઞાનરૂપી રવિ,
દૂર કરે અજ્ઞાનરૂપી અંધકાર જો,
પોતે પ્રકાશી પોતે પ્રકાશે સર્વને,
સર્વ વ્યાપક છે તે સર્વાધાર જો,........સદ્દગુરૂ......

## આત્મતીર્થનું માહાત્મ્ય

દેશ દિશા કાલાદિથી નિરપેક્ષ જે,
સર્વગ શીતાદિહર સુખકર નિત્ય જો,
વળી નિરંજન સ્વાત્મારૂપી તીર્થને,
સેવે જે સ્થિર મનથી ધારી પ્રીત જો......સદ્દગુરૂ......

એ અક્રિય આત્માઓને ધન્ય છે,
સર્વજ્ઞ તે સર્વ વ્યાપક થાય જો,
અને અલભ્ય અમૃતના ભોગી બને,
"શંકર" એવાનું ચરણામૃત ન્હાય જો......સદ્દગુરૂ......

### શ્રી આત્મબોધ સમાપ્ત.



# પરમ તત્ત્વ વિલાસ

## શ્રી વાક્યસુધા

### મંગલાચરણ

મન વાણી ને કર્મથી, વંદું સદ્‌ગુરૂ પાય,
વાક્યસુધાનો સાર આ, સહજે શુદ્ધ લખાય.

### દ્રષ્ટા-દૃશ્યનો વિવેક

આજે દ્રષ્ટા-દસ્યતણો વિવેક વિચારીએ રે,
જેના જ્ઞાનથી જાય છે અંતરનું અજ્ઞાન,
એવા અજર અમર અવિનાશીને આરાધીએ રે-ટેક.

રૂપ દસ્ય ને દ્રષ્ટા નયન, તે દસ્ય દ્રષ્ટા મન,
બુદ્ધિવૃત્તિ દસ્ય છે, દ્રષ્ટા છેજ આત્મન્.
સાક્ષી સર્વતણો એ સર્વમહિં વ્યાપી રહ્યો રે,
એનું દસ્યપણું દષ્ટિગોચર નવ થાય...એવા અજર...

**જો એનો દ્રષ્ટા કહો, તો અનવસ્થા હોય,**
**એથી એ આત્માથી પર, દ્રષ્ટા છેજ ન કોય.**
શ્રુતિ દેવિ પણ અહિં સાક્ષી પૂરે સ્નેહથી રે,
જેના જશ જગમાંહિ ઝાઝેરાજ ગવાય...એવા અજર...

નીલ પીત આદિ ભેદથી, રૂપ અનેક પ્રકાર,
એક ચક્ષુ જુએ છતાં, પામે નહિ વ્યભિચાર.
એથી રૂપ અપેક્ષાએ અહિં દ્રષ્ટા નેત્ર છે રે,
જોકે આગળ ઉપર એનું જોયું જાય...એવા અજર...

અંધ-મંદ ને પટુપણું, એવા અનેક પ્રકાર,
**જે જે કાંઇ જણાય છે, તે સૌ નેત્રવિકાર.**

એવી રીતે કલ્પી મન દ્રષ્ટારૂપ થાય છે રે,
શ્રોત્રાદિમાં પણ આ યુક્તિજ યોજાય...એવા અજર...

ઇચ્છા સંકલ્પો અને, સંશય આદિ અનેક,
અંતઃકરણુની વૃત્તિને, પ્રકાશે ચેતન એક.
જેનો અસ્ત ઉદય કે વૃદ્ધિ ક્ષય કૈં ના મળે રે,
પોતે પોતાની મેળેજ પ્રકાશીત થાય...એવા અજર...

**આ ચેતન આ વિશ્વમાં, કરે ન કોઇની આશ.**
**સાધન વિના સર્વને, આપે છેજ પ્રકાશ.**
જેના મનમંદિરમાં સ્વાર્થતણી ગંધ છે નહિ રે,
જેના દિવ્ય પ્રભાવથી જડતાની જડ જાય...એવા અજર...

ચિદ્ છાયાના પ્રવેશથી, બુદ્ધિમાં આત્મનું ભાન,
બુદ્ધિ એ રૂપે રહી, મનરૂપ ને અભિમાન.
છાયા અને "અહં"નું એકપણું માન્યુંજ છે રે,
અગ્નિમાંહિ તપેલા લોહના પિંડ સમાન...એવા અજર...

તે સાભાસ અહંકારના, ઐકયના ભ્રમથી દેહ,
ચેતન જેવો જણાય છે, નહિ કિંચિત્ સંદેહ.
છાયા સ્થૂલ ને સાક્ષી સાથે આ અહંકારનું રે,
માન્યું એકપણું સત્શાસ્ત્રે કરી નિદાન...એવા અજર...

સહજ કર્મજ ને ભ્રમજ, ક્રમથી ત્રણ પ્રકાર,
સહજની નિવૃત્તિ બને, જો જાયજ અહંકાર.
કર્મના ક્ષયથી–જ્ઞાન ઉદયથી બાકીનાં બેતણી રે,
સજ્જન સમજી લેજો સારતણો પણ સાર...એવા અજર...

સુષુપ્તિમાં અહંકારનો, લય થાતાં આ દેહ,
જડ જેવો થઇ જાય છે, નિશ્ચય માનો એહ.
અર્ધ વિકાસ થતાં સ્વપ્નોનો અનુભવ થાય છે રે.
પૂર્ણ વિકાસથી જાગ્રદવસ્થાનો વ્યવહાર...એવા અજર...

છાયા સાથે એકરૂપ, થઇને વૃત્તિ ખાસ,
અનુભવે છે સ્વપ્નમાં, વાસનાજન્ય વિલાસ.
જાગ્રત્‌માં ઇંદ્રિયથી બહિર્વિષયને અનુભવે રે,
એમ આ ત્રણ અવસ્થા આત્મામાં કલ્પાય...એવા અજર...
મનનું ને અહંકારનું, ઉપાદાન જડ એક,
લિંગ શરીર એ અનુસરે, ત્રણુને સવિવેક.
જેની ઉત્પત્તિ કારણ તનુમાંથી થાય છે રે,
પાછું એનામાં એ તો વિલીન થાય...એવા અજર...

### માયાની શક્તિનાં સ્વરૂપ

માયાની બે શક્તિઓ, વિક્ષેપ ને આવરણ,
જેમની આગળ જડતણું, ચાલે નહિ ડહાપણ.
પહેલી સૂક્ષ્મથી માંડી સમષ્ટિ સ્થૂલ જગને રચે રે,
જેની રચના જોવા જાતાં નાવે પાર...એવા અજર...
**સચ્ચિદાનંદ વસ્તુમાં, નામ રૂપ વિસ્તાર,**
**જલમાં ફીણાદિવત્ કહી, સૃષ્ટિ એજ અપાર.**
"**સર્વં ખલ્વિદં બ્રહ્મ**" શ્રુતિ એવું જે કહે રે,
તેમાં તૂતપણાની ગંધ નહિં તલભાર...એવા અજર...
આંતર દૃષ્ટ-દૃશ્યના, ભેદને ઢાંકે જેહ,
વળી બહિર્બ્રહ્મ-સૃષ્ટિના, આવરણ શક્તિ એહ.
જે છે સાચે સાચું કારણ આ સંસારનું રે,
જેના જોરરૂપી જલમાં જીવ ઝોલાં ખાય...એવા અજર...
સાક્ષી આગળ સ્થૂલસહિત, સૂક્ષ્મ પ્રતીત જે થાય,
તે ચિદ્દછાયા પ્રવેશથી, વ્યાવહારિક ગણાય.
ભ્રમણા વશ થઇ એ જીવ આ ભવમાં ભટકી રહ્યો રે,
જાણી જોઈ માયા કૂપમાં પડવા જાય...એવા અજર...
લિંગ જીવત્વની ભ્રાંતિથી, સાક્ષીમાં કલ્પાય,
પણ આવરણ આ દૂર થતાં, ભેદ સમૂહ દૂર થાય.

ભ્રાંતિ જાતાં જીવને શાંતિ અહિં સહજે મળે રે,
કારણકે કેવળ આત્મા રહે છે અવશેષ...એવા અજર...
તેમજ વિશ્વ ને બ્રહ્મના, ભેદને ઢાંકે જેહ,
તેના મહિમાથીજ બ્રહ્મ, જગહેતુરૂપ તેહ.
અહિં પણ આવરણ જાતાં જગ-બ્રહ્મનો ભેદ ના રહે રે,
તેથી બ્રહ્મમાં જગનો અંશ નહિ લવલેશ...એવા અજર...
**અસ્તિ ભ્રાતિ પ્રિય રૂપ, નામ પાંચ એ અંશ,**
**આગળના ત્રણ બ્રહ્મરૂપ, બીજા બે જગદંશ.**
વ્યોમાદિમાં દેવાદિમાં અભિન્ન આત્મથી રે,
નામ ને રૂપ એ બે અંશો પામે છે ભેદ...એવા અજર...

## સાધકનું કર્તવ્ય

નામ ને રૂપ એ બેઉની, કરી ઉપેક્ષા ઠીક,
મહામાયા દેવિતણી, ધરી ન કૈં પણ બ્હીક.
આત્મા હૃદય કે બહારના કોઈ પવિત્ર પદાર્થમાં રે,
સાધકે મન સ્થિર કરવું કરી ભ્રમનો ઉચ્છેદ...એવા અજર...
દ્વિવિધ સમાધિ હૃદયમાં, સવિકલ્પ-નિર્વિકલ્પ,
ફરી દશ્ય-શબ્દાનુવિદ્ધ, દ્વિવિધ કહી સવિકલ્પ.
કામાદિક ચિત્તવૃત્તિમાં રહેલું જે દશ્ય છે રે,
તેના સાક્ષીપણાથી ધરે ચેતનનું ધ્યાન...એવા અજર...
તે દશ્યાનુવિદ્ધ છે, શબ્દાનુવિદ્ધ કહું,
સમજી સાધે તેમનો, સેવક થઇને રહું.
**"સચ્ચિદાનંદ સ્વયંપ્રકાશ હું દ્વૈતરહિત છું રે,"**
આ છે શબ્દાનુવિદ્ધ સમાધિનું નિશાન...એવા અજર...
**સ્વાનુભવાનંદ સિંધુમાં,** થાતાં ચિત્તપ્રવેશ,
**વાયુરહિત સ્થલ દીપવત્, રહે અચલ અવશેષ.**
છોડી દશ્ય અને શબ્દાનુવિદ્ધ સમાધિને રે,
ત્યારે નિર્વિકલ્પ સમાધિ તે કહેવાય...એવા અજર...

અંતર થાતા દશ્યવત્, બહાર પ્રદેશની માંહિ,
મનની જે એકાગ્રતા, પ્રથમ સમાધિ આંહિ.
જેનો નામ ને રૂપની સાથે સંબંધ છે નહિ રે,
કેવળ સત્તા માત્રમાં એને સ્થાન અપાય...એવા અજર...

વસ્તુ અખંડ એકરસ, સચ્ચિદાનંદ જેહ,
એમ સતત ચિંતન કરે, મધ્યમ સમાધિ એહ.
સ્વાનુભવ આનંદથી સ્તવ્ય જે–તે ત્રીજી કહી રે,
સાધક આ છ સમાધિથી ગાળે નિરંતર કાળ...એવા અજર...

**પરમાત્મનું દર્શન થતાં, ગળતાં દેહાભિમાન,**
**જ્યાં જ્યાં આ મન જાય છે, સમાધિ તે તે સ્થાન.**
સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને વૃત્તિ વળગી રહે રે,
જાણી જુઠી નામ રૂપાત્મક આ જંજાળ...એવા અજર...

**"તે બ્રહ્મનું દર્શન થતાં, અંતર ગ્રંથિ ભેદાય,**
**કર્મોનો ક્ષય થાય ને, સંશય સર્વ છેદાય."**
આવું મુંડક ઉપનિષદનું મીઠડું વાકય છે રે,
હૉરી જાણે તેનાં હૈયાં ખૂબ હરખાય...એવા અજર...

પહેલો અવચ્છિન્ન ને, બીજો ચિદાભાસ,
સ્વપ્નકલ્પિત છે ત્રીજો, વિવિધ સૌના વાસ.
તેમાં પહેલા જીવને પારમાર્થિકજ જાણવો રે.
બાકીના બીજા બે મિથ્યારૂપ મનાય...એવા અજર...

અવચ્છેદ કલ્પિત પણ, અવચ્છિન્ન વાસ્તવિક,
એમાં જીવપણું ભ્રાંતિથી, બ્રહ્મપણું સ્વાભાવિક.
**"બ્રહ્મની સાથે અવચ્છિન્ન તાદાત્મ્ય તે તું છેરે,"**
એવાં વાકયો પણ બીજા બે માટે નહિ...એવા અજર......

વિક્ષેપાવરણરૂપ જે, માયા બ્રહ્માશ્રિત,
કલ્પે જીવ–જગ બ્રહ્મમાં, ઢાંકીને અખંડિત.

બુદ્ધિની વૃત્તિમાં જે ચિદ્દછાયા તે જીવ છે રે,
ભૂત ભૌતિક જગત્ છે જાણી લેવું અહિં...એવા અજર...
અનાદિકાળથી માંડીને, મોક્ષની પૂર્વે થાય,
પ્રતીત જીવ અને જગત્, બાધ ન પામે જરાય.
વિક્ષેપાવરણરૂપ નિદ્રા ચિદ્દછાયામાં રહી રે,
પહેલા જીવ-જગને ઢાંકી તે કલ્પે નૂતન...એવા અજર...
જીવ જગત્ પ્રતીતિતણા, કાળમહિંજ છે સ્થિત,
પ્રાતિભાસિક એથી એ, એ છે સર્વવિદિત.
સ્વપ્નથી જાગેલાની ફરી સ્થિતિ નહિ સ્વપ્નમાં રે,
તેથી તે બન્ને નથી એવું આંહિ કથન...એવા અજર...
પ્રાતિભાસિક જીવ-જગ, માને છે વાસ્તવિક,
જે તેને મિથ્યા કહે, તે છે વ્યાવહારિક.
વ્યાવહારિક જગત્‌ને વ્યાવહારિક સાચું ગણે રે,
જે તેને મિથ્યા માને તે પારમાર્થિક...એવા અજર......
બ્રહ્મજ પારમાર્થિક છે, જાણે પારમાર્થિક,
જુએ નહિ એ અન્યને, પછી રહી ક્યાં બ્હીક ?
જો જુએ છે તો મિથ્યારૂપે તે તે જુએ રે,
એના જેવો કોઈ બીજો નહિ ભાવિક...એવા અજર......
મધુરપણું ને શીતપણું, વહનાદિ જલધર્મ,
અનુવર્તીને તરંગમાં, ફીણમાં પણ કરે કર્મ.
તેમજ સચ્ચિદાનંદાદિ પારમાર્થિકના રે.
અનુવર્તે વ્યાવહારિક પ્રાતિભાસિક સાથ...એવા અજર...
પ્રાતિભાસિક જીવના, સ્વભાવ પામે લય,
વ્યાવહારિક જીવના વિષે, એમાં નહિ સંશય.
વ્યાવહારિકના સચ્ચિદાનંદ સાક્ષામાં મળે રે,
શંકર પોતે પણ છે સ્વરૂપથી જ અનાથ...એવા અજર...

**શ્રી વાક્યસુધારૂપ ત્રીજું રત્ન સમાપ્ત.**

# પરમ તત્ત્વ વિલાસ



## શ્રી અપરોક્ષાનુભૂતિ

### મંગલાચરણ

મન વાણી ને કર્મથી, વંદું સદ્‌ગુરૂ પાય,
અપરોક્ષાનુભૂતિનો, સાર સરલ લખાય.

હરિઃ ઓમ્ પરમાનંદ, પરમાત્મને નમું,
હરિઃ ઓમ્ ચિદાનંદ, પરમાત્મને નમું,
**પરમાત્મને નમું — પ્યારા પ્રભુને ગમું**...હરિઃઓમ્—ટેક.

ઉપદેષ્ટા ઇશ્વર અને, વ્યાપક સર્વાધાર,
તે શ્રીહરિના ચર્ણમાં, વંદન વારંવાર.
**વિનયવિશ્વ વાટિકામાં રાતદિન હું રમું**...હરિઃઓમ્...

આ અપરોક્ષાનુભૂતિ, મોક્ષાર્થે નિરધાર,
સત્યપુરૂષેજ પ્રયત્નથી, વિક્ષણીય વારંવાર.
**જગત્ ફંદ સકલ છંદ છોડી સ્વરૂપમાં સમું**...હરિઃઓમ્...

નિજ વર્ણાશ્રમધર્મરૂપ, તપથી હરિ સંતોષ,
સાધન ચાર પુરૂષને, મળે-ટળે મન દોષ.
**યોગ યુક્તિથી હું ચિત્તરૂપી અશ્વને દમું**...હરિઃઓમ્...

### સાધનસ્વરૂપ

બ્રહ્માથી સ્થાવર સુધી, જેમજ વિષ્ટા-કાગ,
રાગ રહિતપણું વિષયમાં, તેજ છે શુદ્ધ વિરાગ.
**શબ્દ સ્પર્શઆદિ સર્વને હું શત્રુઓ ગણું**...હરિઃઓમ્...

નિત્ય સ્વરૂપ છે આત્મનું, તેથી દશ્ય વિપરીત,
વસ્તુ નિશ્ચય તે વિવેક, જે શંકાદિ રહિત.
**પરમ પ્રેમ તત્ત્વનોજ નિત્ય પાઠ હું ભણું**...હરિઃઓમ્...

સદૈવ તૃષ્ણા ત્યાગ તે, શમ–આ એમ વદાય,
નિગ્રહ બહારની વૃત્તિનો, દમ–આ એમ મનાય.
**શમ દમ આદિ સંપત્તિનું સેવન કરૂં**...હરિઃઓમ્...

વિષયોથી નિવૃત્તિ જે, ઉત્તમ ઉપરમ એહ,
સર્વ દુઃખોનું સહન જે, શુભ તિતિક્ષા તેહ.
**મળે પ્રારબ્ધવશાત્ તેથી—પેટ હું ભરૂં**...હરિઃઓમ્...

શ્રદ્ધા–તે ગુરૂ–શાસ્ત્રના, શબ્દોમાં વિશ્વાસ,
સ્થિરતા સદ્રૂપ લક્ષ્યમાં, સમાધાન એ ખાસ.
**પુણ્યરૂપી પૂલ બાંધી પાપ સિંધુને તરૂં**...હરિઃઓમ્...

હે વિધિ ! ભવથી મુક્તિ મમ, કયારે ? કયીરિત થાય ?
આવી જે દઢબુદ્ધિ તે, મુમુક્ષુતા કહેવાય.
**હવે શ્રીહરિની મૂર્તિ સદા ધ્યાનમાં ધરૂં**...હરિઃઓમ્...

## વિચારનું સ્વરૂપ–મહિમા

કહેલાં સાધન યુક્ત જે, ને નિજહિત ઇચ્છનાર,
પુરૂષે જ્ઞાનની સિદ્ધિ અર્થ, કર્તવ્યજ વિચાર.
**ધરી ફર્જતણો તાજ વિભૂવિશ્વમાં ફરૂં**...હરિઃઓમ્...

પ્રકાશવિણ પદાર્થનું, થાય કદિ નહિ ભાન,
તેમ વિચાર વિના બીજાં, સાધનથી નહિ જ્ઞાન.
**સર્વ જીવને જમાડી પછી પ્રેમથી જમું**...હરિઃઓમ્...

કોણ હું ? આ ક્યાંથી થયું ? કોણ આનો કરનાર ?
શું છે ઉપાદાન અહિં ? આ જ વિચાર–વિચાર.
**તજી ભક્તિરૂપ કલ્પતરૂ બીજે કાં ભમું ?...હરિઃઓમ્...**

ભૂત સમૂહ સ્થુલ હું નહિ, ઇંદ્રિયથીજ અપાર,
એથી વિલક્ષણ કોઈ હું, આજ વિચાર–વિચાર.
**સ્થૂલ સૂક્ષ્મનો સંબંધ હવે છોડી હું દઉં...હરિઃઓમ...**

સર્વ થયું અજ્ઞાનથી, જ્ઞાનથી વિલીન થનાર,
વિવિધ સંકલ્પો સૂઝે, આજ વિચાર–વિચાર.
**હરિગુણ ગાન સાંભળું ત્યાં દોડી હું જઉં...હરિઃઓમ્...**

માટી જેમ ઘટાદિનું–તેમ ઉભયનું ધાર,
તે એક અવ્યય સૂક્ષ્મ સત્, આજ વિચાર–વિચાર.
**અન્ય સર્વતણો સંગ છોડી શાંતિમાં રહું...હરિઃઓમ્...**

હું પણ જ્ઞાતા સૂક્ષ્મસત્, એક અવ્યય જોનાર,
'હું બ્રહ્મજ છું' વ્હેમ નહિ, આજ વિચાર–વિચાર.
**બ્રહ્મ તત્ત્વથી અભિન્ન પછી ભેદ કાં ગ્રહું ?...હરિઃઓમ્...**

## અજ્ઞાનનું સ્વરૂપ—મહિમા

આત્મા એક ને નિરવયવ, સૂક્ષ્મને બહુ સંતાન,
તેમનું એકપણું જુએ, આથી કયું અજ્ઞાન ?
**જાણી જોઈ શિદ આભલાથી બાથ હું ભરૂં ?...હરિઃઓમ્...**

અંતર–નિયામક આત્મ–સૂક્ષ્મ, બાહ્ય–નિયમ્ય નિદાન,
તેમનું એકપણું જુએ, આથી કયું અજ્ઞાન ?
**કરી તત્ત્વનો વિચાર પછી તોલ હું કરૂં...હરિઃઓમ...**

પુણ્ય–જ્ઞાનમય આત્મ–સ્થુલ, મલીન માંસમય સ્થાન,
તેમનું એકપણું જુએ, આથી કયું અજ્ઞાન ?
**અલખ આત્મનો પ્રકાશ મ્હારા ઉરમાં ભરૂં...હરિઃઓમ્...**

સ્વચ્છ–પ્રકાશ આત્મ છે, સ્થૂલ તામસનું સ્થાન,
તેમનું એકપણું જુએ, આથી કયું અજ્ઞાન ?
**અમરવેલના મંડપ મ્હારા આંગણે કરૂં...હરિઃઓમ્...**
નિત્ય ને સદ્રૂપ આત્મ છે, દેહ અસત્–નાશવાન,
તેમનું એકપણું જુએ, આથી કયું અજ્ઞાન ?
**સર્વદૃશ્યતણો દ્રષ્ટા પછી કેમ હું ડરૂં ?...હરિઃઓમ્...**

## ચિદાત્માનું સ્વરૂપ

પ્રકાશપણું તે આત્મનું, પદાર્થનું જે જ્ઞાન,
રાત્રિમાં જેથી તિમિર, નહિ અગ્ન્યાદિ સમાન.
**મોહ શોક આદિ શત્રુને હું મારીને મરૂં...હરિઃઓમ્...**
ઘટદૃષ્ટાવત્ સર્વદા, જાણી આ મમ દેહ,
"દેહ હું" નક્કી કરી રહે, જડ આશ્ચર્ય એહ.
**એવા મૂઢને સુધારવા એ મ્હારૂં નહિ ગજું...હરિઃઓમ્...**

## જ્ઞાનનું લક્ષણ

સચ્ચિદાનંદ શાંત બ્રહ્મ, હુંજ છું સર્વસમાન,
મિથ્યારૂપ દેહ હું નહિ, જ્ઞાની કહે આ જ્ઞાન.
**ગ્રહી જ્ઞાન આ અપૂર્વ આત્મદેવને ભજું...હરિઃઓમ્ ..**
દોષ વિકાર ને રૂપરહિત, અવ્યય હુંજ મહાન્,
મિથ્યારૂપ દેહ હું નહિ, જ્ઞાની કહે આ જ્ઞાન.
**હૃદય રામ રાખી કામ કરે તત્ત્વ આ જડયું...હરિઃઓમ્...**
યોગ આભાસ ને કલ્પના, રહિત હું વ્યોમસમાન,
મિથ્યારૂપ દેહ હું નહિ, જ્ઞાની કહે આ જ્ઞાન.
**આખું વિશ્વ મ્હારી માયાવડે વ્હેમમાં પડયું...હરિઃઓમ...**
નિર્ગુણ નિષ્ક્રિય નિત્યમુક્ત, અચ્યુત નિત્ય નિદાન,
મિથ્યારૂપ દેહ હું નહિ, જ્ઞાની કહે આ જ્ઞાન.
**અકળ ખેલ આ અપાર મ્હારો જાણી હું રહું...હરિઃઓમ...**

અજર અમર હું અનંત શુદ્ધ, નિર્મલ નિશ્ચલ સ્થાન,
મિથ્યારૂપ દેહ હું નહિ, જ્ઞાની કહે આ જ્ઞાન.
**દેશ કાલ વસ્તુ પાર રહી કહાણી આ કહું...હરિઃઓમ્...**

**અજ્ઞાનીને આત્મોપદેશ**

દેહાતીત દેહસ્થ જે, પુરૂષ નામ સંમત,
હે મૂઢ! મંગલ આત્મને, કેમ કહે શૂન્યવત્?
**ભાસે તારૂં આ વચન વ્યોમ–પુષ્પના સમું...હરિઃઓમ્...**
શ્રુતિયુક્તિથી જાણ તું, સદ્રુપ સ્થૂલથી ભિન્ન,
પણ તારાસમ મૂર્ખથી, દર્શન થવું કઠિન.
**ખલક ખારથી ભરેલું પછી કેમ હું ખમું?...હરિઃઓમ...**
હું શબ્દથી વિખ્યાત જે, એકજ સ્થિત સદાય,
ને સ્થૂલને તો બહુપણું, આત્મા કેમ એ થાય?
**પલકવાર પણ આત્મથી જુદો ન હું પડું...હરિઃઓમ્...**
દ્દષ્ટાપણે પ્રસિદ્ધ હું, દેહજ દૃશ્ય જણાય,
આ મમ આ વ્યવહારથી, સ્થૂલ આત્મા કેમ થાય?
**અલખ લક્ષ્યની બહાર છતાં યુક્તિથી લહું...હરિઃઓમ્...**
હું છું નિર્વિકારી ને, દેહ વિકારી સદાય,
આમ પ્રત્યક્ષ જણાય છે, તો આત્મા કેમ થાય?
**શ્રૌત શબ્દરૂપ છત્રને હું શિર ઉપર ધરૂં...હરિઃઓમ્...**
"જેથી પર" શ્રુતિએ કર્યું, નક્કી હે મૂઢરાય!
તેથી ક્ષણભંગુર આ, સ્થૂલ આત્મા કેમ થાય?
**તજી મૂર્ખતા જો આવે પાસ દોષ તો હરૂં...હરિઃઓમ્...**
જેથી "પુરૂષજ સર્વ છે," શ્રુતિથી પણ કહેવાય,
પુરૂષસૂક્તમાં એમ તો, સ્થૂલ આત્મા કેમ થાય?
**એવાં એક નહિ અનેક શ્રુતિ વાક્ય સાંભળું...હરિઃઓમ્...**
"અસંગ છે આ આત્મ એમ," બૃહદારણ્યકમાંહ્ય,

અનંત મલવાળું શરીર, આત્મા કેમ એ થાય?
હૃદય જો કબૂલ કરે નહિ તો કાન આંબળું...હરિઃઓમ્...
ત્યાંજ "અહિંઆ" શ્રુતિથી, સ્વયંપ્રકાશ મનાય,
જડ ને પરપ્રકાસ્ય સ્થૂલ, આત્મા કેમ એ થાય?
મતિમંદ મૂર્ખ માણસોએ માની શું લીધું!...હરિઃઓમ્...
કર્મકાંડમાં પણ કહ્યો, નિત્ય ને દેહાતીત,
સ્થૂલ પડયા પછી ભોગવે, કર્મનું ફલ નિશ્ચિત.
ન્યાય સાંખ્ય આદિ શાસ્ત્રે પણ એમ કહી દીધું...હરિઃઓમ...
અનેક સંગી સૂક્ષ્મ ચલ, દશ્ય વિકારી વદાય,
અવ્યાપક મિથ્યા સ્વરૂપ, આત્મા કેમ એ થાય?
સ્થૂલ સૂક્ષ્મતનુ પેઠે પણ કારણ કહ્યું...હરિઃઓમ્...

## આત્મ તત્ત્વનો નિશ્ચય

એમ અધિષ્ટાતા પુરૂષ, આત્મા દેહ રહિત,
સર્વાત્મા હું સર્વરૂપ, અવ્યય સર્વાતીત.
ભેદ ભ્રાંતિતણું ભારે દુઃખ જાય ન સહ્યું...હરિઃઓમ્...
દેહ ને આત્મના ભાગથી, પ્રપંચ સત્યજ થાય,
તર્કશાસ્ત્રવત્ તેથી શું, પુરૂષાર્થતા ગણાય?
એમ વ્હેમ થાય વાદાનો તો દૂર હું કરૂં...હરિઃઓમ્...
દેહ ને આત્મના ભેદથી, દેહાત્મતા થઈ દૂર,
હવે અસત્પણું શરીરનું, સ્પષ્ટજ થાય જરૂર.
આમ જાણવા છતાં બકે તો કાન ના ધરૂં...હરિઃઓમ્...

## જીવત્વનું મિથ્યાપણું

એક રૂપત્વથી આત્મના, ભેદ ન ઉપાદેય,
રજ્જુ–સર્પના જ્ઞાનવત્, જીવત્વ મિથ્યા જ્ઞેય.
એથી ભેદ પ્રતિપાદન નકામું નહિ થયું...હરિઃઓમ્...

રજ્જુના અજ્ઞાનથી, ક્ષણમાં સાપણ જેમ,
કેવળ બ્રહ્મ સાક્ષાત્ પણ, જગદાકારે તેમ.
તત્ત્વ જાણ્યા વિના તાણે તેનું શું કહો ગયું?...હરિઃઓમ્...
વિશ્વનું ઉપાદાન જે, બ્રહ્મથી છેજ અભિન્ન,
તેથી સર્વ પ્રપંચ આ, બ્રહ્મજ છે નહિ ભિન્ન.
ભેદ છે છતાં અભેદ કેમ ? કહો તો કહું...હરિઃઓમ્...
" સર્વ બ્રહ્મ " આ શ્રુતિથી, વ્યાપક–વ્યાપ્ય અભાવ,
આમ જ્ઞાનથી ભેદનો, ક્યાંથી આવે દાવ ?
અહિં વ્યષ્ટિ કે સમષ્ટિતણું સ્થાન ક્યાં રહ્યું?...હરિઃઓમ્...
શ્રુતિએ નક્કી નિજમુખે, કર્યો નાનાત્વ નિરાસ,
અદ્રય કારણ સ્થિત છતાં, ક્યાંથી અન્યનો ભાસ ?
ભેદ અંતર ને બહારનો હવે ન હું ગ્રહું...હરિઃઓમ્...

આત્માનું અપરિચ્છિન્નપણું

" મૃત્યુથી પામે મૃત્યુને, " દોષ કહે ત્યાં વેદ,
માયાથી વંચિત જે, તેજ જુએ અહિં ભેદ.
વિમલ પ્રેમરૂપી વેલડીનું પાન હું ચહું...હરિઃઓમ્...
અપરિચ્છિન પરમાત્મથી, સર્વે જન્મ ધરેજ,
તેથી આ સૌ બ્રહ્મ છે, નક્કી એમ કરેજ.
પરમતત્ત્વના વિલાસી તજે ગરલ ગર્વનું...હરિઃઓમ્...
" સર્વનામ રૂપ કર્મને, બ્રહ્મજ ધારે " એમ,
શ્રુતિ આ સંભળાવતી, પછી ત્યાં વ્હેમજ કેમ ?
વિવિધ નામ રૂપ કર્મ છતાં ઐક્ય સર્વનું...હરિઃઓમ્...
કંચનનાં કડાં આદિનું, કંચનપણુંજ છે જેમ,
બ્રહ્મ જનિત આ વિશ્વનું, બ્રહ્મપણુંજ છે તેમ.
એવાં અનેક ઉદાહરણ આપતો રહું...હરિઃઓમ્...
જે જડ જીવ ને બ્રહ્મમાં, થોડો પણ કરી ભેદ,
રહે છે તેને ભય કહે, શ્રુતિ ભગવતી સખેદ.

**જન્મ મરણાદિ દુઃખ સહે બાપડા બહુ...હરિઃઓમ્......**

**જ્યારે દ્વૈત અજ્ઞાનથી, ઉપજે ત્યારે અન્ય—**

**જ્યારે સર્વને આત્મવત્, જુએ ત્યારે ન અન્ય.**

**અણુમાત્ર પણ અન્યભાવ જોઇ નહિ શકું...હરિઃઓમ્...**

આત્મપણાથી અનુભવ્યાં, સર્વ ભૂતોને જ્યાંય,

તેને મોહ કે શોક નહિ, અદ્વયપણાથી ત્યાંય.

**જ્યારે દ્વૈત દૂર થાય ત્યારે તત્ત્વમાં ટકું...હરિઃઓમ્......**

સર્વભૂતોના આત્મરૂપ, જે આત્મા છે સ્થિત,

"આ આત્મા બ્રહ્મજ છે" એ, શ્રુતિથી નિર્ધારિત.

**સમજણવિણ સવાશેરીયું જીવે ભર્યાં કર્યું...હરિઃઓમ્...**

જણાય જે વ્યવહાર યોગ્ય, અનુભૂત આ લોક,

ઉત્તર ક્ષણમાં નહિ રહે, છે સ્વપ્નવત્ ફોક.

**એસી પત્થરની નાવડીમાં કોણ છે તર્યું?...હરિઃઓમ્...**

## અવસ્થાઓનું મિથ્યાપણું

જાગ્રતમાં સ્વપ્નું નહિ, સ્વપ્નમાં જાગ્રદભાવ,

લયમાં બે નહિ–બેઉમાં, લયનો નહિ ખંટાવ.

**એક એકનો અભાવ કરી ચાહે છે ભલું...હરિઃઓમ્...**

એમ ત્રિગુણ જનિત ત્રણ, ઠરે સ્વરૂપ મિથ્યાત્મ,

એમનો સાક્ષી ગુણરહિત, નિત્ય ને એક ચિદાત્મ.

**પરમ તત્ત્વને પિછાણે નહિ તેજ પામલું...હરિઃઓમ્......**

ઘટભ્રાંતિ નહિ માટીમાં, રજત ન છીપમાં જેમ,

અનુભવનારો બ્રહ્મમાં, જુએ ન જીવપણું તેમ.

**બધું એમ પણ વાતમાં ન થાય કૈં વડું...હરિઃઓમ્......**

**ઘડો નામ છે માટીમાં, કુંડલ હિમમાં જેમ,**

**રૂપું નામ છે છીપમાં, જીવ બ્રહ્મમાં તેમ.**

**વસ્તુતાએ જો વિચારીએ તો જાય ઝાપડું...હરિઃઓમ્...**

જેમ નીલપણું વ્યોમમાં, જલ મરૂસ્થલમાં જેમ,
ઠુંઠામાં પુરૂષપણું, જગત્ બ્રહ્મમાં તેમ.
**આવું જ્ઞાન સ્થિર થાય ત્યારે કાર્ય નહિ કશું ...હરિઃઓમ્...**

વૈતાલ જેમ છે શૂન્યમાં, ગંધર્વપૂર જેમ,
બે ચંદ્રપણું વ્યોમમાં, જગત્ બ્રહ્મમાં તેમ.
**નામ રૂપની ઉપાધિ જતાં "હું-તું" નહિ હશું ...હરિઃઓમ્...**

તરંગ અને લહરીરૂપે, જલ ભાસે છે જેમ,
તાંબુ-પાત્રરૂપ-બ્રહ્મ, વિશ્વસમૂહરૂપ તેમ.
**કદિ બોળીએ નહિ તો પછી થાય ક્યાં ખરૂં ?...હરિઃઓમ્...**

પૃથ્વી જેમ ઘટનામથી, પટથી તંતુ જેમ,
જગત્ નામથી બ્રહ્મ પણ, નામ જતાં જ્ઞેય તેમ.
**આવું જાણનારા સંત ચરણે શિર હું ધરૂં...હરિઃઓમ્...**

સર્વ કાર્ય મનુષ્યથી, બ્રહ્મવડેજ કરાય,
ઘટ આદિ માટીજ પણ, જડ જાણે ન જરાય.
**પરમપ્રેમની પ્રસાદી ગુરૂ પાસથી ગ્રહું...હરિઃઓમ...**

કાર્ય કારણ નિત્ય છે, ઘટ-માટીનું જેમ,
અહિં શ્રુતિને યુક્તિથી, વિશ્વને બ્રહ્મનું તેમ.
**કાર્ય કારણપણાનો ત્યાગ કરીને રહું......હરિઃઓમ્......**

ઘટના ગ્રહણથી માટી પણ, એની મેળે ગ્રહાય,
દર્શન થાતાં વિશ્વનું, બ્રહ્મજ પણ દરશાય.
**બ્રહ્મરૂપ આ છે સર્વ એમ હું અનુભવું...હરિઓમ્......**

## જ્ઞાની અને અજ્ઞાનીના નિર્ણય

જ્ઞાની ને અજ્ઞાનીને, બેરૂપ રજ્જુ જેમ,
શુદ્ધાશુદ્ધજ બેઉને, ભાસે આત્મા તેમ.
**સત્ય વાત છે પ્રત્યક્ષ એમાં કાંઈ ના નવું...હરિઃઓમ...**

માટી રૂપજ જેમ ઘટ, ચિન્મય તનુ પણ થાય,
આત્માનાત્મ વિભાગ આ, વ્યર્થજ બુધથી કરાય.

**જ્ઞાનીલોકને તો હસ્તામલકવત્ થયું...હરિઃઓમ્......**

રજ્જુ સર્પરૂપે કરી, રૂપારૂપ છીપ જેમ,
દેહ રૂપે આત્મા કર્યો, નક્કી મૂર્ખે તેમ,

**બકી નાંખવામાં એમના શું બાપનું ગયું ?...હરિઃઓમ...**

પૃથ્વિ ઘટરૂપે કરી, પટરૂપ તંતુ જેમ,
દેહ રૂપે આત્મા કર્યો, નક્કી મૂર્ખે તેમ.

**કહો ડહાપણ શું ચાલે હવે અહિં આપણું ?...હરિઃઓમ્...**

કુંડલપણાથી કનક ને, તરંગત્વથી જલ જેમ,
દેહ રૂપે આત્મા કર્યો, નક્કી મૂર્ખે તેમ.

**કરે વિવાહ ટાણે વરસી અને સરામણું...હરિઃઓમ્...**

જેમ ઠુંઠું પુરૂષરૂપે, સૂર્યકિરણ જલ જેમ,
દેહ રૂપે આત્મા કર્યો, નક્કી મૂર્ખે તેમ.

**મ્હોટી વાત માંડવામાં માને મોટાપણું...હરિઃઓમ્...**

ઘરરૂપ કાષ્ટ ને લોહતા, ખડગપણાથી જેમ,
દેહ રૂપે આત્મા કર્યો નક્કી મૂર્ખે તેમ.

**ખરે અંતરમાં એમને છે ખોટાપણું...હરિઃઓમ......**

વૃક્ષનું ઉંધાપણું જુએ, કોઇક જલથી જેમ,
જડતાથી જુએ આત્મમાં દેહપણું પણ તેમ.

**મૂર્ખ લોકનો મહિમા મ્હારા મુખે શું કહું ?...હરિઃઓમ...**

દેખાય છે સૌ દોડતું, નાવના જનને જેમ,
જડતાથી જુએ આત્મમાં, દેહપણું પણ તેમ.

**આવા અજ્ઞાની જ્યાં હોય ત્યાં તો મૌન હું ગ્રહું.હરિઃઓમ...**

ધોળામાં પીળું દિસે, કોઇને દોષથી જેમ,
જડતાથી જુએ આત્મમાં, દેહપણું પણ તેમ.

**પાપ જાગ્યાં એનાં પૂર્વનાં એથીજ આ લહ્યું...હરિઃઓમ્...**

ભમતાં નેત્રથી સર્વ આ, ભમતું જણાય જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**ફેરફુંદડી ફર્યામાં બધું જાય છે વહ્યું......** હરિઃઓમ્......
ફેરવવાથી ઉબાડીયું, ગોળ જણાયે જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**દુષ્ટ દાવ ખેલવામાં દ્રવ્ય હતું તે ગયું...** હરિઃઓમ્......
બહુ દૂરથી સૌ વસ્તુનું, બહુ ઝીણાપણું જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**પહેલા પ્રેમી જે હતું તે આજ વૈરી સૌ થયું...** હરિઃઓમ્...
ઉપનેત્રથી સૌ વસ્તુનું, સ્થૂલપણું બહુ જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**છતી આંખે છાકટાંએ હોર્યું આંધળાપણું...** હરિઃઓમ્...
કાચ ભૂમિમાં જલપણું, જલમાં કાચતા જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**જે જે દશ્યરૂપે થાય તેનું માયિકપણું......** હરિઃઓમ......
જેમ અગ્નિમાં મણિપણું, મણિમાં વહ્નિતા જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**જ્યારે ડંગ હાંકે ત્યારે કેમ હાંકે ના ઘણું ?...** હરિઃઓમ્...
વાદળના દોડયાથકી, ચંદ્રજ જણાય જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**આમ જાણે જેઓ તેમનું છે બાળકપણું..** હરિઃઓમ...
ભ્રાંતિથીજ દિશાનો ભ્રમ, કોઇને થાય છે જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**વિષયી અને વ્યસનીને નહિ વર્તવાપણું...** હરિઃઓમ્...
જલ ચંચલતા ચંદ્રમાં, કોઇને ભાસે જેમ,
જડતાથી જુએ આતમમાં, દેહપણું પણ તેમ.
**કામવૃત્તિના ગુલામને ન કૂદવાપણું......** હરિઃઓમ......

**એમ અજ્ઞાનથી આત્મમાં, દેહની ભ્રાંતિ થાય,**
**પણ આત્માના જ્ઞાનથી, આત્મામાંજ સમાય.**
**જ્ઞાની સંત લોકનાં તો વખાણ શા કરૂં ?...હરિઃઓમ્......**

સ્થાવર જંગમ સર્વ જગ, આત્મપણાથી વિદિત,
સર્વાભાવથી શરીરનું, આત્મપણું કયીરિત ?
**સર્વ આત્મરૂપ સાગરની લહેરમાં ઝીલું...હરિઃઓમ્......**

## પ્રારબ્ધ નિષેધ

આત્મ વિચારતો છતો સદા, મહામતિ ! સમય પસાર,
ભોગવતો છતો પૂર્ણ-તું, ઉર ઉદ્‌વેગ ન ધાર.
**ખીલે તેમને ખીલાવી પછી પોતે ખીલું...હરિઃઓમ્......**

**"આત્મજ્ઞાન થયા છતાં, પ્રારબ્ધ ન મૂકેજ,"**
થાય શ્રવણ-તેનું હવે, નિરાકરણ અહિં છેજ.
**જેના માટે મહાપુરૂષો લખ્યું છે ઘણું...હરિઃઓમ્......**

તત્ત્વજ્ઞાન થયા પછી,-જાગે સ્વપ્ન ન જેમ,
દેહાદિ મિથ્યાત્વથી, પ્રારબ્ધ નહિ તેમ.
**પરમ પ્રાપ્તિની પછી ન ચાલે જોર તે તણું...હરિઃઓમ......**

જન્માંતરનું કર્મ જે, તે પ્રારબ્ધ કહેવાય,
પૂર્વ-અભાવથી આત્મને, પ્રારબ્ધ ન કદાય,
**અકર્તાજ આત્મ છે એને કર્મ હોય શું ?...હરિઃઓમ્......**

સ્વપ્ન-જાગ્રતનાં શરીર, કલ્પિત એથી ન જન્મ,
જન્માભાવમાં આત્મને, કયાંથી હોયજ કર્મ ?
**પછી હાથે કરી માની લે તો કોઇ કરે શું ?...હરિઃઓમ્...**

ઘટ-માટીવત્ જગતનું, ઉપાદાન અજ્ઞાન,
પણ વેદાંતથી તે જતાં, જગતાને કયાં સ્થાન ?
**સત્ય બ્રહ્મ તો વિવર્ત ઉપાદાન જાણવું...હરિઃઓમ્......**

ભ્રાંતિથી ગ્રહે સર્પને, તજી રજ્જુને જેમ,
મૂઢમતિ જુએ જગત્, જાણી બ્રહ્મ ન તેમ.
**બ્રહ્મતત્વ જાણી બ્રહ્મ સુખ નિત્ય માણવું...હરિઃઓમ્......**

રજ્જુનું રૂપ જાણતાં, સર્પની ભ્રાંતિ ન જેમ,
બ્રહ્મને જાણતાં વિશ્વ પણ, પામે અભાવજ તેમ.
**જગત્ જુઠ અને કુડથી ભરેલું ભાળવું...હરિઃઓમ......**

**સ્થૂલની પણ છે વિશ્વતા, તો કયાંથી પ્રારબ્ધ ?**
**શ્રુતિ શઠને બોધવા, કહે પ્રારબ્ધ શબ્દ.**
**મહાવાકયને વિચાર કરી બીજ બાળવું...હરિઃઓમ્......**

**"તે બ્રહ્મનું દર્શન થતાં, સર્વ કર્મને નાશ,"**
સ્પષ્ટ બહુપણું કહી શ્રુતિ, કરે નિષેધજ ખાસ.
**જેથી જ્ઞાન થાય એવું શ્રુતિવાકય ધારવું...હરિઃઓમ્......**

અજ્ઞવડે જો બલથકી, પ્રતિપાદન કરાય,
તો પ્રાપ્તિ એ દોષની, ને સિદ્ધાંત તજાય.
**કરે અર્થને અનર્થ એને ફાંસી મારવું...હરિઃઓમ્......**

## રાજયોગ નિરૂપણ

મોક્ષપ્રાપ્તિ માટે હવે, કહું છું પંદર અંગ,
તે સર્વવડે સર્વદા, કરવાયોગ્યજ સંગ.
**અચલ આત્મધ્યાન ધારી સદા અસંગી થવું...હરિઃઓમ્...**

સતત અભ્યાસ કર્યા વિના, સચ્ચિત્‌નું નહિ જ્ઞાન,
તેથી મોક્ષાર્થે કરે, ચિર સમય બ્રહ્મધ્યાન.
**જ્ઞાન ધ્યાન લેવા પૂર્ણ ગુરૂ હોય ત્યાં જવું...હરિઃઓમ્......**

યમ નિયમ ને ત્યાગ મૌન, દેશ કાલ આસન,
મૂલબંધ દેહસામ્યતા, ને દક્ સ્થિતિપાવન.
**એક એક અંગ પૂર્ણ ધૈર્યથીજ સાધવું...હરિઃઓમ્......**

પ્રાણુતણો સંયમ અને, પ્રત્યાહાર સદાય,
ધારણા ધ્યાન સમાધિ એ, ક્રમથી અંગ વદાય.
**આત્મતત્ત્વ વિના અન્ય તત્ત્વ ન આરાધવું**...હરિઃઓમ્...

"સર્વં બ્રહ્મ" આ જ્ઞાનથી, ઈંદ્રિયનો સંયમ,
વારંવાર અભ્યસનીય, કહેલો છે આ યમ.
**જે જણાય તે તો છેજ નહિ એમ જાણવું**...હરિઃઓમ્......

સ્વિકાર સજાતીયતણો, તજી વિજાતીય ફંદ,
કરાય બુધવડે નિયમથી, નિયમ એ પરમાનંદ.
**તત્ત્વ જાણ્યા વિના આમ તેમ નહિ તાણવું**...હરિઃઓમ્...

ચિત્‌ના અનુસંધાનથી, પ્રપંચ ત્યાગજ-ત્યાગ,
શીઘ્ર મોક્ષમય જેથી તે, માન્ય કરે મહાભાગ.
**બીજો ત્યાગ તે ન ત્યાગ બધું તૂત જાણવું**...હરિઃઓમ્......

જેથી મનસહ વાણીઓ, વિષય ન કરી વળે સ્થાન,
યોગીથી ગમ્ય મૌન જે, સેવે સદા વિદ્વાન.
**આત્મતત્ત્વ વિના અન્યને નહિ વખાણવું**...હરિઃઓમ્......

**વાણીજેથી પાછી ફરે, વક્તવ્ય કયી રિત?**
**પ્રપંચ જો વક્તવ્ય તો, તે પણ શબ્દરહિત.**
**વિશ્વ સાવ છે વિચિત્ર શિદ માથું ફોડવું ?**...હરિઃઓમ્......

આવું માનજ-સંતની, સહજ સ્થિતિથી જ્ઞાત,
વાણી મૌન તે મૂર્ખનું, બ્રહ્મવાદીની વાત.
**માટે આજ મૌન સેવી સદા સિત્ત જોડવું**...હરિઃઓમ......

આદિ મધ્ય ને અંતમાં, જેમાં જન નહિ સ્થિત,
જેથી સતત આ વ્યાપ્ત છે, તે સ્થલ છે જનરહિત.
**પહાડ પર્વતનું સ્થાન મૂર્ખ માટેજ કહ્યું**...હરિઃઓમ્.....

નિમેષથી બ્રહ્માદિની, ગણુનાથી અદ્વય,
આત્મ અખંડાનંદરૂપ, કાલ કહ્યો સવિનય.
**ભૂતકાલાદિતણું યંત્ર ભાગી અહિં ગયું...હરિઃઓમ્......**

જેમાં ચિંતન બ્રહ્મનું, આનંદપૂર્વક થાય,
એને આસન જાણવું, બીજાં બહુ દુઃખદાય.
**અન્ય યોગમાં કહેલું તે તો તુર્ત ત્યાગવું...હરિઃઓમ્......**

સર્વ ભૂતોથી પ્રથમ સિદ્ધ, વિશ્વાધિષ્ટાન જેહ,
અવ્યય-જેમાં સિદ્ધજન, સિદ્ધાસન છે તેહ.
**આજ આસનને સાધવા-સવારે જાગવું...હરિઃઓમ......**

સર્વનું કારણુ જે અને, ચિત્તબંધન મૂલ જેહ,
રાજયોગીનો યોગ આ, સેવ્ય મૂલબંધ તેહ.
**મૂલબંધ કરી જાણે તેને મહાપદ મળ્યું...હરિઃઓમ્......**

જાણે અંગનું સમપણું, સમ બ્રહ્મમાં લીન થાય,
નહિ તો સુકાવૃક્ષવત્, સમતા નહિજ ગણાય.
**અને આમ થાય જો તો કર્મ ફરીજ વળ્યું...હરિઃઓમ્...**

જ્ઞાનદષ્ટિ કરીને જુએ, બ્રહ્મસ્વરૂપ સંસાર,
ઉદારદ્રષ્ટિ તે પરમ, નહિ નાસાગ્ર જોનાર.
**અણીઅગ્ર ઉપર ધ્યાન ધરે એમનું ખસ્યું...હરિઃઓમ્......**

દ્રષ્ટા દર્શન દૃશ્યનો, જેમાં લય થાનાર,
ત્યાં દૃષ્ટિ કર્તવ્ય છે, નહિ નાસાગ્ર જોનાર.
**હસી સર્વને-હસે તો ખરૂં તેમનું હસ્યું...હરિઃઓમ્......**

બ્રહ્મત્વનાજ ભાવથી, ચિત્તાદિ સૌ માંહ્ય,
સર્વવૃત્તિ નિરોધ તે, પ્રાણાયામ કહેવાય.
**ધન્ય જેમણે આ રિત કરી ચિત્તને કસ્યું...હરિઃઓમ્......**

પ્રપંચનો નિષેધ તે, રેચક પ્રાણાયામ,
બ્રહ્મજ છું આ વૃત્તિ તે, પૂરક છે સુખ-ધામ.
**આત્મ તત્ત્વ એજ તત્ત્વ મ્હારા ઉરમાં વસ્યું**...હરિઃઓમ...

નિશ્ચલપણું તે વૃત્તિનું, કુંભક એ કહેવાય,
બુધનો આ-ને મૂઢનો, ઘ્રાણપીડન ગણાય.
**ગરજવાનને આ જ્ઞાન ઘણું લાગે છે ગળ્યું**...હરિઃઓમ્......

જોઈ વિષયમાં આત્મતા, મન મજ્જન ચિત્માંહ્ય,
કરવું પ્રત્યાહાર તે, બૂડતા માટે બાંહ્ય.
**વિવિધતારૂપ દુઃખ ટાળે જાય છે ટળ્યું**.. હરિઃઓમ્......

બ્રહ્મના અનુસંધાનથી, જ્યાં જ્યાં નિજ મન જાય,
ત્યાં ત્યાં કરવું સ્થિર તે, ધારણા શ્રેષ્ટ મનાય.
**કરી સ્થિર ધરી ધીર બની વીર બોલવું**...હરિઃઓમ્......

"બ્રહ્મજ છું" આ વૃત્તિની, અવિષયપણાથી જેહ,
પરમાનંદદાયી સ્થિતિ, ધ્યાન કહ્યું છે તેહ.
**ઘણા દિવસોથી બંધ તાળું આજ ખોલવું**...હરિઃઓમ્...

વિકારરહિત વૃત્તિવડે, બ્રહ્મપણાથી જેહ,
વૃત્તિનું વિસ્મરણ જ્ઞાન, સમ્યક્ સમાધિ તેહ.
**રાખી રામ સાથે કામ નામ-રૂપ છોડવું**...હરિઃઓમ્......

સહજે વશ્ય ન ત્યાંસુધી, વશ કરતો છતો ખાસ,
પોતે આ આનંદનો, કરે સતત અભ્યાસ.
**અન્ય સર્વથી ઉઠાડી ચિત્ત અહિં જોડવું**...હરિઃઓમ......

પછી સાધનથી રહિત થઇ, સિદ્ધજ યોગી થાય,
મન વાણીનો વિષય તે, તેનું સ્વરૂપ ન ગણાય.
**ખરે આ સ્થિતિએ પહોંચવું તે ભાગ્ય પૂર્ણનું**...હરિઃઓમ...

## સમાધિમાં નડતાં વિઘ્નો

સમાધિ કરતાં વિઘ્ન બહુ, આવી આપે દુઃખ,
અનુસંધાન રહિતપણું, આળસ–ભોગનું સુખ,
**વિઘ્ન આવે ત્યારે કામ પડે ત્યાગચુર્ણનુ**...હરિઃઓમ્......

નિદ્રા તમ વિક્ષેપ ને, રસાસ્વાદ કષાય,
આ વિઘ્નો ધીમે ધીમે, તજવાયોગ્ય ગણાય.
**યોગપૂર્ણ આપે યોગ્ય ઔષધ એમનું**...હરિઃઓમ......

**ભાવવૃત્તિથી ભાવતા, શૂન્યથી શૂન્યપણુંજ,**
**પાઠ ભણે પૂર્ણત્વનો, બ્રહ્મથી પૂર્ણપણુંજ.**
**પૂર્ણશ્રદ્ધા પૂર્ણપ્રેમ પૂર્ણધ્યાન તેમનું**...હરિઃઓમ્......

પરમપવિત્ર આ વૃત્તિનો, ત્યાગ કરે જે આંહિ,
તે પશુ જેવા માણસો, વૃથા જીવે જગમાંહિ.
**અરે એમનાથી પશુ—પક્ષી અબોલું ભલું**...હરિઃઓમ્......

જાણે જે બ્રહ્મવૃત્તિને, જાણી કરે કૈં યોગ્ય,
ધન્ય તે યોગી ત્રિલોકમાં, વંદન કરવા યોગ્ય.
**એવા યોગીઓને જાણી શકે ક્યાંથી જાંગલું ?**...હરિઃઓમ...

સમાવૃદ્ધ થઇ જેમની, વૃત્તિ ફરી પરિપાક,
પામ્યા તે સદ્‌બ્રહ્મને, પણ નહિ વાક્ચાલાક.
**પૂર્ણબ્રહ્મ પૂર્ણપ્રેમ પૂર્ણતત્ત્વમાં સમું**...હરિઃઓમ્......

**કુશલ બ્રહ્મની વાતમાં, સુરાગી વૃત્તિહીન,**
**જડતાથી જન્મે મરે, નક્કી તેઓ દીન.**
**એવા પાપી પાખંડીઓને કહિ નહિ નમું**...હરિઃઓમ્......

## બ્રહ્મનિષ્ઠોની સ્થિતિ

બ્રહ્માદિ સનકાદિ ને, શુકાદિ બ્રહ્મવિણ જેમ,
અર્ધ નિમેષ રહે નહિ, બ્રહ્મનિષ્ટો પણ તેમ.
**બ્રહ્મમસ્તીમાં જે મસ્ત જોઇ તેમને રીઝું**...હરિઃઓમ્......

કાર્યમાં કારણપણું, કાર્ય કારણમાંહ્ય,
કારણપણું વિચારથી, કાર્યાભાવમાં જાય.
**સમજ વિણ જે બકે તે સાંભળી નહિ સીઝું...હરિઃઓમ્...**

પછી પવિત્ર વસ્તુ જે, તેજ છે વાણી પાર,
ઘટ-માટી દૃષ્ટાંતથી, વિક્ષણીય વારંવાર.
**ખોળ્યા વિણ ખોદે તેમનું તો ફોકટ ખોપરૂં...હરિઃઓમ્...**

આજ રિતે શુદ્ધાત્મને, વૃત્તિજ્ઞાન ઉપજાય,
ત્યારપછી બ્રહ્માત્મિકા, વૃત્તિ સ્થિરજ થાય.
**વિમલ તત્ત્વનો વિચાર ઉજ્જડ કરે ગોપરૂં...હરિઃઓમ્...**

પ્રથમ વિચારે ત્યાગથી, કારણને સાધક,
પાછળ તેનેજ કાર્યમાં, જુએ સદા વ્યાપક.
**એજ રિત કરી પ્રીત પૂર્ણને વિચારવું...હરિઃઓમ......**

વિચારે કારણ કાર્યમાં, પછી તજી દે કાજ,
જાય પછી કારણપણું, રહે બાકી મુનિરાજ.
**કાર્ય કારણ જતાં રહે તે રૂપ ધારવું...હરિઃઓમ......**

ભાવિત તીવ્ર વેગથી, વસ્તુ મુનિએ જેહ,
શીઘ્ર જ્ઞેય થાય છે, ભ્રમરકીટવત્ તેહ.
**જેવું જે ચહે છે તેવું તેને પ્રાપ્ત જાણવું...હરિઃઓમ......**

અદૃશ્ય ને ભાવ રૂપ, સર્વજ ચેતન શુદ્ધ,
સ્મરે સદાય સ્વરૂપને, સ્થિરવૃત્તિથી બુદ્ધ.
**અજ્ઞ બોલે એના ઉપર ન ઓછું આણવું...હરિઃઓમ......**

બ્રહ્માકારે ચિંતવે, દૃશ્યને કરી અદૃશ્ય,
જ્ઞાની ચિદાનંદપુર્ણથી, સુખમાં વસે અવશ્ય.
**એવા યોગીઓનું જીવન સફલ છે થયું...હરિઃઓમ્.....**

## ઉપસંહાર

અંગ સહિત આ રાજયોગ, કહ્યો અચળ સુખદાય,
તેણે હઠસહ સાધવો, જેને કંઈક કષાય.
**સાન વિના સાધનારાનું ચાચરી ગયું**...હરિઃઓમ્...

કેવળ આ છે મુક્તિપ્રદ, જેનાં મન અતિશુદ્ધ,
ગુરૂ–દેવના ભક્તને, અતિ સુલભ કહે બુદ્ધ.
**મહાયોગીઓનું ચર્ણામૃત પ્રેમથી પીવું**...હરિઃઓમ્...

સંસ્કૃત જે સમજે નહિ, તેઓ માટે ખાસ,
સાદી ભાષામાં લખ્યો, બુઝાવવા બુધ પ્યાસ.
**'અહં બ્રહ્મ' એજ વૃત્તિથી હું શંકર જીવું**...હરિઃઓમ્...

**શ્રી અપરોક્ષાનુભૂતિરૂપ ચોથું રત્ન**

**સમાપ્ત.**



# પરમ તત્ત્વ વિલાસ

## ॥ શ્રી વાક્યવૃત્તિ ॥

### મંગલાચરણ

મન વાણી ને કર્મથી, વંદું સદ્‌ગુરૂ પાય,
સાર શ્રીવાક્યવૃત્તિનો, સહજે શુદ્ધ લખાય.
ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલયના હેતુરૂપ,
અચિંત્ય વિશ્વેશ્વર વિશ્વજ્ઞ અનંત જો,
બંધન રહિત અપાર સુખાબ્ધિ શ્રીપ્રિય,
વંદું વિમલજ્ઞાનસ્વરૂપ ભગવંત જો...ટેક—

જેમની કરૂણાથી હુંજ વ્યાપક બ્રહ્મ છું,
મારામાંજ છે સર્વ પરિકલ્પિત જો,
આમ સ્વરૂપને જાણું છું હું સર્વદા,
તેમના ચરણકમલમાં નમેલો નિત્ય જો...ઉત્પત્તિ...

### ગુરૂપસતિ

ત્રિવિધતાપરૂપી સૂર્યથી સંતપ્ત જે,
ઉદ્વેગમનવાળો ને શમાદિયુક્ત જો,
કોઈ પુરૂષ જઈ પૂછે સદ્‌ગુરૂદેવને,
જેઓ સદા છે જગબંધનથી વિમુક્ત જો...ઉત્પત્તિ...
હે ભગવન્! આવ્યો છું શરણે આપના,
કેવળ કૃપા કરી કહો કોઇ ઉપાય જો,
જેવડે આ ભવબંધનથી સહજે છુટું,
તે ટુંકામાં જાણવા જીવ તલસાય જો...ઉત્પત્તિ...
ગુરૂ કહે હે શિષ્ય! પ્રસન્ન છું પ્રશ્નથી,
તારી વચન પ્રકટતા સારી જણાય જો,

આજ સાધન તે એમ વિસ્પષ્ટ કહું તને,
સાંભળ સ્થિર મન કરી ઉપદેશ સદાય જો...ઉત્પત્તિ...
"તે બ્રહ્મ તું છે" ઈત્યાદિ મહાવાક્યથી,
ઉપજેલું અતિ નિર્મલ આત્મજ્ઞાન જો,
જીવ–ઈશની એક્તાના વિષયરૂપ જે,
તે આ મુક્તિનું સાધન નિદાન જો...ઉત્પત્તિ...
શિષ્ય કહે હે સદ્‌ગુરૂદાતા ! સાંભળો,
જીવ-ઇશ કોણ? ને એક્તા કેવી રીત જો ?
"તે બ્રહ્મ તું છે" આદિ વાક્યો તેમને,
કેવી રીતે પ્રતિપાદન કરે સપ્રીત જો ?...ઉત્પત્તિ...

## જીવાદિનાં સ્વરૂપ

સાંભળ કહું છું સ્પષ્ટ ખુલાસો હું અહિં,
અન્ય જીવ વળી કોણ ? જીવ છે તુંજ જો,
હું છું કોણ ? એમ પૂછે જે તું મને,
તું બ્રહ્મજ છે સંશય નહિ કહું છુંજ જો...ઉત્પત્તિ...
સ્પષ્ટ ન જાણું પદાર્થનેજ હજી પ્રભો !
તો "હું બ્રહ્મ" આ વાક્યાર્થને કયી રીત જો ?
માટે સાદી અને સરલ ભાષા વડે,
સમજાવો તો શાંત બને મમ ચિત્ત જો...ઉત્પત્તિ...
ગુરૂ કહે હે વત્સ ! કહે છે સત્ય તું,
કારણ કે અહિં વિવાદને નહિ સ્થાન જો,
પણ જે કારણ વાક્યાર્થના જ્ઞાનનું,
તેજ પદાર્થજ્ઞાન અહિં વિદ્યમાન જો...ઉત્પત્તિ...
અંતઃકરણ ને સાક્ષી તેની વૃત્તિનો,
સચ્ચિદાનંદ છતાં ન જાણે કેમ જો ?
તું જો નિશ્ચય જુએ તારા રૂપને,
તો તારામાં રહે ન એકે વ્હેમ જો...ઉત્પત્તિ...

દેહાદિની બુદ્ધિનો ત્યાગજ કરી,
આત્મપણાથી છોડી દઈ સંદેહ જો,
ચિંતન કર નિરંતર તે ચેતનતણું,
સત્યાનંદસ્વરૂપથી સાક્ષી જેહ જો...ઉત્પત્તિ...
જેથી સ્થૂલ શરીર રૂપાદિવાળું છે,
તેથી ઘટાદિપેઠે તે નહિ આત્મ જો,
અને વિયત્ આદિના કાર્યપણાથી પણ,
ઘટની પેઠે નિશ્ચય છે તે અનાત્મ જો...ઉત્પત્તિ...
શિષ્ય કહે કહેલા હેતુ સામર્થ્યથી,
સ્થૂલ શરીર જો અનાત્મ તો સંમત જો,
કરામલકવત્ પણ સાક્ષાત્ ચિદાત્મનું,
કરો પ્રતિપાદન કાઢી એ ખત જો...ઉત્પત્તિ...
ઠીક કહ્યું હે સૌમ્ય ! શ્રવણ કર તું હવે,
ઘટદ્દષ્ટા છે નહિજ ઘટરૂપ જેમ જો,
તેમજ સ્થૂલનો દ્દષ્ટા હું તે સ્થૂલ નહિ,
નક્કી કર તું તારા મનમાં એમ જો...ઉત્પત્તિ...

## સ્વાત્મનિરૂપણ

ઇંદ્રિયોનો દ્દષ્ટા હું ઈંદ્રિય નહિ,
મન બુદ્ધિ પ્રાણ કે સમૂહ ન હુંજ જો,
દશ્યવિલક્ષણ દ્દષ્ટાને અનુમાનથી,
સાવધાનતાથી નક્કી કર તુંજ જો...ઉત્પત્તિ...
જેના સમીપપણાથીજ દેહાદિ સહુ,
ત્યાગાદિ ક્રિયા કરવાને સમર્થ જો,
તે હું છું એમજ નક્કી કર તું તને,
તેથી સરશે તારો પરમ અર્થ જો...ઉત્પત્તિ...
જે અંતરનો આત્મા અવિકારી છતાં,
લોહ ચુંબકની પેઠે ક્રિયાયુક્ત જો,

કરે છે બુદ્ધિ આદિને તે હુંજ છું,
એમજ નક્કી કર તો થાય વિમુક્ત જો...ઉત્પત્તિ...
જેના સમીપપણાથી જડ દેહાદિ પણ,
ચેતન જેવાં જણાય છે તે હુંજ જો,
મમ મન ગયું હતું પણ હમણાં સ્થિર કર્યું,
એમ જે બુદ્ધિને જાણે તે હું છુંજ જો...ઉત્પત્તિ...
જે અવિકારી ત્રણ અવસ્થાને તથા,
બુદ્ધિના ભાવાભાવને સાક્ષાત્ જો,
જાણે છે તે હું નક્કી કર એમ તું,
પસ્તાવો રહેશે નહિ તત્પશ્ચાત્ જો...ઉત્પત્તિ...
**"ઘટ છે" એમજ ઘટને પ્રકાશનાર દીપ,**
**ઘટથી જુદો સ્વીકારાય છે જેમ જો,**
**તેમ શરીરનો પ્રકાશનારો દેહી હું,**
**ચેતન સ્વરૂપ છું નક્કી કર એમ જો...**ઉત્પત્તિ...
પુત્રધનાદિ જેની અનુકુલતાવડે,
આપણુને લાગે છે વ્હાલાં હેમ જો,
તે દ્દષ્ટા સર્વથી પ્રિયતમ કહ્યો,
તે હું છું નક્કી કર મનમાં એમ જો...ઉત્પત્તિ...
ન હતો એમ નહિ હું હોઉ સર્વદા,
પરમ પ્રીતિના વિષયપણાથી એમ જો,
જે દ્રષ્ટા તે હું નક્કી કર એમ તું,
જરૂર જાશે સઘળા તારા વ્હેમ જો...ઉત્પત્તિ...

### મહાવાક્યવિવેક

સાક્ષિલક્ષણવાળું છે જે જ્ઞાન તે,
"તત્વમસિ" ત્વંપદનો અર્થ કહેવાય જો,
સાક્ષીપણું ને જ્ઞાનપણું પણ આત્મનું,
નિર્વિકારીપણાથી પ્રતીત થાય જો...ઉત્પત્તિ...

દેહ ઈંદ્રિય મન પ્રાણુ અહંકારથી,
વિલક્ષણુ ષડ્ભાવ વિકાર રહિત જો,
ત્વંપદનો લક્ષ્યાર્થ કહ્યો છે તે અહિં,
પ્રીત ધરીને સમજી લેજે રીત જો...ઉત્પત્તિ...
'ત્વં' નિશ્ચય કરી ફરી જડના પરિત્યાગથી,
સાક્ષાત્ વિધિમુખથી કરે 'તત્' વિચાર જો,
**સદ્વિચાર વિના સિદ્ધિ નહિ જ્ઞાનની,**
માટે તેમાં તત્પર વારંવાર જો...ઉત્પત્તિ...
અજ્ઞાનથી મલથી સમગ્ર સંસારદોષથી,
રહિત અસ્થૂલાદિ લક્ષણુવાન જો,
ને અદસ્યપણાદિ ગુણ સંપન્ન જે,
તે 'તત્પદ'નો અર્થ કહે વિદ્વાન જો...ઉત્પત્તિ...

### બ્રહ્મમહિમા

નિરતિશયાનંદ સત્યજ્ઞાન સ્વરૂપ જે,
સત્તા સ્વભાવવાળા ને વળી પૂર્ણ જો,
તે પરમાત્મા એમ વદાય છે વેદમાં,
**જેને ખોળે ખાવું પડે નહિ ચૂર્ણ જો**...ઉત્પત્તિ...
જેમનું સર્વજ્ઞપણું પરમેશ્વરતણું,
સંપૂર્ણ શક્તિપણું ગાય છે વેદ જો,
તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
જેથી મટશે તારા મનનો ખેદ જો...ઉત્પત્તિ...
શ્રુતિઓમાં મૃત્તિકાદિ અનેક દૃષ્ટાંતથી,
જેના જ્ઞાનથી કહ્યું સર્વનું વિજ્ઞાન જો,
તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
જેથી ટળશે અનાદિનું અજ્ઞાન જો...ઉત્પત્તિ...
કરી પ્રતિજ્ઞા શ્રુતિએ જેના આનંત્યની,
તત્સિદ્ધિ માટે કહ્યું જગ તત્કાર્ય જો,

તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
ફરી ફરી વિક્ષણીય કહે આશ્ચર્ય જો...ઉત્પત્તિ...
ઉપનિષદ્‌માં મુમુક્ષુવડે અતિયત્નથી,
વિક્ષણીયપણાથી જે પ્રતિપાદન થાય જો,
તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
જ્ઞાન રસાયન સેવીનેજ સદાય જો...ઉત્પત્તિ...
જેનો જીવરૂપ પ્રવેશ-પ્રતિનિયંતાપણું,
વેદશ્રુતિમાં સ્પષ્ટપણે સંભળાય જો,
તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
જેની અકળ કળા કોઇથી ન કળાય જો...ઉત્પત્તિ...
જેનું શ્રુતિમાં કર્મફલદાતાપણું,
નિશ્ચય જીવપ્રેરકપણું વળી સંભળાય જો,
તે બ્રહ્મ છે એમ નક્કી કર તું ચિત્તમાં,
અંતરની ઉજ્જવલતા એમ પમાય જો...ઉત્પત્તિ...
'તત્' ને 'ત્વં' બેના અર્થો નક્કી કર્યા,
વાક્યાર્થનો વિચાર હવે કરાય જો,
તે બે પદના અર્થનો તાદાત્મ્યરૂપજ,
અહિં વાક્યાર્થ છે શંકા ન જરાય જો...ઉત્પત્તિ...

## તાદાત્મ્યપણું

સંસર્ગ કે વિશિષ્ટ વાક્યાર્થ અહિં,
સંમત નહિ કારણકે એથી અનર્થ જો,
પણ અખંડ ને એકરસત્વથી જ્ઞાનીએ,
તાદાત્મ્યરૂપજ માન્યો છે અર્થ જો...ઉત્પત્તિ...
પ્રત્યગ્બોધસ્વરૂપ પ્રતીત જે થાય છે,
અદ્વયાનંદલક્ષણવાળા એહ જો,
અદ્વયાનંદરૂપ પ્રતીત જે થાય છે,
પ્રત્યગ્બોધરૂપ લક્ષણવાળો તેહ જો...ઉત્પત્તિ...

જ્યારે આમજ એક બીજાના ઐક્યનું,
વસ્તુતાએ જોતાં જ્ઞાનજ થાય જો,
ત્યારે ત્વં અર્થનું અબ્રહ્મપણું,
એની મેળે નિવૃત્ત થઇ જાય જો...ઉત્પત્તિ...

અને પરોક્ષપણું નિવૃત્ત તત્પદતણું,
થાય પછી શું ? એમ તો સાંભળ તાત જો,
પૂર્ણાનંદરૂપે સ્થિત પ્રત્યગ્બોધ તે,
થાય છે નિશ્ચય સ્વાનુભવની વાત જો...ઉત્પત્તિ...

" તે તું છે " ઇત્યાદિ મહાવાક્ય વળી,
ઐક્ય પ્રતિપાદન માટે કરી કામ જો,
ભાગત્યાગવિષય તત્વંપદ બેઉને,
ગ્રહણ કરીને પ્રવર્તે સહામ જો...ઉત્પત્તિ...

વાક્ય ત્યજી બે વિશિષ્ટરૂપ વાચ્યાર્થને,
વાકયાર્થ બોધનમાં પ્રવર્તે જેમ જો,
મુમુક્ષુના હિતમાટે અહિં મારાવડે,
આદરસહ વ્યાખ્યાન કરાયું તેમ જો...ઉત્પત્તિ...

## જીવ-ઇશસ્વરૂપ

હું શબ્દ-હું જ્ઞાનના વિષયપણાવડે,
અંતઃસહ જે ચેતન પ્રતીત થાય જો,
તે ત્વંપદવડે વાચ્ય-જીવાત્મા જાણવો,
સ્વરૂપ વિમુખ થઈ ભવમાં ભટકાય જો...ઉત્પત્તિ...

માયાઉપાધિવાળા ને જગહેતુરૂપ,
સર્વજ્ઞપણાદિ લક્ષણવાન જો,
પરોક્ષતાથી યુક્ત તથા સત્યાદિરૂપ,
તે તત્પદવડે વાચ્ય-છે શ્રી ભગવાન જો ..ઉત્પત્તિ...

પ્રત્યક્‌પણું પરોક્ષપણું એકજપણું,
પામે પરિચ્છિન્નપણું પૂર્ણપણું વિરોધ જો,
તેથી પ્રવર્તે છે મહાવાક્યમાં લક્ષણા,
શક્તિવૃત્તિનો લાગે જરા ન બોધ જો...ઉત્પત્તિ...

વાચ્યાર્થના ગ્રહણમાં અન્યપ્રમાણનો,
વિરોધ થતાં વાચ્યાર્થ સંબંધી જેહ જો,
તેની પ્રતીતિ તે કહેવાય છે લક્ષણા,
સમજાયા વિણ જાય નહિ સંદેહ જો...ઉત્પત્તિ...

"તત્ત્વમસિ" ઈત્યાદિ મહાવાક્યમાં,
ભાગત્યાગ લક્ષણા પ્રવર્ત થાય જો,
"તે–આ" ઈત્યાદિ વાક્યસ્થ પદોનીવત્‌,
અન્ય ન કોઇ કામ ન આવે જરાય જો...ઉત્પત્તિ...

"હું બ્રહ્મ છું" આ વાક્યના અર્થનું જ્યાંસુધી,
જ્ઞાન થાય દઢ ત્યાંસુધી શમાદિ સહિત જો,
કરે અભ્યાસ મુમુક્ષુ શ્રવણાદિકનો,
ગુરૂ પાસે રહી–થઈ શંકાદિરહિત જો...ઉત્પત્તિ...

### સ્વરૂપસ્થિતિ

**જ્યારે શ્રુતિ અને ગુરૂની દયાવડે,**
**પુરૂષને આ જ્ઞાન દઢીભૂત થાય જો,**
**ત્યારે સમગ્ર વિશ્વકારણથી રહિત,**
**થઇને રહે છે સ્વરૂપમગ્ન સદાય જો**...ઉત્પત્તિ...

સ્થૂલ–ઇંદ્રિયની શિથિલતાવાળો બને,
સૂક્ષ્મભૂતોથી કદિ નહિ ઢંકાય જો,
કર્મરૂપી બેડીથી થઇ અતિ મોકળો,
સદ્ય વિમુક્તિ પામે છે જીવરાય જો...ઉત્પત્તિ...

જ્ઞાનવડે સંચિત્ કર્મરૂપ બંધનો,
સારી રીતે જ્યારે ક્ષય થઈ જાય જો,
જીવન્મુક્ત પ્રારબ્ધના વેગથી,
સ્થિતિ કરે અમુક સમય જગમાંહ્ય જો...ઉત્પત્તિ...

નિરતિશયાનંદરૂપ પુનરાવૃત્તિરહિત,
પરમાત્માના પરમપદ સ્વરૂપ જો,
કૈવલ્યને પામે છે નિશ્ચયપણે,
શંકર શુદ્ધાત્મા હું એક અનૂપ જો...ઉત્પત્તિ...

શ્રી વાક્યવૃત્તિ

સમાપ્ત.



/

# પરમ તત્ત્વ વિલાસ

## ॥ શ્રી મણિરત્નમાલા ॥

અપાર સંસાર સમુદ્રમાંહિ,
ડૂબેલ હું છું મમ શર્ણ શું છે ?
ગુરૂ કૃપાલુ ! કૃપયા કહો આ—
વિશ્વેશ પાદામ્બુજ દીર્ઘ નૌકા. ૧

શિષ્યઃ—હે કૃપાલુ ગુરૂદેવ ! આ અપાર ( પાર નહિ પમાય તેવા ) સંસારરૂપ સમુદ્રમાં હું ડૂબી મરૂં છું તો મ્હારા ઉપર પૂર્ણ કૃપા કરીને કહો કે મ્હારા માટે સાચું શરણ શું છે ? અર્થાત્ એવો કયો ઉપાય છે કે જે કરવાથી હું સંસાર સમુદ્રને અનાયાસે તરી શકું ?

ગુરૂઃ—હે શિષ્ય ! આજે તેં ઘણોજ સારો પ્રશ્ન પૂછયો છે, જેમાં તારૂં એકનું નહિ પરંતુ અનેક જીવોનું આત્મકલ્યાણ સમાયેલું છે. તું વિનયાદિ શુભ ગુણયુક્ત અધિકારી હોવાથી તારા પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપું છું તે એકાગ્ર ચિત્તે શ્રવણ કર. સંસારરૂપ સમુદ્રને તરવા માટે જો કે અનેકવિધ ગ્રંથોમાં અનેક પ્રકારનાં સાધનો વર્ણવ્યાં છે તથાપિ તે સર્વમાં શ્રેષ્ટ સાધન તો કેવળ વિશ્વેશ્વરનાં પવિત્ર ચરણ કમલરૂપ નૌકાજ છે. ૧

બદ્ધ છે કો' ? જે વિષયાનુરાગી,
કોણ વિમુક્ત ? વિષય-વિરક્ત,
કયું ઘોર નર્ક છે ? નિજ દેહ,
કયું સ્વર્ગપદ ? તૃષ્ણાનો નાશ. ૨

પ્રશ્નઃ—આ જગતમાં બંધાયેલ કોણ કહેવાય ?

ઉત્તરઃ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ આ પાંચ વિષયોમાં પતંગાદિની પેઠે આસક્તિવાળો છે તે.

પ્રશ્ન:—બંધનમાંથી સારી રીતે છૂટેલો કોણ કહેવાય?

ઉત્તર:—શબ્દાદિક વિષયોનો કાગ વિષ્ટાની પેઠે પરિત્યાગ કરી જેણે પોતાના મનને અત્યંત ઉપરામભાવવાળું બનાવી દીધું છે તે.

પ્રશ્ન:—ભયંકર નર્ક કયું?

ઉત્તર:—મલમૂત્રાદિ દુર્ગંધયુક્ત પદાર્થોથી ભરેલું આપણું પોતાનું પંચભૂતાત્મક શરીર.

પ્રશ્ન:—સ્વર્ગમાં જવા માટે પહેલું પગથીયું કયું?

ઉત્તર:--સંસારના ક્ષણિક પદાર્થમાં રહેલી તૃષ્ણાનો સર્વાંશે ત્યાગ થાય તે. ૨

**સંસારહર શું? શ્રુતિજ-બોધ,**
**કયો મોક્ષ હેતુ? કહ્યો છે તેજ,**
**કયું મુખ્યદ્વાર નર્કનું? નારી,**
**શું સ્વર્ગદા? જીવમાત્ર અહિંસા. ૩**

પ્રશ્ન:—સંસારરૂપ રોગનું હરણ કરનાર ઔષધ કયું છે?

ઉત્તર:—શ્રુતિમાં કહેલાં તત્ત્વમસ્યાદિ મહાવાકયના શ્રવણથી જે પોતાના આત્મસ્વરૂપનું દૃઢ અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે તે.

પ્રશ્ન:—વેદાંતશાસ્ત્રમાં મોક્ષનું કારણ શું છે?

ઉત્તર:—ઉપરોક્ત જ્ઞાનનેજ મોક્ષના કારણરૂપ કહેલ છે.

પ્રશ્ન:—નર્કનું મુખ્યદ્વાર કયું?

ઉત્તર:—શિયળવ્રતાદિ શુભ ગુણોથી રહિત સ્ત્રી.

પ્રશ્ન:—સ્વર્ગપ્રાપ્ત કરાવનારી કયી વસ્તુ છે?

ઉત્તર:—મન વાણી ને કર્મથી જીવમાત્રની અહિંસા. ૩.

**સુખે સૂવે કોણ? સમાધિનિષ્ટ,**
**જાગે છે કોણ? સદસદ્વિવેકી,**
**શત્રુ કયા છે? નિજ ઇંદ્રિયો જે,**
**તેઓજ મિત્રો જીતી હોય જે તો. ૪**

પ્રશ્નઃ—ખરીરીતે સુખે સૂઈ રહેનાર કોણ છે?

ઉત્તરઃ—વૃત્તિઓના નિરોધપૂર્વક નિર્વિકલ્પ સમાધિમાં સારી-રીતે સ્થિર થયેલા યોગીઓ.

પ્રશ્નઃ—જાગે છે કોણ?

ઉત્તરઃ—સત્ (ત્રિકાલાબાધિત–આત્મા) અને અસત્ (અનાત્મા) નો વિવેક કરી જાણનાર પુરૂષ,

પ્રશ્નઃ—શત્રુઓ કયા?

ઉત્તરઃ—વિષયારણ્યમાં ભટકતી પોતાની ઇંદ્રિયોજ શત્રુરૂપ છે અને જો યોગ્ય ઉપાયવડે તેમને વશ કરવામાં આવી હોય તો તેઓજ મિત્રભાવે વર્તે છે. ૪.

**કોણ દરિદ્ર? બહુ તૃષ્ણાવાન,**
**કોણ શ્રીમંત? સુસંતોષ જેને,**
**જીવન્મૃત કોણ? નિરૂદ્યમી જે,**
**અમૃત શું છે? સુખદા નિરાશા. ૫**

પ્રશ્નઃ—દુનિયામાં દરિદ્ર કોણ કહેવાય?

ઉત્તરઃ—નિર્ધન દરિદ્ર કહેવાતો નથી પરંતુ જેને ઘણીજ તૃષ્ણાઓ છે તે.

પ્રશ્નઃ—પૈસાદાર કોણ કહેવાય?

ઉત્તરઃ—જેને પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થનારી વસ્તુમાં સદાને માટે સંપૂર્ણ સંતોષ રહેલો છે તે.

પ્રશ્નઃ—જીવતાં છતાં મરેલો કોણ?

ઉત્તરઃ—ઉદ્યમ કરવાને શક્તિમાન હોવા છતાં જે નિરૂદ્યમી થઇ પડયો રહે છે તે.

પ્રશ્નઃ—અમૃતરૂપ શું છે?

ઉત્તરઃ—સર્વપ્રકારનું સુખ આપનારી નિરાશા. નાશવંત પદાર્થોમાં ઉત્પન્ન થનારી આશાથી રહિત થવું એનું નામ નિરાશા છે. ૫.

**બંધનરૂપ શું ? જે હું ને મ્હારૂં,**
**સંમોહકર દારૂવત્ શું ? નારી,**
**કોણ મહાન્ધ છે ? કામાતુર જે,**
**મૃત્યુ કયું છે ? નિજ અપકીર્તિ. ૬.**

પ્રશ્ન:—જગત્માં જીવાત્માને ખરીરીતે બાંધનારી કયી વસ્તુ છે ?

ઉત્તર:—દેહાદિ અનાત્મ પદાર્થમાં હુંપણું અને મ્હારાપણું થવું તે.

પ્રશ્ન:—દારૂની પેઠે નક્કી મોહિત કરી દેનારી કયી વસ્તુ છે ?

ઉત્તર:—વ્યભિચારાદિ અવગુણથી ભરેલી અબળા.

પ્રશ્ન:—મહાન્ધ કોણ ?

ઉત્તર:—જે પુરૂષ કામવૃત્તિને અત્યંત અમંગલકારી જાણવા છતાં તેના વશ થઇ વ્યાકુલ ચિત્તવાળો રહે છે તે.

પ્રશ્ન:—સજ્જના માટે મૃત્યુરૂપ શું છે ?

ઉત્તર:—શરીરનું સ્વાભાવિકપણે નાશ થવું તે ખરૂં મૃત્યુ નથી પણ જગત્માં નીચું મોં ઘલાવનારી અપકીર્તિ એજ પ્રતિષ્ઠિત પુરૂષના માટે મૃત્યુરૂપ છે. ૬.

**કોણ ગુરૂ ? જે હિત-ઉપદેષ્ટા,**
**શિષ્ય છે કોણ ? ગુરૂભક્ત જેહ,**
**શું દીર્ઘ રોગ ? ભવ એજ સાધુ !**
**શું ઔષધ એનું ? વિચાર એજ. ૭.**

પ્રશ્ન:—ગુરૂ કોણ કહેવાય ?

ઉત્તર:—અંતઃકરણમાં અનાદિકાલથી રહેલા અજ્ઞાનરૂપ અંધારાને જ્ઞાનરૂપ દિવાવડે દૂર કરી જે કેવલ આત્મકલ્યાણનોજ ઉપદેશ આપનાર છે તે.

પ્રશ્ન:—ખરો શિષ્ય કોણ કહેવાય ?

ઉત્તર:—મન વાણી ને કર્મથી જે ગુરૂસેવા કરતો છતો તેમની આજ્ઞાનું કદિપણ ઉલ્લંઘન થવા દેતો નથી તે.

પ્રશ્ન:—મ્હોટામાં મ્હોટો રોગ કયો ?

ઉત્તરઃ—આ વિચિત્ર સંસારમાં વારંવાર જન્મ ધારણ કરવો તે.

પ્રશ્નઃ—તે રોગને દૂર કરવાવાળું ઔષધ કયું ?

ઉત્તરઃ—સત્યાસત્યના વિવેકવડે પરમાત્મસ્વરૂપનો વારંવાર વિચાર કરવો તે. ૭.

**ભૂષણમાં ભૂષણ શું છે? શીલ,**
**શું શ્રેષ્ટ તીર્થ? સ્વમન વિશુદ્ધ,**
**શું આંહિ હેય? કનક ને કાન્તા,**
**શ્રાવ્ય સદા શું? ગુરૂ-વેદવાકય. ૮.**

પ્રશ્નઃ—સર્વપ્રકારનાં ભૂષણોમાં સૌથી ઉત્તમપ્રકારનું ભૂષણ કયું ?

ઉત્તરઃ—ઉત્તમ ગુણથી ઓપતું ઉત્તમ ચારિત્ર્ય.

પ્રશ્નઃ—ઉત્તમ તીર્થ કયું !

ઉત્તરઃ—હરિદ્વારાદિ તીર્થ કરતાં પણ પોતાનું વિશુદ્ધ (રાગદ્વેષાદિથી અત્યંત રહિત) મન ઉત્તમ તીર્થરૂપ છે.

પ્રશ્નઃ—આ જગત્માં તજવા જેવી કયી વસ્તુઓ છે ?

ઉત્તરઃ—સન્માર્ગમાં કંટકરૂપ હોઇ પોતાના વશ થનાર જીવને અધોગતિમાં નાંખનાર કનક અને કાન્તા આ બેજ ખરેખર તજવા યોગ્ય છે.

પ્રશ્નઃ—સદાને માટે શ્રવણ કરવા યોગ્ય શું ?

ઉત્તરઃ—જીવ બ્રહ્મની એકતા પ્રતિપાદન કરનાર વેદાંત શાસ્ત્ર અને આત્મજ્ઞાનનો પરમ કલ્યાણકારી ઉપદેશ આપનાર સદ્દગુરૂનું પવિત્ર વાકય. ૮.

**શું સાધનો છે બ્રહ્મપ્રાપ્તિ માટે ?**
**સત્સંગતિ-દાન-વિચાર-તોષ,**
**છે સંત કોણ? અખિલ વિરાગી,**
**મોહવિનાશ-શિવતત્ત્વનિષ્ટા. ૯.**

પ્રશ્નઃ—પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરાવનારાં સાધનો કયાં?

ઉત્તર—સત્સંગ, દીનજનને આપવામાં આવેલું સાત્ત્વિક દાન, આત્માનાત્મના વિવેકપૂર્વક કરવામાં આવેલો શુભ વિચાર અને જે સમયે જે વસ્તુ પ્રાપ્ત થાય તેમાં માનવામાં આવેલો સંપૂર્ણ સંતોષ આ ચાર સાધનો છે.

પ્રશ્ન—સંત કોને કહેવાય?

ઉત્તર—અખિલ જગતના અનિત્ય પદાર્થોમાં જેને જરાપણ આસક્તિ રહી નથી, જેના અંતઃકરણમાંથી અજ્ઞાન દૂર થયું છે તથા જેને કલ્યાણ સ્વરૂપ પરમાત્મામાંજ સંપુર્ણ નિષ્ટા છે, તેનેજ સાચો સંત કહી શકાય છે. ૯

**કયો જ્વર પ્રાણી માત્રને? ચિન્તા,**
**કો' મૂર્ખ છે? જે વિવેક રહિત,**
**શું પ્રિય ક્રિયા? શિવ-વિષ્ણુ ભક્તિ,**
**શું જીવન છે? જે દોષ રહિત. ૧૦**

પ્રશ્ન—પ્રાણી માત્રને કયો જ્વર લાગુ પડયો છે?

ઉત્તર—નિર્જીવને દહન કરનારી ચિતા કરતાં પણ બળવત્તર સજીવ ભક્ષણ કરનારી ચિન્તા.

પ્રશ્ન—મૂર્ખ કોણ કહેવાય?

ઉત્તર—નિત્યાનિત્ય વસ્તુના વિવેકથી રહિત હોય તે.

પ્રશ્ન—કરવા યોગ્ય પ્રિય ક્રિયા કયી છે?

ઉત્તર—ભવબંધનમાંથી મુક્ત કરનારી અર્થાત્ પરમકલ્યાણમયી શ્રીશિવ તથા વિષ્ણુની અવિચલ ભક્તિ.

પ્રશ્ન—વાસ્તમાં જીવન કયું છે?

ઉત્તર—અંતર્બાહ્ય દોષથી અત્યંત રહિત હોય તે ૧૦.

**વિદ્યા કયી—બ્રહ્મગતિપ્રદા જે,**
**જ્ઞાન કયું? જે વિમુક્તિ હેતુ,**

લાભ કયો ? આત્મપ્રાપ્તિજ જેહ,
કો' વિશ્વજીત ? મન જીત્યું જેણે. ૧૧

પ્રશ્નઃ—સર્વ પ્રકારની વિદ્યાઓમાં સૌથી શ્રેષ્ટ વિદ્યા કયી છે?

ઉત્તરઃ—સંસારરૂપ બંધનમાંથી મુક્ત કરી પરમાત્મપદને પ્રાપ્ત કરાવનારી છે તે.

પ્રશ્નઃ—જ્ઞાન કયું કહેવાય?

ઉત્તરઃ—જે પદાર્થ મુક્તિનું કારણ છે તે.

પ્રશ્નઃ—લાભ કયો ?

ઉત્તરઃ—અન્ય પદાર્થની પ્રાપ્તિ એ લાભ તે લાભ નથી પરંતુ પોતાના અપરોક્ષ આત્મસ્વરૂપની પ્રાપ્તિ એજ ખરો લાભ છે.

પ્રશ્નઃ—જગત્ કોણે જીત્યું કહી શકાય?

ઉત્તરઃ—જેણે અતિચંચળ એવું પોતાનું મન જીત્યું તેણેજ આખું જગત જીત્યું મનાય. ૧૧.

શૂરા વિષે મહાશૂર છે કોણ?
કામબાણથી વ્યથિત નહિ જે,
પ્રાજ્ઞ-ધીર-સમદર્શી છે કોણ?
લલના કટાક્ષથી મુગ્ધ ન જે. ૧૨

પ્રશ્નઃ—શૂરવીરોમાં મહાશૂરવીણુ કોણુ?

ઉત્તરઃ—કામદેવના બાણથી જેનું હૃદય જરાપણ વિંધાયેલું નથી તે

પ્રશ્નઃ—બુદ્ધિમાન્ ધીર અને સમદર્શી કયો પુરૂષ કહેવાય?

ઉત્તરઃ—સુંદર યુવાન સ્ત્રીના નયન કટાક્ષથી જે કદિપણ મોહ પામતો નથી તે. ૧૨.

વિષોથી વિષ શું? વિષયો સર્વ,
દુઃખી સદા કો'? વિષયાનુરાગી,
ધન્ય છે કોણ? જે પરોપકારી,
પૂજનીય શું? શિવતત્ત્વનિષ્ઠા. ૧૩

પ્રશ્ન:—સર્વ પ્રકારનાં વિષથી પણ અધિક વિષ કયું ?

ઉત્તર:—શબ્દાદિ વિષયોનો સમૂહ. કારણકે વિષ તો માત્ર ખાનારને હણે છે પરંતુ વિષયો તો જોનાર તથા ઉપભોગ કરનાર એમ બન્નેને હણે છે.

પ્રશ્ન—સદાને માટે દુઃખી કોણ કહેવાય ?

ઉત્તર—શબ્દાદિ વિષયોમાં અંધ બનીને રાત દિવસ રચ્યો પચ્યો રહે છે તે.

પ્રશ્ન—ધન્યવાદને પાત્ર કોણ ?

ઉત્તર—જેણે પોતાનું સર્વસ્વજીવન કેવળ પરોપકારમાંજ અર્પી અન્ય આત્માઓના કલ્યાણમાંજ વ્યતીત કર્યું છે તે.

પ્રશ્ન—આ વિશ્વમાં પૂજનીય કોને કહેવાય ?

ઉત્તર:—જે પરમ કલ્યાણસ્વરૂપ પરમાત્મામાં સંપૂર્ણ નિષ્ટાવાળો છે તે. ૧૩.

**સર્વ સ્થિતિમાં પણ શું ન કાર્ય ?**
**પ્રયત્નથી શું વિધેય વિદુને ?**
**સ્નેહ ને પાપ-પઠન ને ધર્મ,**
**સંસારનું મૂળ શું ? છે જ ચિન્તા. ૧૪.**

પ્રશ્ન:—સર્વ પ્રકારની સ્થિતિમાં પણ સજ્જન પુરૂષોએ શું કરવા યોગ્ય નથી ?

ઉત્તર:—આ સંસારના ક્ષણિક પદાર્થોથી ગાઢપ્રીતિ અને પતન કરનારાં અશુભ કર્મરૂપ પાપ.

પ્રશ્ન:—ત્યારે પ્રયત્નથી પણ વિદ્વાને શું કરવા યોગ્ય છે ?

ઉત્તર:—વેદાંતશાસ્ત્રને અનુસરી વર્તનારા ઉત્તમ પ્રકારના ગ્રંથોનું પઠન અને સ્વધર્મનું પરિપાલન.

પ્રશ્ન:—સંસારરૂપ વૃક્ષનું મૂળ શું છે ?

ઉત્તર:—ચિન્તાજ સંસારનું મૂળ છે ૧૪.

**વિજ્ઞાનીમાં મહાવિજ્ઞાની કોણ? સ્ત્રી-પિશાચથી વંચિત નહિ જે,**
**સાંકળ કયી છે જીવોને? નારી, કયું દિવ્ય વ્રત? સમસ્ત દૈન્ય. ૧૫**

પ્રશ્નઃ—વિજ્ઞાનીઓમાં મહાવિજ્ઞાની કોણ કહેવાય?

ઉત્તરઃ—નારીરૂપ પિશાચણીથી જે ઠગાયો નથી તે.

પ્રશ્નઃ—જીવના માટે આ જગત્‌માં સાંકળ કયી છે?

ઉત્તરઃ—કુલટા નારીજ સાંકળ (બંધન) રૂપ છે.

પ્રશ્નઃ—સર્વથી ઉત્તમ પ્રકારનું વ્રત કયું?

ઉત્તરઃ—સંપુર્ણ વિનયતા એજ દિવ્ય વ્રત કહેવાય છે. ૧૫

**અશકય શું જાણવું સર્વ માટે? નારીનું મન ને તેનું ચરિત્ર,**
**દુસ્ત્યજ શું સર્વથી? છે દુરાશા, પશુ છે કો'? બ્રહ્મવિદ્યા રહિત. ૧૬**

પ્રશ્નઃ—સર્વકોઈથી જાણી શકાય નહિ એવું શું છે?

ઉત્તરઃ—અનેકવિધ અવગુણથી ભરેલી અબળાનું મન અને તેનું ચરિત્ર.

પ્રશ્નઃ—સર્વજનોથી ત્યજી ન શકાય તેવું શું છે?

ઉત્તરઃ—દુરાશા (પાપમય વાસના).

પ્રશ્નઃ—પશુરૂપ કોણ છે?

ઉત્તરઃ—દુર્લભ મનુષ્ય જન્મ મળવા છતાં મોક્ષભાવને પ્રાપ્ત કરાવનારી બ્રહ્મવિદ્યાથી જે રહિત છે તે. ૧૬

**વિધેય ન વાસ સંગ કો' સાથે? મૂર્ખ નીચ ખલ પાપીઓસહ,**
**શીઘ્ર શું વિધેય મુમુક્ષુઓને? સત્સંગ-ભક્તિ અને નિર્મળતા. ૧૭**

પ્રશ્ન:—કોના સાથે વાસ અને કોનો સંગ કરવા યોગ્ય નથી ?

ઉત્તર:—મૂર્ખ, નીચ, ખળ અને પાપીઓના સાથે વાસ તથા તેમનો સંગ કદિપણ કરવા યોગ્ય નથી. કારણ કે તેમ કરવામાં અનેક દોષો આપણી શુદ્ધ બુદ્ધિમાં ઉત્પન્ન થતા હોઇ અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાં પડે છે.

પ્રશ્ન:—મોક્ષની ઇચ્છા કરવાવાળાઓએ વિના વિલંબે શું કરવું જોઈએ ?

ઉત્તર:—સત્પુરૂષોનો સમાગમ, દેહાદિ અનાત્મ પદાર્થમાં રહેલી મમતાનો ત્યાગ અને પરમાત્માની પ્રેમલક્ષણા ભક્તિ. ૧૭

**લઘુત્વનું મૂળ શું ? યાચનાજ,**
**ગુરૂત્વનું મૂળ ? અયાચના જે,**
**જાત જ કો' ? ન ફરી જન્મ જેનો,**
**મૃત જ કો' ? ન ફરી મૃત્યુ જેનું. ૧૮**

પ્રશ્ન:—હલકાઈનું મૂળ શું ?

ઉત્તર:—બીજાના આગળ યાચના કરવી અર્થાત્ દીનતા (ગરીબાઇ) ગાવી તે.

પ્રશ્ન:—મોટાઈનું મૂળ શું ?

ઉત્તર:—પ્રારબ્ધવશાત્ જે સમયે જે કાંઈ મળે તેમાંજ સંતોષ માની અન્યના આગળ યાચના ન કરવી તે.

પ્રશ્ન:—જન્મ સફળ કર્યો કોણે કહેવાય ?

ઉત્તર:—દેવોને પણ દુર્લભ એવો મનુષ્યજન્મ પામી બ્રહ્મનિષ્ટ તથા શ્રોત્રિય સદ્‌ગુરૂદ્વારા પોતાના સ્વસ્વરૂપને ઓળખી ફરી જન્મ ધારણ કરવાપણું જેણે રાખ્યું નથી તેણેજ જન્મ સફળ કર્યો કહેવાય છે.

પ્રશ્ન:—મરેલો કોને કહેવાય ?

ઉત્તર:—દેહાધ્યાસ દૂર થવાથી ફરી જન્મ ધરી મરવાપણું જેને રહ્યું નથી તે. ૧૯

**મુંગો છે કોણ ? ને બ્હેરો છે કોણ ?**
**શક્ત ન યુક્ત વદવા સમયે,**
**યથાર્થ હિત વાક્ય સુણે નહિ,**
**વિશ્વાસપાત્ર નહિ શું ? છે નારી. ૧૯**

પ્રશ્નઃ—મુંગો કોણ ?
ઉત્તરઃ—સમય પર યુક્ત વચન બોલવાને શકિતમાન નથી તે.
પ્રશ્નઃ—બ્હેરો કોણ ?
ઉત્તરઃ—યથાર્થ અને હિતકર વાક્ય જે સાંભળતો નથી તે.
પ્રશ્નઃ—વિશ્વાસ પાત્ર કોણ નથી ?
ઉત્તરઃ—નારીધર્મથી અત્યંત વિમુખ રહેલી સ્ત્રી. ૧૯

**તત્ત્વ શું એક ? શિવ અદ્વિતીય,**
**ઉત્તમ શું ? સચ્ચરિત્ર જે છે,**
**ત્યાજ્ય સુખ શું ? સ્રીનુંજ સમ્યક્,**
**શ્રેષ્ઠ શું દેય છે ? અભય સદૈવ. ૨૦**

પ્રશ્નઃ—મુખ્ય તત્વ શું છે ?
ઉત્તરઃ—કલ્યાણ અને અદ્વિતીય સ્વરૂપ આત્મા.
પ્રશ્નઃ—સર્વથી શ્રેષ્ટ શું છે ?
ઉત્તરઃ—સર્વ પ્રકારના દોષરહિત જે સદ્ચરિત્ર છે તે.
પ્રશ્નઃ—કયું સુખ ત્યજવા યોગ્ય છે ?
ઉત્તરઃ—સમ્યક્ પ્રકારે સ્ત્રીનુંજ સુખ ત્યજવા યોગ્ય છે.
પ્રશ્નઃ—દાન કરવા યોગ્ય શ્રેષ્ટ વસ્તુ કયી છે ?
ઉત્તરઃ—સદૈવ અભય. ૨૦

**શત્રુતણો મહાશત્રુ છે કોણ ?**
**જુઠ લોભ તૃષ્ણા સકોપ કામ,**
**તૃપ્ત નહિ કો' વિષયોથી ? તેજ,**
**શું દુઃખ મૂળ ? મમતાભિધાન. ૨૧**

પ્રશ્નઃ—શત્રુઓનો પણ શત્રુ અર્થાત્ મહાશત્રુ કોણ છે ?
ઉત્તરઃ—ક્રોધ, જુઠ, લોભ અને તૃષ્ણા સહિત જે કામ છે તે.

પ્રશ્નઃ—વિષયોથી કોણ તૃપ્ત (ધરાયેલું) નથી?

ઉત્તરઃ—તે કામદેવજ વિષયથી ધરાતો નથી. અગ્નિને મળેલા ઘૃતની પેઠે તેને પણ વિષયભોગો મળવાથી ઉલટો વિશેષપણે જાગૃત્ થાય છે.

પ્રશ્નઃ—દુઃખનું મૂળ શું?

ઉત્તરઃ—અનાત્મ પદાર્થમાં રહેલી મમતા નામની વૃત્તિજ. ૨૧

**શું મુખનું ભૂષણ? સાક્ષરતા,**
**ને સત્ય શું? ભૂતહિત સદૈવ,**
**કયું કર્મ કીધે ન શોચનીય?**
**મહાદેવ ને શ્રીકૃષ્ણનું પૂજન. ૨૨**

પ્રશ્નઃ—મુખનું ઘરેણું શું?

ઉત્તરઃ—સાક્ષરતા.

પ્રશ્નઃ—અને સત્ય (કરવાયોગ) કર્મ શું?

ઉત્તરઃ—સદૈવ પ્રાણીમાત્રનું કલ્યાણ.

પ્રશ્નઃ—એવું કયું કર્મ છે કે જેને કર્યા પછી પસ્તાવાપણું રહેતું નથી?

ઉત્તરઃ—કામદેવનો સંહાર કરનાર મહાદેવ અને સર્વ પ્રેમીજનોના પ્રાણસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માનું પુજન. ૨૨

**કોના ક્ષયમાં મુક્તિ છે? મનના,**
**શામાં અભય સદા? મુક્તિમાંહિ,**
**કયી શ્રેષ્ટ શૂળી? સ્વમૂર્ખતાજ,**
**કો' કો' ઉપાસ્ય? ગુરૂ-દેવ-વૃદ્ધ. ૨૩**

પ્રશ્નઃ—કોના નાશમાં મોક્ષ રહેલો છે?

ઉત્તરઃ—મનનાજ નાશમાં મોક્ષ રહેલો છે.

પ્રશ્નઃ—સર્વ પ્રકારે અભય શામાં રહેલો છે?

ઉત્તરઃ—મુક્તિમાંજ.

પ્રશ્નઃ—સર્વથી ઉત્તમ પ્રકારની સૂળી કયી છે?

ઉત્તરઃ—પોતાની મૂર્ખતાજ.

પ્રશ્નઃ—ઉપાસના કરવા યોગ્ય કોણ કોણ છે?

ઉત્તરઃ—શ્રીસદ્‌ગુરૂ, વિષ્ણુ આદિ દેવ અને ગુણ તથા જ્ઞાનમાં આગળ વધેલા (વૃદ્ધ) આત્મા આ ત્રણજ ઉપાસના કરવા યોગ્ય છે. ૨૩

**પાસે આવતાં પ્રાણહર મૃત્યુ,**
**ઉચિત શું કાર્ય યત્નથી સુઝે?**
**મન વાક્ તનથી સુખદ યમઘ્ન,**
**શ્રીકૃષ્ણ ચર્ણ કમલનું ચિંતન. ૨૪.**

પ્રશ્નઃ—પ્રાણનું હરણ કરનારા મૃત્યુદેવ જ્યારે નજીક આવ્યા હોય ત્યારે સજ્જન પુરૂષોએ ઘણી કાળજીપૂર્વક કયું કયું કાર્ય કરવું ઉચિત છે?

ઉત્તરઃ—તે સમયે સર્વપ્રકારનું સુખઆપનાર, યમરાજના પણ કાળ સ્વરૂપ શ્રીકૃષ્ણપરમાત્માના પવિત્ર ચરણ કમલનું ચિંતન મન વાણી ને કાયાથી કરવું તે શ્રેયસ્કર છે. ૨૪

**ડાકુઓરૂપ કો'? દુર્વાસનાઓ,**
**શોભે છે સભામાં કોણ? જે વિદ્વન્,**
**સુખદા કો' માતૃવત્? જે સુવિદ્યા,**
**કોણ વધે આપવાથી? સુવિદ્યા. ૨૫.**

પ્રશ્નઃ—આ શરીરમાં ડાકુઓરૂપ કોણ છે?

ઉત્તરઃ—દુર્વાસનાઓજ ધોળે દિવસે ધાડ પાડનાર ડાકુઓ સમાન છે.

પ્રશ્નઃ—સભામાં કોણ શોભે છે?

ઉત્તરઃ—જે વિનયાદિગુણવાળો વિદ્વાન્ હોય તે.

પ્રશ્નઃ—માતાના સમાન સુખ આપવાવાળી કયી વસ્તુ છે?

ઉત્તરઃ—સ્વસ્વરૂપનું ભાન કરાવનારી સુવિદ્યા.

પ્રશ્નઃ—એવી કયી વસ્તુ છે કે જે અન્યને આપવાથી વૃદ્ધિગત થાય છે?

ઉત્તરઃ—સુવિદ્યાજ. ૨૫

**સદાય ડરવું કોનાથકીજ ?**
**લોકાપવાદ ને ભવવનથી,**
**કોણ પ્રિય બંધુ ? પિતા છે કોણ ?**
**વિપત્સહાય-પરિપાલક જે. ૨૬.**

પ્રશ્નઃ—સદાને માટે કોનાથી ડરવું જોઇએ ?

ઉત્તરઃ—લોકોના અપવાદથી અને ભવરૂપવનથી.

પ્રશ્નઃ—વ્હાલો ભાઈ કોણ કહેવાય ?

ઉત્તરઃ—પોતાના સ્વાર્થ તરફ ન જોતાં વિપત્તિના સમયે પોતાનાથી બનતી મદદ કરવા ઉભો રહે તે.

પ્રશ્નઃ—સાચો બાપ કોણ ?

ઉત્તરઃ—પોતાનું પેટ ભરાય અગર ન ભરાય પણ તનતોડ મહેનત કિંવા અન્ય કોઇ ઉપાય કરી પોતાનાં બાળબચ્ચાંનું સારીરીતે પાલન કરે છે તે. ૨૬

**જાણ્યા પછી બોધ્ય રહે ન કો’-શું ?**
**શિવપ્રસાદ સુખબોધરુપ,**
**જાણ્યાથી કોને જગ જાણ્યું જાય ?**
**સર્વાત્મ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપને. ૨૭**

પ્રશ્નઃ—એવું શું છે કે જેને જાણ્યા પછી કંઇ પણ જાણવા. યોગ્ય રહેતું નથી ?

ઉત્તરઃ—કલ્યાણસ્વરૂપ, આનંદસ્વરૂપ ને જ્ઞાનસ્વરૂપ બ્રહ્મતત્ત્વ.

પ્રશ્નઃ—એવું કોણ છે કે જેને જાણ્યાથી આખું જગત્ જાણી (ઓળખી) લેવાય છે ?

ઉત્તરઃ—સર્વના આત્મરૂપ પૂર્ણ બ્રહ્મને જાણવાથી આખું જગત્ એની મેળે જાણી લેવાય છે. ૨૭

**દુર્લભ શું વિશ્વમાં ? સદ્‌ગુરૂશ્રી,**
**સત્સંગતિ બ્રહ્મવિચારણા ને,**

**સર્વનો ત્યાગ ને શિવાત્મબોધ,**
**શું દુર્જય સર્વજનોથી? કામ. ૨૮**

પ્રશ્નઃ—જગત્માં કયી કયી વસ્તુઓ મળવી દુર્લભ છે?

ઉત્તરઃ—જ્ઞાનદાતા શ્રીસદ્ગુરૂદેવ, સત્પુરૂષોનો સમાગમ, બ્રહ્મ-સ્વરૂપનો યથાર્થ વિચાર, સર્વઅનિત્ય પદાર્થોનો ત્યાગ અને કલ્યાણ સ્વરૂપ આત્માનું દઢઅપરોક્ષજ્ઞાન આ પાંચ પદાર્થોજ દુર્લભ છે.

પ્રશ્નઃ—સર્વજનોથી જીતી ન શકાય તેવું શું છે?

ઉત્તરઃ—કામ. ૨૮.

**પશુનો પશુ કો'? ધર્મ ન પાળે,**
**શાસ્ત્રજ્ઞ પણ છે ન આત્મજ્ઞાન,**
**કયું વિષ ભાસે સુધાસમું? સ્ત્રી,**
**કો' શત્રુ મિત્રસમા? પુત્ર આદિ. ૨૯**

પ્રશ્નઃ—પશુનો પણ પશુ કોણ?

ઉત્તરઃ—જે શાસ્ત્રાધ્યયનમાં પૂર્ણ છતાં સ્વધર્મનું પાલન કરતો નથી તથા જેને સ્વસ્વરૂપનું જ્ઞાન થયું નથી તે.

પ્રશ્નઃ—અમૃતસમાન મીઠું લાગે છે તે વિષ કયું?

ઉત્તરઃ—સ્ત્રી.

પ્રશ્નઃ—મિત્રસમાન વર્તનારા શત્રુઓ કયા?

ઉત્તરઃ—પુત્ર આદિ. ૨૯

**વિદ્યુત્ ચલ શું? ધન યૌવનાયુ,**
**કયું દાન શ્રેષ્ઠ? સુપાત્ર દત્ત,**
**પ્રાણાંતે સજ્જને શું ન કરવું?**
**પાપ-અને શું કરવું? શિવાર્ચન. ૩૦**

પ્રશ્નઃ—વીજળીના ઝબકારા સમાન ચલિત શું છે?

ઉત્તરઃ—ધન, યૌવન અને આયુષ્ય.

પ્રશ્નઃ—ઉત્તમ પ્રકારનું દાન કયું?

ઉત્તરઃ—સુપાત્રને આપવામાં આવ્યું હોય તે.

પ્રશ્નઃ—પ્રાણાંતે પણ સજ્જન પુરૂષોએ શું કરવું જોઇએ નહિ?
ઉત્તરઃ—અધોગતિમાં નાંખનારૂં અશુભ કર્મરૂપ પાપ.
પ્રશ્નઃ—અને કરવાયોગ્ય શું છે?
ઉત્તરઃ—કલ્યાણસ્વરૂપ પરમાત્માનું પૂજન. ૩૦

**નિશદિન શું પરિચિંતનીય?**
**સંસારમિથ્યાત્વ શિવતત્ત્વ,**
**કર્મ કયું? શ્રીકૃષ્ણને પ્રિય જે,**
**સદા શું ન છે શ્રદ્ધેય? ભવાબ્ધિ. ૩૧**

પ્રશ્નઃ—રાતદિવસ વિશેષપણે ચિંતન કરવા યોગ્ય શું છે?
ઉત્તરઃ—સંસારનું મિથ્યાપણું અને કલ્યાણસ્વરૂપ આત્મતત્ત્વ.
પ્રશ્નઃ—વાસ્તવમાં કર્મ કયું?
ઉત્તરઃ—શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનને જે પ્રિયરૂપ થઇ પડે તે.
પ્રશ્નઃ—સદાને માટે વિશ્વાસ કરવાલાયક કયી વસ્તુ નથી?
ઉત્તરઃ—જન્મ મરણાદિરૂપ તરંગોથી તોફાનમાં ઉછળી રહેલો ભવરૂપ સમુદ્ર. ૩૧.

**કંઠ અગર કાનમાંહિ જાતાં,**
**પ્રશ્નોત્તર શ્રી મણિરત્નમાલા,**
**સુરમ્ય મોદ વિદુનો વધારે,**
**શીઘ્ર શિવ-વિષ્ણુ કથાની પેઠે. ૩૨**

આ પ્રશ્નોત્તરરૂપ મણિરત્નમાલા વિદ્વાનોના કંઠમાં અગર કાનમાં જતાંજ શિવ ને વિષ્ણુની કથાની પેઠે તુરત તેમના સુંદર આનંદમાં વધારો કરે એમ થાઓ. ૩૨.

**સામાન્ય જિજ્ઞાસુઓનાજ માટે,**
**રચ્યો સરલ અનુવાદ આજે,**
**શંકર સદા છે મસ્ત સ્વરૂપે,**
**સંસાર છોને કહે ફાવે તેમ.**

**( શ્રી મણિરત્નમાલા )**
**સમાપ્ત.**

# પરમ તત્ત્વ વિલાસ

## । વિવેક ચૂડામણિ ।

સર્વવેદાંત સિદ્ધાંતગોચરં તમગોચરમ્ ।
ગોવિન્દં પરમાનન્દં સદ્ગુરું પ્રણતોઽસ્મ્યહમ્ ॥ ૧ ॥

જેમનું વાસ્તવિક સ્વરૂપ મન-વાણીના અવિષયરૂપ હોવા છતાં સર્વ વેદાંતશાસ્ત્રો (ઉપનિષદો)ના સિદ્ધાંતના વિષયરૂપ છે તે પરમાનંદ-સ્વરૂપ સદ્ગુરૂ શ્રીગોવિંદપાદાચાર્યના પવિત્ર ચરણારવિંદમાં હું કાયમ નમેલો છું. ૧

### મુક્તિની દુર્લભતા

જન્તૂનાં નરજન્મ દુર્લભમતઃ પુંસ્ત્વંતતો વિપ્રતા,
તસ્માદ્વૈદિકધર્મમાર્ગપરતા વિદ્વત્વમસ્માત્પરમ્ ।
આત્માનાત્મવિવેચનં સ્વનુભવો બ્રહ્માત્મના સંસ્થિતિ—
ર્મુક્તિનો શતજન્મકોટિસુકૃતૈઃ પુણ્યૈર્વિના લભ્યતે ॥ ૨ ॥

સ્વસ્વરૂપથી વિમુખ બની ચોરાશી લાખ પ્રકારની યોનિમાં ભટકતા જીવોને મનુષ્યજન્મ મળવો દુર્લભ છે, આથી પુરૂષપણું દુર્લભ છે, પુરૂષપણાથી વિપ્રપણું દુર્લભ છે, તેનાથી વૈદિકધર્મ માર્ગ તત્પરતા દુર્લભ છે, આનાથી વિદ્વત્પણું દુર્લભ છે, આ સર્વ કરતાં જડ-ચેતનનો વિવેક, સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર અને વ્યાપક બ્રહ્મમાં દૃઢ સ્થિતિરૂપ મુક્તિ એકએકથી વધારે દુર્લભતાવાળાં છે. આવી અતિદુર્લભ વસ્તુરૂપ મુક્તિ અસંખ્ય જન્મોના સુકૃતરૂપ પુણ્યો વિના પ્રાપ્ત થઇ શકે તેમ નથી. ૨

દુર્લભં ત્રયમેવૈતદ્દેવાનુગ્રહહેતુકમ્ ।
મનુષ્યત્વં મુમુક્ષુત્વં મહાપુરૂષસંશ્રયઃ ॥ ૩ ॥

મનુષ્યપણું, મુમુક્ષુપણું અને મહાત્મા પુરૂષનો દઢ આશ્રય આ ત્રણે દુર્લભ હોઈ કેવળ અંતર્યામીના અનુગ્રહથીજ મળે એવાં છે. ૩

**લબ્ધ્વા કથંચિન્નરજન્મ દુર્લભં,**
**તત્રાપિ પુંસ્ત્વં શ્રુતિપારદર્શનમ્ ।**
**યસ્ત્વાત્મમુક્તૌ ન યતેત મૂઢધીઃ**
**સહ્યાત્મહા સ્વં વિનિહન્ત્યસદ્ગ્રહાત્ ॥ ૪ ॥**

કોઈ પ્રકારે આવો દુર્લભ મનુષ્યજન્મ પામીને અને તેમાં પણ શ્રુતિના રહસ્યનું જ્ઞાન જેમાં થાય છે તેવું પુરૂષપણું પામીને જે મૂઢાત્મા પોતાના આત્માની મુક્તિ માટે પ્રયત્ન કરતો નથી તે આત્મઘાતી છે; કારણકે મિથ્યાવસ્તુના ગ્રહણથી પોતે પોતાને જ હણે છે. ૪

**ઈતઃ કોઽન્વસ્તિ મૂઢાત્મા યસ્તુ સ્વાર્થે પ્રમાદ્યતિ ।**
**દુર્લભં માનુષં દેહં પ્રાપ્ય તત્રાપિ પૌરુષમ્ ॥ ૫ ॥**

દુર્લભ મનુષ્યદેહ તેમાં પણ પુરૂષપણાને પામી જે માણસ પોતાના મોક્ષરૂપ પ્રયોજનમાં પ્રમાદ કરે છે આથી વધારે મૂઢાત્મા બીજો કોણ છે? ૫

**વદન્તુ શાસ્ત્રાણિ યજન્તુ દેવાન્,**
**કુર્વન્તુ કર્માણિ ભજંતુ દેવતાઃ ।**
**આત્મૈક્યબોધેન વિનાપિ મુક્તિર્,**
**ન સિદ્ધયતિ બ્રહ્મશતાન્તરેઽપિ ॥ ૬ ॥**

ભલે કોઇ શાસ્ત્રોનું અધ્યયન કરે, ભલે કોઇ દેવોનાં પૂજન કરે, ભલે કોઇ નિત્યનૈમિત્તિકાદિ કર્મો કરે અથવા ભલે કોઇ દેવતાઓની ભકિત કરે પણ જીવ-બ્રહ્મની એકતાના જ્ઞાન વિના સો બ્રહ્માનાં આયુષ્ય પર્યંત પણ મુકિત પ્રાપ્ત થતી નથી. ૬

**અમૃતત્વસ્ય નાશાસ્તિ વિત્તેનેત્યેવ હિ શ્રુતિઃ ।**
**બ્રવીતિ કર્મણો મુક્તેરહેતુત્વં સ્ફુટં યતઃ ॥ ૭ ॥**

"ધનથી મુક્તિની આશા નથી" આમજ બૃહદારણ્યકોપનિષદ્‌ની શ્રુતિ કહે છે; જેથી કર્મવડે મુક્તિનું અહેતુપણું સ્પષ્ટ થાય છે. ૭

### જિજ્ઞાસુનું કર્તવ્ય

**અતો વિમુક્ત્યૈ પ્રયતેત વિદ્વાન્,**
**સંન્યસ્ત બાહ્યાર્થસુખ સ્પૃહઃસન્ ।**
**સન્તં મહાન્તં સમુપેત્ય દેશિકં,**
**તેનોપદિષ્ટાર્થસમાહિતાત્મા ॥ ૮ ॥**

આથી વિદ્વાન્ બહારનાં વિષયસુખોની સ્પૃહાનો ત્યાગ કરી કોઇ મહાન્ સંતશિરોમણિ સદ્‌ગુરૂના શરણે જઇ તેમણે ઉપદેશ કરેલા અર્થ ( રહસ્ય ) માં એકાગ્ર મનવાળો થઇ વિમુક્તિને માટે પ્રયત્ન કરે. ૮

**ઉદ્ધરેદાત્મનાઽઽત્માનં મગ્નં સંસારવારિધૌ ।**
**યોગારૂઢત્વમાસાદ્ય સમ્યગ્દર્શનનિષ્ઠયા ॥ ૯ ॥**

ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગમાં આરૂઢપણું પ્રાપ્ત કરી યથાર્થ-જ્ઞાનનિષ્ઠા વડે સંસારરૂપ સમુદ્રમાં ડૂબેલા પોતાના આત્માનો ઉદ્ધાર પોતે કરે. ૯

**સંન્યસ્ય સર્વકર્માણિ ભવબન્ધવિમુક્તયે ।**
**યત્યતાં પંડિતૈર્ધીરૈરાત્માભ્યાસ ઉપસ્થિતૈઃ ॥ ૧૦ ॥**

આત્માભ્યાસમાં તત્પર થયેલા વિદ્વાને સર્વકર્મોનો ત્યાગ કરી ભવબંધનથી અતિમોકળા થવા માટે પ્રયત્ન આદરવો જોઇએ. ૧૦

### વિચારમહિમા

**ચિત્તસ્ય શુદ્ધયે કર્મ ન તુ વસ્તૂપલબ્ધયે ।**
**વસ્તુસિદ્ધિર્વિચારેણ ન કિંચિત્કર્મકોટિભિઃ ॥ ૧૧ ॥**

ચિત્તવૃત્તિની શુદ્ધિ માટે કર્મ છે, આત્મરૂપ વસ્તુની પ્રાપ્તિ માટે નથી. વસ્તુસિદ્ધિ વિચારથી થાય છે, કરોડો કર્મોથી કૈં પણ વળતું નથી. ૧૧

**સમ્યગ્વિચારતઃ સિદ્ધા રજ્જુતત્ત્વાવધારણા ।**
**ભ્રાન્તોદિત મહાસર્પભય દુઃખવિનાશિની ॥ ૧૨ ॥**

યથાર્થ વિચારથી સિદ્ધ થયેલ રજ્જુતત્ત્વના વાસ્તવિક સ્વરૂપનો નિશ્ચય ભ્રાંતિથી ઉત્પન્ન થયેલ મહાસર્પભયરૂપ દુઃખનો વિનાશ કરનાર છે. ૧૨

**અર્થસ્ય નિશ્ચયો દૃષ્ટો વિચારેણ હિતોક્તિતઃ ।**
**ન સ્નાનેન ન દાનેન પ્રાણાયામશતેન વા ॥ ૧૩ ॥**

કલ્યાણપ્રદ વચનોવડે વિચાર કરવાથી જ વસ્તુનો નિશ્ચય જોવામાં આવે છે; સ્નાન, દાન કે સેંકડો પ્રાણાયામથી નહિ. ૧૩

**અધિકારિણમાશાસ્તે ફલસિદ્ધિર્વિશેષતઃ ।**
**ઉપાયા દેશકાલાદ્યાઃ સન્ત્યસ્મિન્સહકારિણઃ ॥ ૧૪ ॥**

વિશેષતઃ ફલસિદ્ધિ અધિકારીજીવની અપેક્ષા કરે છે. દેશ, કાલ આદિ ઉપાય આમાં સહાય કરનારા છે. ૧૪

**અતો વિચારઃ કર્તવ્યો જિજ્ઞાસોરાત્મવસ્તુનઃ ।**
**સમાસાદ્ય દયાસિંધું ગુરૂં બ્રહ્મવિદુત્તમમ્ ॥ ૧૫ ॥**

આથી કોઇ ઉત્તમ બ્રહ્મવેત્તા દયાસિંધુ ગુરૂના શરણે જઇ જિજ્ઞાસુએ પોતાના આત્માનો વિચાર કરવો જોઇએ. ૧૫

### અધિકારીનું સ્વરૂપ

**મેધાવી પુરૂષો વિદ્વાનૂહાપોહવિચક્ષણઃ ।**
**અધિકાર્યાત્મવિદ્યાયામુક્ત લક્ષણ લક્ષિતઃ ॥ ૧૬ ॥**

જે બુદ્ધિમાન્ છે, વિદ્વાન્ છે અને તર્ક–વિતર્ક કરવામાં કુશલ છે એવાં લક્ષણોવાળો પુરૂષ બ્રહ્મવિદ્યામાં અધિકારી છે. ૧૬

**વિવેકિનો વિરક્તસ્ય શમાદિગુણશાલિનઃ ।**
**મુમુક્ષોરેવ હિ બ્રહ્મજિજ્ઞાસાયોગ્યતા મતા ॥૧૭॥**

વિવેકી, વિરક્ત અને શમાદિ ગુણવાળા મુમુક્ષુનીજ બ્રહ્મ-જિજ્ઞાસામાં યોગ્યતા માની છે. ૧૭

**સાધન ચતુષ્ટય**

**સાધનાન્યત્ર ચત્વારિ કથિતાનિ મનીષિભિઃ ।**
**યેષુ સત્સ્વેવ સન્નિષ્ઠા યદભાવે ન સિદ્ધ્યતિ ॥૧૮॥**

વિદ્વાનોએ અહિં ચાર સાધન બતાવ્યાં છે, જેના ભાવમાંજ સત્યસ્વરૂપ બ્રહ્મમાં સ્થિતિ થઇ શકે છે અને જેના અભાવમાં એમ સિદ્ધ થઇ શકતું નથી. ૧૮

**આદૌ નિત્યાનિત્ય વસ્તુવિવેકઃપરિગણ્યતે ।**
**ઈહામુત્રફલભોગ વિરાગસ્તદનન્તરમ્ ॥**
**શમાદિષટ્કસમ્પત્તિર્મુમુક્ષુત્વમિતિ સ્ફુટમ્ ॥૧૯॥**

નિત્યાનિત્યવસ્તુનો વિવેક પ્રથમ સાધન ગણાય છે, તેના પછી અહિંના અને પરલોકના સુખ–ભોગમાં વિતૃષ્ણતારૂપ વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ અને મુમુક્ષુતા આ પ્રમાણે ચાર સાધનો પ્રસિદ્ધ છે. ૧૯

**બ્રહ્મસત્યં જગન્મિથ્યેત્યેવંરૂપો વિનિશ્ચયઃ ।**
**સોऽયં નિત્યાનિત્યવસ્તુવિવેકઃસમુદાહૃતઃ ॥૨૦॥**

"બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે" આવો જે દૃઢનિશ્ચય તે આ નિત્યાનિત્ય' વસ્તુનો વિવેક કહ્યો છે. ૨૦

**તદ્વૈરાગ્યં જુગુપ્સા યા દર્શન શ્રવણાદિભિઃ ।**
**દેહાદિબ્રહ્મપર્યન્તે હ્યનિત્યે ભોગવસ્તુનિ ॥૨૧॥**

દર્શન અને શ્રવણાદિવડે દેહથી માંડી ઠેઠ બ્રહ્મલોકસુધીની વિનાશવાળી ભોગ–વસ્તુમાં જે ત્યાગેચ્છા તે વૈરાગ્ય છે. ૨૧

**વિરજ્ય વિષયવ્રાતાદ્દોષ દૃષ્ટ્યા મુહુર્મુહુઃ ।**
**સ્વલક્ષ્યે નિયતાવસ્થા મનસઃ શમ ઉચ્ચતે ॥૨૨॥**

વારંવાર દોષદાષ્ટવડે વિષય-સમૂહથી ઉપરામભાવ પામી મનની પોતાના લક્ષ્ય (આત્મ)માં નિયતાવસ્થા તે શમ કહેવાય છે. ૨૨

**વિષયેભ્યઃ પરાવૃત્ય સ્થાપનં સ્વસ્વગોલકે ।**
**ઉભયેષામિંદ્રિયાણાં સ દમઃ પરિકીર્તિતઃ ॥**
**બાહ્યાનાલમ્બનં વૃત્તેરેષોપરતિરુત્તમા ॥૨૩॥**

કર્મેંદ્રિય અને જ્ઞાનેંદ્રિય બન્ને પ્રકારની ઇંદ્રિયોને તેમના વિષયોમાંથી પાછી વાળી પોતપોતાના સ્થાનમાં સ્થિત કરવી તે દમ કહ્યો છે; વૃત્તિનું બાહ્યપદાર્થાકારે ન થવું તેજ આ ઉત્તમ ઉપરતિ છે. ૨૩

**સહનં સર્વદુઃખાનામપ્રતીકારપૂર્વકમ્ ।**
**ચિન્તાવિલાપરહિતં સા તિતિક્ષા નિગદ્યતે ॥ ૨૪ ॥**

ચિન્તા, વિલાપ કે ઉપાય કર્યાં વિના પ્રારબ્ધવશાત્ આવી પડેલાં સર્વ દુઃખોને સહન કરી લેવાં તે તિતિક્ષા કહેવાય છે. ૨૪

**શાસ્ત્રસ્ય ગુરુવાક્યસ્ય સત્યબુદ્ધયવધારણમ્ ।**
**સા શ્રદ્ધા કથિતા સદ્ભિર્યથાવસ્તૂપલભ્યતે ॥ ૨૫ ॥**

સત્શાસ્ત્રના અને સદ્ગુરુદેવના વચનનો સદ્બુદ્ધિવડે નિશ્ચય તે શ્રદ્ધા કહી છે; જેના પ્રભાવથી આત્મરૂપ વસ્તુની પ્રાપ્તિ થાય છે. ૨૫

**સર્વદા સ્થાપનં બુદ્ધેઃ શુદ્ધે બ્રહ્મણિ સર્વદા ।**
**તત્સમાધાનમિત્યુક્તં ન તુ ચિત્તસ્ય લાલનમ્ ॥ ૨૬ ॥**

સદ્બુદ્ધિને બહારના વિષયોમાંથી પાછી વાળી કાયમના માટે શુદ્ધ બ્રહ્મમાં સર્વદા સ્થિત કરવી તે સમાધાન એમ કહ્યું છે; પણ ચિત્તનું પાલન કરવું તે નહિ. ૨૬

**અહંકારાદિદેહાન્તાન્બન્ધાનજ્ઞાનકલ્પિતાન્ ।**
**સ્વસ્વરૂપાવબોધેન મોક્તુમિચ્છા મુમુક્ષુતા ॥ ૨૭ ॥**

અહંકારથી માંડીને દેહપર્યંત જેટલાં અજ્ઞાન-કલ્પિત બંધન છે તેમને પોતાના આત્માના જ્ઞાનવડે છોડી દેવાની ઇચ્છા મુમુક્ષુતા કહેવાય છે. ૨૭

**મન્દમધ્યમરૂપાઽપિ વૈરાગ્યેણ શમાદિના ।**
**પ્રસાદેન ગુરોઃ સેયં પ્રવૃદ્ધા સૂયતે ફલમ્ ॥ ૨૮ ॥**

મુમુક્ષુતા મંદ કિંવા મધ્યમ પ્રકારવાળી હોય તો પણ વૈરાગ્યથી, શમાદિથી અને સદ્‌ગુરૂદેવની દયાથી તે આ સારી રીતે વધેલી ફલને ઉત્પન્ન કરે છે. ૨૮

**વૈરાગ્ય ચ મુમુક્ષુત્વં તીવ્રં યસ્ય તુ વિદ્યતે ।**
**તસ્મિન્નેવાર્થવન્તઃ સ્યુઃ ફલવન્તઃ શમાદયઃ ॥ ૨૯ ॥**

જેનામાં વૈરાગ્ય અને તીવ્ર મુમુક્ષુપણું વિદ્યમાન છે તેનામાંજ શમદમાદિ સાધનો અર્થવાળાં અને ફલવાળાં થાય છે. ૨૯

**એતયોર્મન્દતા યત્ર વિરક્તત્વમુમુક્ષયોઃ ।**
**મરૌ સલિલવત્તત્ર શમાદેર્ભાસમાત્રતા ॥ ૩૦ ॥**

જેનામાં વૈરાગ્ય અને મુમુક્ષુતા આ બન્નેની મંદતા હોય છે તેનામાં મરૂભૂમિમાં પ્રતીત થતા જલની પેઠે આભાસ માત્રજ છે. ૩૦

**મોક્ષકારણ સામગ્ર્યાં ભક્તિરેવ ગરીયસી ।**
**સ્વસ્વરૂપાનુસંધાનં ભક્તિરિત્યભિધીયતે ॥ ૩૧ ॥**

મોક્ષ હેતુભૂત સાધન સામગ્રીમાં ભકિતજ સર્વોત્તમ છે. પોતાના આત્માનું નિરંતર ધ્યાન કરવું એ ભકિત કહેવાય છે. ૩૧

**સ્વાત્મતત્ત્વાનુસંધાનં ભક્તિરિત્ય પરે જગુઃ ।**
**ઉક્તસાધન સંપન્નસ્તત્વજિજ્ઞાસુરાત્મનઃ ॥**
**ઉપસીદેદ્‌ગુરૂં પ્રાજ્ઞં યસ્માદ્ બંધવિમોક્ષણમ્ ॥ ૩૨ ॥**

પોતાના આત્મતત્વનું અનુસંધાન આ ભક્તિ છે એમ બીજાઓ પણ કહે છે. કહેલાં ચાર સાધનો જેણે સંપાદન કર્યાં છે અને જે તત્વજિજ્ઞાસાવાળો છે તે કોઈ બ્રહ્મવેતા ગુરૂને શરણે જાય જેથી સર્વ પ્રકારનાં બંધનોમાંથી મોકળો થાય છે. ૩૨

### સદ્‌ગુરૂનું લક્ષણ અને પ્રશ્નવિધિ

**શ્રોત્રિયોઽવૃજિનોઽકામહતો યો બ્રહ્મવિત્તમઃ ॥**
**બ્રહ્મણ્યુપરતઃ શાન્તો નિરિન્ધન ઈવાનલઃ ॥**
**અહૈતુક દયાસિન્ધુર્બન્ધુરાનમતાં સતામ્ ॥૩૩॥**

જે સત્શાસ્ત્રને સારી રીતે જાણનાર, સદાચરણી, કામનાઓથી શૂન્ય, બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ, બ્રહ્મનિષ્ઠ, શાંતસ્વરૂપ, ઈંધન રહિત અગ્નિના સમાન, અકારણ દયાના સાગર અને શરણે આવીને પડેલા જીવોનું પરમ કલ્યાણ કરનાર હોય તે સદ્‌ગુરૂ જાણવા. ૩૩

**તમારાધ્ય ગુરૂં ભક્ત્યા પ્રહ્વપ્રશ્રયસેવનૈઃ ॥**
**પ્રસન્નં તમનુપ્રાપ્ય પૃચ્છે જ્જ્ઞાતવ્યમાત્મનઃ ॥૩૪॥**

તે સદ્‌ગુરૂદેવને ભક્તિથી, નમ્રપણાથી, વિનયથી અને સેવા ભાવથી પ્રસન્ન કરીને પછી પ્રસન્ન થયેલા તે ગુરૂના પાસે જઈને અધિકારી શિષ્ય પોતાને જાણવા યોગ્ય વસ્તુ માટે પ્રશ્ન કરે. ૩૪

**સ્વામિન્નમસ્તે નતલોકબન્ધો**
**કારૂણ્યસિન્ધો પતિતં ભવાબ્ધૌ ।**
**મામુદ્ધરાત્મીય કટાક્ષદૃષ્ટ્યા**
**ઋજવ્યાતિકારૂણ્ય સુધાભિ વૃષ્ટ્યા ॥૩૫॥**

હે સદ્‌ગુરૂ સ્વામિન્! હે શરણાગતવત્સલ! હે કૃપાસિંધુ! આપના પવિત્રચરણારવિંદમાં મારા સવિનય પ્રણામ છે. હું સંસાર સાગરમાં પડેલો છું, આપ આપની સરલ અને અતિકારૂણ્યરૂપ અમૃતની વૃષ્ટિ કરનારી કૃપાકટાક્ષથી મારો ઉદ્ધાર કરો. ૩૫

**દુર્વાર સંસાર દવાગ્નિતપ્તં,**
**દોધૂયમાનં દુરદૃષ્ટવાતૈઃ ।**
**ભીતં પ્રપન્નં પરિપાહિ મૃત્યોઃ**
**શરણ્યમન્યદ્યદહં ન જાને ॥૩૬॥**

કોઈપણ પ્રકારે વારી શકાય નહિ એવા સંસાર-દાવાનલથી તપેલા, દુર્ભાગ્યરૂપી વાયુથી અત્યંત કંપી ગયેલ અને ભય પામેલ મારા જેવા શરણાગતની આપશ્રી મૃત્યુથી રક્ષા કરો, કારણુ કે આવા અતિવિકટ કાળમાં આપનાથી ભિન્ન અન્ય કોઇ રક્ષણુ કરનારને હું જાણુતો નથી. ૩૬

શાન્તો મહાન્તો નિવસન્તિ સન્તો,
વસન્તવલ્લોકહિતં ચરન્તઃ ।
તીર્ણાઃ સ્વયં ભીમભવાર્ણવંજના-
નહેતુનાઽન્યાનપિ તારયન્તઃ ॥૩૭॥

ભયંકર ભવાબ્ધિથી પોતે તરેલા, બીજા જીવોને કાંઇ પણુ સ્વાર્થ વિના તારનારા, શાંત સ્વરૂપ, મોટામનવાળા અને લોકોનું કલ્યાણુ કરનારા સત્પુરૂષો સંસારમાં વસંત ઋતુની પેઠે નિવાસ કરે છે. ૩૭

અયં સ્વભાવઃ સ્વત એવ યત્પર-
શ્રમાપનોદપ્રવણં મહાત્મનામ્ ।
સુધાંશુરેષ સ્વયમર્કકર્કશ-
પ્રભાભિતપ્તામવતિ ક્ષિતિં કિલ ॥૩૮॥

સત્પુરૂષોનો આ સ્વભાવજ છે કે પોતે અન્યનો શ્રમ દૂર કરવામાં પ્રવૃત્ત થાય છે. સૂર્યના પ્રચંડ તાપથી બહુજ તપી ગયેલી પૃથ્વિને ચંદ્ર પોતે અમીમય કિરણોથી શાંત કરી દે છે. ૩૮

બ્રહ્માનંદરસાનુભૂતિકલિતૈઃ પૂતૈઃ સુશીતૈર્યુતૈ-
ર્યુષ્મદ્વાક્કલશોજ્ઝિતૈઃ શ્રુતિ સુખૈર્વાક્યામૃતૈઃ સેચય ।
સંતપ્તં ભવતાપદાવદહન જ્વાલાભિરેનં પ્રભો
ધન્યાસ્તે ભવદીક્ષણુ ક્ષણુ ગતૈઃ પાત્રીકૃતાઃ સ્વીકૃતાઃ ॥૩૯॥

સંસારના ત્રિવિધ તાપ રૂપ દાવાનલની પ્રચંડ જ્વાળાઓથી

તપી ગયેલા આ ગરીબ સેવક ઉપર આપશ્રી આપનાં બ્રહ્માનંદ-રસાનુભૂતિથી યુક્ત પરમ પવિત્ર, અતિ શીતળ, નિર્મલ અને વાણી-રૂપ કલશમાંથી નીકળેલાં વચનોરૂપ અમૃતનું સીંચન કરો. હે પ્રભો! તે જીવોને અનેક ધન્યવાદ છે કે જેઓ આપની કૃપાદૃષ્ટિની એક ક્ષણમાત્ર ગતિ માટે સ્વીકારાયા હોઇ પાત્ર બન્યા છે. ૩૯

**કથં તરેયં ભવસિન્ધુમેતં**
**કા વા ગતિર્મે કતમોઽસ્ત્યુપાયઃ ।**
**જાને ન કિંચિત્કૃપયાઽવ માં પ્રભો,**
**સંસાર દુઃખ ક્ષતિમાતનુષ્વ ॥૪૦॥**

"હું કેવી રીતે આ ભવસિંધુને તરી જાઉં? મારી કેવા પ્રકારની ગતિ થશે? મ્હારે કયો ઉપાય કરવો જોઇએ?" આ બાબતમાં હું કાંઇ પણ જાણતો નથી. હે પ્રભો! આપશ્રી કૃપા કરી મ્હારૂં રક્ષણ કરો, અને સંસારના દુઃખોના નાશને વિસ્તાર પૂર્વક કહો. ૪૦

**તથા વદન્તં શરણાગતં સ્વં,**
**સંસાર દાવાનલ તાપ તપ્તમ્ ।**
**નિરીક્ષ્ય કારૂણ્યરસાર્દ્ર દૃષ્ટ્યા,**
**દદ્યાદભીતિં સહસા મહાત્મા ॥૪૧॥**

એવી રીતે પ્રાર્થના કરી પોતાના શરણમાં આવેલા સંસાર દાવાનલના તાપથી તપેલા શિષ્યને કરૂણામયી દૃષ્ટિવડે જોઇને સદ્‌ગુરૂ વિના વિલંબે બ્રહ્મોપદેશ કરી અભયદાન આપે. ૪૧

**વિદ્વાન્સ તસ્મા ઉપસત્તિમીયુષે**
**મુમુક્ષવે સાધુ યથોકત કારિણે ।**
**પ્રશાન્ત ચિત્તાય શમાન્વિતાય,**
**તત્ત્વોપદેશં કૃપયૈવ કુર્યાત્ ॥૪૨॥**

શરણાગત થઈ આવેલા તે મુમુક્ષુ, આજ્ઞાકારી, પ્રશાંતચિત્ત-વાળા, શમાદિ સાધન સંપન્ન શિષ્યને વિદ્વાન્ ગુરૂ કૃપાદષ્ટિવડેજ તત્ત્વનો ઉપદેશ કરે. ૪૨

**મા ભૈષ્ટ વિદ્વંસ્તવ નાસ્ત્યપાયઃ**
**સંસાર સિન્ધોસ્તરણેઽસ્ત્યુપાયઃ ।**
**યેનૈવ યાતા યતયોઽસ્ય પારં,**
**તમેવ માર્ગં તવ નિર્દિશામિ ॥૪૩॥**

ગુરૂ—હે સારાસારને જાણનારા શિષ્ય ! સંસારથી ભય પામીશ નહિ, તારો નાશ થાય તેમ નથી; કારણ કે સંસાર સાગરને તરવાનો ઉપાય છે. જે માર્ગથી યતિ–સંન્યાસી આ સંસાર સમુદ્રની પાર ગયા છે તેજ માર્ગ હું તને બતાવીશ. ૪૩

**અસ્ત્યુપાયો મહાન્કશ્ચિત્સંસાર ભયનાશનઃ ।**
**તેન તીર્ત્વા ભવામ્ભોધિં પરમાનન્દમાપ્સ્યસિ ॥૪૪॥**

સંસારના ભયનો નાશ કરનાર એક મહાન્ ઉપાય છે જેનાથી તું સંસારસાગરને તરી પરમાનંદને પ્રાપ્ત કરીશ. ૪૪

**વેદાન્તાર્થ વિચારેણ જાયતેજ્ઞાનમુત્તમમ્ ।**
**તેનાત્યન્તિક સંસાર દુઃખનાશો ભવત્યનુ ॥૪૫॥**

વેદાંત શાસ્ત્રનાં વાક્યોના અર્થનો વિચાર કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે જ્ઞાનથી સંસારનાં સર્વ પ્રકારનાં દુઃખોનો નાશ થઇ જાય છે. ૪૫

**શ્રદ્ધા ભક્તિ ધ્યાન યોગાન્મુમુક્ષો–**
**ર્મુક્તેર્હેતૂન્વક્તિ સાક્ષાચ્છ્રુતેર્ગીઃ ।**
**યો વા એતેષ્વેવ તિષ્ઠત્યમુષ્ય,**
**મોક્ષોઽવિદ્યાકલ્પિતા દેહબન્ધાત્ ॥૪૬॥**

શ્રુતિ ભગવતી શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગ આમને મુમુ-

ક્ષુની મુક્તિના સાક્ષાત્ હેતુરૂપે બતાવે છે. જે જીવાત્મા આ સાધનોમાં સ્થિત થઇ જાય છે તેનો અવિદ્યા કલ્પિત દેહરૂપ બંધથી શીઘ્ર મોક્ષ થાય છે. ૪૬

અજ્ઞાનયોગાત્પરમાત્મનસ્તવ,
 હ્યનાત્મ બન્ધસ્તત એવ સંસૃતિઃ ।
તયોર્વિવેકોદિતબોધવહ્નિ-
 રજ્ઞાનકાર્યં પ્રદહેત્સમૂલમ્ ॥ ૪૭ ॥

તું પરમાત્મરૂપ હોવા છતાં તને અનાત્મ વસ્તુમાં બંધ કેવળ તારા પોતાના અજ્ઞાનના સંબંધથીજ થયો છે; તેથીજ સંસાર છે. તે બન્નેના વિવેકથી ઉત્પન્ન થયેલો બોધરૂપ અગ્નિ અજ્ઞાનરૂપ મૂળ-સહિત અજ્ઞાનના કાર્યરૂપ સંસારને બાળી ખાખ કરી દે છે. ૪૭

શિષ્ય ઉવાચ ॥

કૃપયા શ્રૂયતાં સ્વામિન્પ્રશ્નોઽયં ક્રિયતે મયા ।
યદુત્તરમહં શ્રુત્વા કૃતાર્થઃ સ્યાં ભવન્મુખાત્ ॥ ૪૮ ॥

શિષ્ય—હે સદ્ગુરૂ સ્વામિન્! હું આ પ્રશ્ન કરૂં છું તે આપ શ્રી કૃપા કરી સાંભળો. તેનો યથાર્થ ઉત્તર આપશ્રીના મુખથી સાંભળી હું કૃતાર્થ થઇશ. ૪૮

કો નામ બન્ધઃ કથમેષ આગતઃ,
 કથં પ્રતિષ્ઠાઽસ્ય કથં વિમોક્ષઃ ।
કોઽસાવનાત્મા પરમઃ ક આત્મા,
 તયોર્વિવેકઃ કથમેતદુચ્યતામ્ ॥ ૪૯ ॥

બંધ કોને કહે છે? આ કેવી રીતે આવ્યો? આની સ્થિતિ કયા પ્રકારે છે? વિમોક્ષ કયા પ્રકારે થાય? આ અનાત્મવસ્તુ શું છે? પરમાત્મા કોણ છે? અને તે બન્નેનો વિવેક કયા પ્રકારે થઇ શકે છે? આ સર્વ વાતનો ખુલાસો કૃપા કરીને કહો. ૪૯

**શ્રીગુરૂરૂવાચ ॥**

**ધન્યોઽસિ કૃતકૃત્યોઽસિ પાવિતં તે કુલં ત્વયા।**
**યદવિદ્યાબન્ધમુક્ત્યા બ્રહ્મીભવિતુમિચ્છસિ ॥ ૫૦ ॥**

ગુરૂ—હે શિષ્ય ! તને ધન્ય છે, તું કૃતકૃત્ય છે. તારૂં કુલ તારા આવા પવિત્ર ભાવોથી પવિત્ર થઈ ગયું છે, કારણ કે તું અવિદ્યારૂપ બંધની મુક્તિવડે બ્રહ્મભાવને પામવા ચાહે છે. ૫૦

**ઋણમોચનકર્તારઃ પિતુઃ સન્તિસુતાદયઃ।**
**બન્ધમોચનકર્તા તુ સ્વસ્માદન્યો ન કશ્ચન ॥ ૫૧ ॥**

પિતૃઋણમાંથી છોડાવનાર તો પુત્રાદિ હોય છે, પણ ભવબંધનમાંથી છોડાવનાર પોતાનાથી બીજુ કોઇ હોતું નથી. ૫૧

**મસ્તકે ન્યસ્તભારાદે દુઃખમન્યૈર્નિવાર્યતે।**
**ક્ષુધાદિકૃતદુઃખં તુ વિના સ્વેન ન કેનચિત્ ॥ ૫૨ ॥**

પોતાના માથે ઉપાડેલા ભારાદિથી ઉત્પન્ન થતા દુઃખને અન્ય કોઇ વડે દૂર કરી શકાય છે પણ ભૂખાદિએ ઉત્પન્ન કરેલા દુઃખને પોતાના વિના બીજા કોઇથી દૂર કરી શકાય તેમ નથી. ૫૨

**પથ્યમૌષધસેવા ચ ક્રિયતે યેન રોગિણા।**
**આરોગ્યસિદ્ધિર્દૃષ્ટાઽસ્ય નાન્યાનુષ્ઠિતકર્મણા ॥ ૫૩ ॥**

જે રોગીવડે પથ્યનું અને ઔષધનું સારી રીતે સેવન કરાય છે તે રોગીના આરોગ્યની સિદ્ધિ જોવામાં આવે છે, પણ કોઇ બીજાના દ્વારા સેવન કરાયેલ કર્મથી કોઇ નીરોગી થયો એમ કયાંઇ જોવામાં આવ્યું નથી. ૫૩

**વસ્તુસ્વરૂપં સ્ફુટબોધચક્ષુષા,**
**સ્વેનૈવ વેદ્યં ન તુ પંડિતેન।**
**ચન્દ્રસ્વરુપં નિજ ચક્ષુષૈવ,**
**જ્ઞાતવ્યમન્યૈરવગમ્યતે કિમ્ ॥ ૫૪ ॥**

વસ્તુનું સ્વરૂપ સ્પષ્ટજ્ઞાનરૂપ ચક્ષુવડે પોતાથીજ જાણવા યોગ્ય છે, પણ પંડિત વડે નહિ. ચંદ્રમાનું સ્વરૂપ પોતાનાં ચક્ષુવડેજ જાણવા યોગ્ય છે, કોઇ બીજાનાં ચક્ષુવડે શું તે જાણી શકાય તેમ છે? ૫૪

**અવિદ્યા કામકર્માદિપાશબન્ધં વિમોચિતુમ્ ।**
**કઃ શક્નુયાદ્વિનાઽઽત્માનં કલ્પકોટિશતૈરપિ ॥ ૫૫ ॥**

અવિદ્યા, કામ અને કર્માદિના પાશ બંધથી વિમુક્ત કરવાને પોતાના વિના સો કરોડ કલ્પોથી પણ કોણ શક્તિમાન થયું છે? ૫૫

**બ્રહ્મજ્ઞાનનો મહિમા**

**ન યોગેન ન સાંખ્યેન કર્મણા નો ન વિદ્યયા ।**
**બ્રહ્માત્મૈકત્વબોધેન મોક્ષઃ સિદ્ધ્યતિ નાન્યથા ॥ ૫૬ ॥**

યોગથી મોક્ષ નથી, સાંખ્યથી નથી, કર્મથી નથી અને વિદ્યાથી પણ નથી. માત્ર જીવ-બ્રહ્મના ઐક્યપણાના જ્ઞાનથી જ મોક્ષ સિદ્ધ થાય છે, બીજા કોઇ પણ પ્રકારે મોક્ષની સિદ્ધિ જોવામાં આવતી નથી. ૫૬

**વીણાયારૂપસૌન્દર્યં તન્ત્રીવાદનસૌષ્ઠવમ્ ।**
**પ્રજારંજનમાત્રં તન્ન સામ્રાજ્યાય કલ્પતે ॥ ૫૭ ॥**

વીણાનું રૂપ-સૌંદર્ય અને તાર વગાડવાની નિપુણતા માત્ર પ્રજાને પ્રસન્ન કરવા માટે જ છે પણ તે સામ્રાજ્યની પ્રાપ્તિ માટે નથી. ૫૭

**વાગ્વૈખરી શબ્દઝરી શાસ્ત્રવ્યાખ્યાન કૌશલમ્ ।**
**વૈદુષ્યં વિદુષાં તદ્વદ્ભુક્તયે ન તુ મુક્તયે ॥ ૫૮ ॥**

તેજ પ્રમાણે વૈખરીવાણી, શબ્દ પ્રવાહ, શાસ્ત્રવ્યાખ્યાનની કુશળતા અને વિદ્વાનની વિદ્વત્તા આ બધું ભોગને અર્થે છે પણ મોક્ષને અર્થે નથી જ. ૫૮

**અવિજ્ઞાતે પરે તત્ત્વે શાસ્ત્રાધીતિસ્તુ નિષ્ફલા ।**
**વિજ્ઞાતેઽપિ પરે તત્ત્વે શાસ્ત્રધીતિસ્તુ નિષ્ફલા ॥ ૫૯ ॥**

માયાથી પર રહેલા બ્રહ્મતત્ત્વને જાણ્યું નહિ તો સત્શાસ્ત્રનું કરેલું અધ્યયન નિષ્ફલ છે, અને જો તત્ત્વને જાણ્યું તો પણ શાસ્ત્રાધ્યયન નિષ્ફલજ છે.

**શબ્દજાલં મહારણ્યં ચિત્તભ્રમણકારણમ્ ।**
**અતઃપ્રયત્નાજ્જ્ઞાતવ્યં તત્ત્વજ્ઞૈસ્તત્ત્વમાત્મનઃ ॥ ૬૦ ॥**

શબ્દજાલરૂપ મહાન્ જંગલ ચિત્તવૃત્તિને ભટકવા દેવામાં કારણભૂત છે; આથી જ્ઞાનીપુરૂષોએ પ્રયત્નપૂર્વક પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણવું જોઇએ. ૬૦

**અજ્ઞાનસર્પદષ્ટસ્ય બ્રહ્મજ્ઞાનૌષધં વિના ।**
**કિમુ વેદૈશ્ચ શાસ્ત્રૈશ્ચ કિમુ મંત્રૈઃ કિમૌષધૈઃ ॥ ૬૧ ॥**

જેને અજ્ઞાનરૂપ સર્પ ડસેલો છે તેને બ્રહ્મજ્ઞાનરૂપ ઔષધ વિના વેદથી, શાસ્ત્રથી, મંત્રથી કે ઔષધથી શું લાભ થાય તેમ છે? અર્થાત્ અજ્ઞાનરૂપ સર્પના ડંસ માટે બ્રહ્મજ્ઞાનરૂપ ઔષધજ છે. ૬૧

**ન ગચ્છતિ વિના પાનં વ્યાધિરૌષધશબ્દતઃ ।**
**વિનાઽપરોક્ષાનુભવં બ્રહ્મશબ્દૈર્ન મુચ્યતે ॥ ૬૨ ॥**

જેમ ઔષધના પાન વિના ઔષધ શબ્દથી વ્યાધિ દૂર થતો નથી તેમ બ્રહ્મસ્વરૂપના અપરોક્ષાનુભવ વિના બ્રહ્મશબ્દથી કોઇ મોક્ષ પામતું નથી.

**અકૃત્વા દૃશ્યવિલયમજ્ઞાત્વા તત્ત્વમાત્મનઃ ।**
**બાહ્યશબ્દૈઃ કુતો મુક્તિ રૂક્તિમાત્ર ફલૈર્નૃણામ્ ॥ ૬૩ ॥**

અજ્ઞાનકાળમાં સત્યરૂપે પ્રતીત થતા દૃશ્ય-પ્રપંચનો સારી રીતે લય કર્યા વિના અને પોતાનું વાસ્તવિક સ્વરૂપ જાણ્યા વિના કથન

માત્ર ફલવાળા બાહ્યશબ્દોથી મનુષ્યોને મુક્તિ કેવી રીતે મળે? ૬૩

**અકૃત્વા શત્રુસંહારમગત્વાખિલ ભૂશ્રિયમ્ ।**
**રાજાહમિતિ શબ્દાન્નો રાજા ભવિતુમર્હતિ ॥ ૬૪ ॥**

શત્રુઓનો સંહાર કર્યા વિના અને અખિલ પૃથ્વની વિજય-લક્ષ્મીને મેળવ્યા વિના 'હું રાજા છું' આવા કથન માત્રથી રાજા થઇ શકાય નહિ. ૬૪

**આપ્તોક્તિં ખનનં તથોપરિશિલાદ્યુત્કર્ષણં સ્વીકૃતિમ્ ।**
**નિક્ષેપઃ સમપેક્ષતે નહિ બહિઃ શબ્દૈસ્તુ નિર્ગચ્છતિ ।**
**તદ્વદ્બ્રહ્મવિદોપદેશ મનન ધ્યાનાદિભિર્લભ્યતે ।**
**માયા કાર્ય તિરોહિતં સ્વમમલં તત્ત્વં ન દુર્યુક્તિભિઃ ॥૬૫॥**

જેમ પૃથ્વિમાં દટાયેલું ધન યથાર્થ વચનની, ખોદકામની, ઉપર રહેલ શિલાદિને ઉપાડી લેવાની અને પોતાના હાથવડે ગ્રહણ કરવાની ઠીક અપેક્ષા કરે છે, પણ કાંઇ બહારના શબ્દથીજ બહાર આવતું નથી; તેમ માયાના કાર્યભૂત પ્રપંચથી આચ્છાદન પામેલ નિર્મલ આત્મતત્વ પણ બ્રહ્મવેત્તાના ઉપદેશથી, મનનથી અને ધ્યાનાદિથી પ્રાપ્ત થાય છે, અન્ય ખોટી યુક્તિઓથી નહિ. ૬૫

**તસ્માત્સર્વ પ્રયત્નેન ભવબન્ધ વિમુક્તયે ।**
**સ્વૈરેવ યત્નઃ કર્તવ્યો રોગાદાવિવ પંડિતૈઃ ॥ ૬૬ ॥**

તેટલાજ માટે વિદ્વાન્ પુરૂષે રોગાદિની પેઠે ભવબંધથી વિમુક્ત થવા માટે સર્વ પ્રકારના બલથી પોતેજ યત્ન કરવો જોઇએ. ૬૬

**યસ્ત્વયાડદ્ય કૃતઃ પ્રશ્નો વરીયાન્ છાસ્ત્રવિન્મતઃ ।**
**સૂત્રપ્રાયો નિગૂઢાર્થો જ્ઞાતવ્યશ્ચ મુમુક્ષુભિઃ ॥ ૬૭ ॥**

હે શિષ્ય! હમણાં તેં જે પ્રશ્ન કર્યો તે ઘણોજ ઉત્તમ, શાસ્ત્ર-વેત્તાએ માનેલ, સૂત્રના જેવો, ઘણા ગૂઢાર્થવાળો અને મુમુક્ષુએ જાણવા યોગ્ય છે. ૬૭

**શૃણુષ્વાવહિતો વિદ્વન્યન્મયા સમુદીર્યતે ।**
**તદેતચ્છ્રવણાત્સદ્યો ભવબન્ધાદ્વિમોક્ષ્યસે ॥ ૬૮ ॥**

હે વિદ્વાન્! મારાવડે જે કાંઇ સ્પષ્ટપણે કહેવાય છે તે તું એકાગ્ર મનવાળો થઇ શ્રવણ કર. તે આ શ્રવણ કરતાં તું ભવબંધથી શીઘ્ર વિમુક્ત થઇશ. ૬૮

## જ્ઞાન-હેતુ નિરૂપણ

**મોક્ષસ્ય હેતુઃ પ્રથમો નિગદ્યતે,**
**વૈરાગ્યમત્યન્તમનિત્ય વસ્તુષુ ।**
**તતઃશમશ્ચાપિ દમસ્તિતિક્ષા,**
**ન્યાસઃ પ્રસક્તાખિલ કર્મણાં ભૃશમ્ ॥ ૬૯ ॥**

અનિત્ય વસ્તુમાં અત્યન્ત વૈરાગ્ય આ મોક્ષનું પ્રથમ સાધન છે. તેના પછી શમ, દમ, તિતિક્ષા અને પ્રાપ્ત થયેલાં સર્વ કર્મનો ત્યાગ આ સાધનો છે. ૬૯

**તતઃ શ્રુતિસ્તન્મનનં સતત્ત્વ,**
**ધ્યાનં ચિરં નિત્ય નિરંતરં મુનેઃ ।**
**તતોઽવિકલ્પં પરમેત્ય વિદ્વા-**
**નિહૈવ નિર્વાણસુખં સમૃચ્છતિ ॥ ૭૦ ॥**

તેના પછી ષડ્લિંગ સહિત વેદાંતશાસ્ત્રનું શ્રવણ, શ્રવણ કરેલા રહસ્યનું મનન, નિત્ય નિરંતર આત્માથી અભિન્ન બ્રહ્મતત્ત્વનું ચિર-કાલ સુધી ધ્યાન આ સાધનો બતાવ્યાં છે. અને તે પછી તે વિદ્વાન્ પરમ નિર્વિકલ્પબ્રહ્મનો સાક્ષાત્કાર કરી અહિંજ નિર્વાણ સુખને પ્રાપ્ત કરે છે. ૭૦

**યદ્બોધવ્યં તવેદાનીમાત્માનાત્મ વિવેચનમ્ ।**
**તદુચ્યતે મયાસમ્યક્ શ્રુત્વાઽઽત્મન્યવધારય ॥ ૭૧ ॥**

હે શિષ્ય! આત્મ-અનાત્મનું વિવેચન જે તારે ખાસ જાણવા

યોગ્ય છે તે હવે યથાર્થ રીતે મારા વડે કહેવાય છે, તેને તું સારી રીતે શ્રવણ કરીને તારા અંતઃકરણમાં ધારણ કર. ૭૧

**મજ્જાસ્થિમેદઃપલરક્તચર્મ-**
**ત્વગાહ્વયૈર્ધાતુભિરેભિરન્વિતમ્ ।**
**પાદોરુવક્ષોભુજપૃષ્ઠ મસ્તકૈ-**
**રંગૈરુપાંગૈરુપયુક્તમેતત્ ॥ ૭૨ ॥**

મજ્જા, અસ્થિ, મેદ, માંસ, લોહી, ચામડી અને ત્વચા આ સાત ધાતુઓવાળું; પગ, સાથળ, છાતી, હાથ, પીઠ અને મસ્તક વગેરે અંગ અને ઉપાંગોવાળું; ૭૨

**અહંમમેતિ પ્રથિતં શરીરં,**
**મોહાસ્પદં સ્થૂલમિતીર્યતે બુધૈઃ ।**
**નભો નભસ્વદ્દહનામ્બુ ભૂમયઃ,**
**સૂક્ષ્માણિ ભૂતાનિ ભવન્તિ તાનિ ॥ ૭૩ ॥**
**પરસ્પરાંશૈર્મિલિતાનિ ભૂત્વા,**
**સ્થૂલાનિ ચ સ્થૂલ શરીર હેતવઃ ।**
**માત્રા સ્તદીયા વિષયા ભવન્તિ,**
**શબ્દાદયઃ પંચ સુખાય ભોક્તુઃ ॥ ૭૪ ॥**

'હું અને મ્હારૂં' એવી પ્રસિદ્ધ મોહ–ભ્રાંતિના વિષયરૂપ શરીરને વિદ્વાન્ પુરૂષો સ્થૂલ શરીર કહે છે. આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વિ આ પાંચ સૂક્ષ્મભૂતો છે, તેમના એકબીજાના અંશ પરસ્પર મળવાથી સ્થૂલપણાને પામી સ્થૂલશરીરના હેતુભૂત થાય છે. તે પાંચભૂતોના ગુણો જીવરૂપ ભોક્તાના સુખ માટે પાંચ શબ્દાદિ (શબ્દ-સ્પર્શ-રૂપ-રસને ગંધ) થાય છે. ૭૩–૭૪

### વિષયદોષ કથન

**ય એષુ મૂઢા વિષયેષુ બદ્ધા,**
**રાગોરુપાશેન સુદુર્દમેન ।**

**આયાન્તિ નિર્યાન્ત્યધ ઉર્ધ્વમુચ્ચૈઃ,**
**સ્વકર્મદૂતેન જવેન નીતાઃ ॥ ૭૫ ॥**

જે મહાત્માઓ આ શબ્દાદિ વિષયોમાં રાગરૂપ સુદૃઢ પાશવડે બંધાયા છે, તેઓ પોતાના કર્મરૂપ દૂતના દ્વારા વેગથી પ્રેરાઇ ઉંચે આવે છે, ને નીચે જાય છે. ૭૫

**શબ્દાદિભિઃ પંચભિરેવ પંચ,**
**પંચત્વમાપુઃ સ્વગુણેન બદ્ધાઃ ।**
**કુરંગમાતંગ પતંગમીન–**
**ભૃંગા નરઃપંચભિરંચિતઃ કિમ્ ॥ ૭૬ ॥**

જ્યારે પોતપોતાના સ્વભાવને અનુસરી શબ્દાદિ પાંચ વિષયો-માંથી માત્ર એકએક વિષયથી બંધાયેલ હરણ, હાથી, પતંગ, માછલી અને ભમરો મૃત્યુને પ્રાપ્ત કરે છે ત્યારે આ પાંચે વિષયથી બંધાયેલો મનુષ્ય કયી રીતે બચી શકે? ૭૬

**દોષેણ તીવ્રો વિષયઃ કૃષ્ણસર્પ વિષાદપિ !**
**વિષં નિહન્તિ ભોક્તારં દ્રષ્ટારં ચક્ષુષાઽપ્યયમ્ ॥.૭૭ ॥**

કાળા સર્પના વિષ કરતાં પણ અધિક દોષવાળા વિષય છે, કારણ કે વિષ તો માત્ર ખાનારને જ હણે છે અને વિષય તો આંખથી જોનારને પણ હણે છે. ૭૭

**વિષયાશામહાપાશાદ્યો વિમુક્તઃ સુદુસ્ત્યજાત્ ।**
**સ એવ કલ્પતે મુકત્યૈ નાન્યઃ ષટ્ શાસ્ત્રવેદ્યપિ ॥ ૭૮ ॥**

જે ઘણા પ્રયત્નથી છોડી શકાય નહિ એવા વિષયોની આશા-રૂપ મહાપાશથી વિમુક્ત બને છે તેજ માણસ મોક્ષ માટે અધિકારી થાય છે, બીજો ગમે તો છ શાસ્ત્રને જાણનારો હોય છતાં મોક્ષાધિ-કારી બનતો નથી. ૭૮

**આપાત વૈરાગ્યવતો મુમુક્ષૂન્,**
**ભવાબ્ધિપારં પ્રતિયાતુમુદ્યતાન્ !**

**આશાગ્રહો મજ્જયતેઽન્તરાલે,**

**નિગૃહ્ય કંઠે વિનિવર્ત્ય વેગાત્ ॥ ૭૯ ॥**

ભવસાગરના સામા કાંઠે જવાને તૈયાર થયેલા સ્મશાન વૈરાગ્ય-વાળા મુમુક્ષુઓને આશારૂપ મગર વચમાંજ રોકી ગળે પકડીને ડૂબાડી દે છે. ૭૯

**વિષયાખ્યગ્રહો યેન સુવિરક્ત્યસિના હતઃ ।**

**સ ગચ્છતિ ભવામ્ભોધેઃ પારં પ્રત્યૂહવર્જિતઃ ॥ ૮૦ ॥**

જેણે દઢ વૈરાગ્યરૂપ તલ્વારથી વિષયનામના મગરને હણી નાખ્યો છે તેજ મનુષ્ય વિઘ્નથી રહિત થયો હોઇ ભવાબ્ધિના સામા કાંઠે જઇ શકે છે. ૮૦

**વિષમવિષમ માર્ગૈર્ગચ્છતોઽનચ્છ બુદ્ધેઃ,**

**પ્રતિપદમભિયાતો મૃત્યુરપ્યેષ વિદ્ધિ ।**

**હિત સુજનગુરૂક્ત્યા ગચ્છતઃ સ્વસ્ય યુક્ત્યા,**

**પ્રભવતિ ફલસિદ્ધિઃ સત્યમિત્યેવ વિદ્ધિ ॥ ૮૧ ॥**

આવા ભયંકર વિષયોના માર્ગે વિચરનારા અને મેલી બુદ્ધિ-વાળાને ડગલે ડગલે મૃત્યુ રહેલું છે એમ જાણો; અને હિતૈષી સજ્જન અને ગુરૂના કથનાનુસાર પોતાની યુક્તિથી વર્તનારા માણસને જ્ઞાન-રૂપ ફલની સિદ્ધિ થાય છે આમ પણ જાણો. ૮૧

### મુમુક્ષુનું કર્ત્તવ્ય

**મોક્ષસ્ય કાઙ્ક્ષા યદિ વૈ તવાસ્તિ,**

**ત્યજાતિ દૂરાદ્વિષયાન્વિષં યથા ।**

**પીયૂષવત્તોષ દયા ક્ષમાર્જવ—**

**પ્રશાન્તિ દાન્તીર્ભજ નિત્યમાદરાત્ ॥ ૮૨ ॥**

જો તને મોક્ષની ઇચ્છા હોય તો શબ્દાદિ વિષયોને વિષની પેઠે છેટેથી ત્યજી દે, અને સંતોષ, દયા, ક્ષમા, સરલતા, શમ અને દમને અમૃત સમાન માની નિત્ય આદરપૂર્વક સેવ. ૮૨

**અનુક્ષણં યત્પરિહૃત્ય કૃત્ય—**
**મનાદ્યવિદ્યાકૃત્ય બન્ધમોક્ષણમ્ ।**
**દેહઃ પરાર્થોઽયમમુષ્ય પોષણે**
**યઃ સજ્જતે સ સ્વમનેન હન્તિ ॥ ૮૩ ॥**

જે મનુષ્ય અનાદિઅવિદ્યાકૃત બંધનથી છોડાવનારા કર્ત્તવ્યનો ત્યાગ કરી પ્રતિક્ષણ આ બીજાના ભોગ્યરૂપ સ્થૂલ શરીરને પોષવામાંજ મંડ્યો રહે છે તે મનુષ્ય પોતાની આવી ઉંધી પ્રવૃત્તિથી પોતે પોતાનેજ હણે છે. ૮૩

**શરીરપોષણાર્થી સન્ ય આત્માનં દિદૃક્ષતિ ।**
**ગ્રાહં દારુધિયા ધૃત્વા નદીં તર્તું સ ગચ્છતિ ॥ ૮૪ ॥**

જે શરીરના પોષણમાં મંડ્યો રહેતો છતો આત્મસાક્ષાત્કારની ઇચ્છા કરે છે તે લાકડાની બુદ્ધિથી મગરને પકડી નદીની પાર ઉતરવાનો પ્રયત્ન કરે છે. ૮૪

**મોહ એવ મહામૃત્યુર્મુમુક્ષોર્વપુરાદિષુ ।**
**મોહો વિનિર્જિતો યેન સ મુક્તિપદમર્હતિ ॥ ૮૫ ॥**

શરીરાદિમાં મોહ રાખવો એજ મુમુક્ષુઓને માટે મહામૃત્યુરૂપ છે. જેણે આ મોહને સારી રીતે નિવૃત્ત કર્યો છે તેજ મનુષ્ય મુક્તિ પદ પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. ૮૫

**મોહં જહિ મહામૃત્યું દેહદારાસુતાદિષુ ।**
**યં જિત્વા મુનયો યાન્તિ તદ્વિષ્ણોઃ પરમં પદમ્ ॥ ૮૬ ॥**

માટે હે સજ્જન! શરીર, સ્ત્રી અને પુત્રાદિમાં રહેલ મોહરૂપ મહામૃત્યુનો ત્યાગ કરઃ જેને જિતીને જ્ઞાની પુરૂષો તે વ્યાપક પરમાત્માના પરમ પદને પામે છે. ૮૬

## સ્થૂલાદિનાં સ્વરૂપ

**ત્વઙ્માંસરુધિર સ્નાયુમેદો મજ્જાસ્થિસંકુલમ્ ।**
**પૂર્ણં મૂત્રપુરીષાભ્યાં સ્થૂલં નિન્દ્યમિદં વપુઃ ॥ ૮૭ ॥**

ચામડી, માંસ, લોહી, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંથી ભરેલું અને મૂત્ર ને વિષ્ટાથી પૂર્ણ એવું આ સ્થૂલશરીર ખરેખર નિંદવા યોગ્ય છે. ૮૭

**પંચીકૃતેભ્યો ભૂતેભ્યઃ સ્થૂલેભ્યઃ પૂર્વકર્મણા ।**
**સમુત્પન્નમિદં સ્થૂલં ભોગાયતનમાત્મનઃ ॥**
**અવસ્થા જાગરસ્તસ્ય સ્થૂલાર્થાનુભવો યતઃ ॥ ૮૮ ॥**

જીવરૂપ ભોક્તાના ભોગના સ્થાનરૂપ આ સ્થૂલ શરીર પૂર્વજન્મનાં શુભાશુભ કર્મવડે પંચીકૃત (એકબીજામાં મળેલાં) સ્થૂલ ભૂતોમાંથી ઉત્પન્ન થયું છે. તે સ્થૂલના અભિમાની વિશ્વ નામક જીવની જાગ્રદવસ્થા છે, જેથી સ્થૂલપદાર્થનો અનુભવ થાય છે. ૮૮

**બાહ્યેન્દ્રિયૈઃ સ્થૂલ પદાર્થ સેવાં,**
**સ્રકચંદનસ્ત્ર્યાદિવિચિત્રરૂપામ્ ।**
**કરોતિ જીવઃ સ્વયમેતદાત્મના,**
**તસ્માત્પ્રશસ્તિર્વપુષોઽસ્ય જાગરે ॥ ૮૯ ॥**

જીવ પોતે આ સ્થૂલ શરીરરૂપે થઇને બહારની ઇંદ્રિયોવડે માલા, ચંદન અને સ્ત્રી આદિ અનેક વિધરૂપવાળા સ્થૂલ પદાર્થોનું સેવન કરે છે, અને તેથી આ સ્થૂલ શરીરનું પ્રધાનપણું જાગ્રદવસ્થામાં છે. ૮૯

**સર્વોઽપિ બાહ્યસંસારઃ પુરૂષસ્ય યદાશ્રયઃ ।**
**વિદ્ધિ દેહમિદં સ્થૂલં ગૃહવદ્ ગૃહમેધિનઃ ॥ ૯૦ ॥**

જીવાત્માનો બહારનો સર્વપ્રકારનો સંસાર જેના આશ્રયે છે તે આ ગૃહસ્થના ઘર જેવું સ્થૂલ શરીર છે એમ તું જાણ. ૯૦

**સ્થૂલસ્યસંભવ જરામરણાનિ ધર્માઃ,**
**સ્થૌલ્યાદયો બહુવિધાઃ શિશુતાદ્યવસ્થાઃ ।**

**વર્ણાશ્રમાદિનિયમા બહુધાઽઽમયાઃ સ્યુઃ,**
**પૂજાવમાનબહુમાન મુખા વિશેષાઃ ॥ ૯૧ ॥**
**બુદ્ધીન્દ્રિયાણિ શ્રવણં ત્વગક્ષિ,**
**ઘ્રાણં ચ જિહ્વા વિષયાવબોધનાત્ ।**
**વાક્પાણિપાદાગુદમપ્યુપસ્થઃ,**
**કર્મેંદ્રિયાણિ પ્રવણેનવકર્મસુ ॥ ૯૨ ॥**

જન્મ, જરા અને મૃત્યુ આ ધર્મો સ્થૂલના છે, સ્થૂલત્વાદિ બહુવિધ ધર્મ પણ તેના છે અને બાલ્યાદિ અવસ્થાઓ તેની છે, વર્ણાશ્રમાદિ નિયમ અને બહુ પ્રકારના રોગ તેના છે, તેમજ પૂજા અપમાન અને બહુમાનાદિ અનેકવિધ ભેદ પણ તેનાજ છે. ૯૧

શ્રવણ, ત્વચા, નેત્ર, ઘ્રાણ અને જિહ્વા આ પાંચ જ્ઞાનેંદ્રિયો કહેવાય છે, કારણકે તેમનાથી શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય છે. અને વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ આ પાંચ કર્મેદ્રિયો છે, કારણકે એમનું કર્મમાં વળવાપણું રહેલું છે. ૯૨

**નિગદ્યતેઽન્તઃકરણં મનોધી—**
**રહંકૃતિશ્ચિત્તમિત્તિ સ્વવૃતિભિઃ ।**
**મનસ્તુ સંકલ્પવિકલ્પનાદિભિ—**
**ર્બુદ્ધિઃ પદાર્થાધ્યવસાયધર્મતઃ ॥ ૯૩ ॥**
**અત્રાભિમાના દહમિત્યહંકૃતિઃ,**
**સ્વાર્થાનુસંધાનગુણેન ચિત્તમ્ ॥ ૯૪ ॥**

પોતાની વૃત્તિઓવડે અંતઃકરણ મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એમ ચાર પ્રકારનું કહેવાય છે. સંકલ્પ–વિકલ્પ વડે મન, પદાર્થના નિશ્ચયરૂપ ધર્મવડે બુદ્ધિ, અહિં હું–હું આવા અભિમાન વડે અહંકાર અને પોતાના વિષયના ચિંતનવડે ચિત્ત કહેવાય છે. ૯૩ ૯૪

**પ્રાણાપાન વ્યાનોદાનસમાના ભવત્યસૌ પ્રાણઃ ।**
**સ્વયમેવવૃત્તિભેદાદ્વિકૃતિ ભેદાત્સુવર્ણસલિલવત્ ॥૯૫॥**

સુવર્ણ અને જલાદિની પેઠે પોતાના વિકારોવડેજ પ્રાણ પોતે વૃત્તિભેદથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન આ પાંચનામોવાળો થાય છે. ૯૫

**વાગાદિપંચ શ્રવણાદિ પંચ,**
**પ્રાણાદિ પંચાભ્રમુખાનિ પંચ ।**
**બુદ્ધયાદ્યવિદ્યાપિ ચ કામ કર્મણી,**
**પુર્યુષ્ટકં સૂક્ષ્મશરીરમાહુઃ ॥ ૯૬ ॥**

વાગાદિ પાંચ કર્મેંદ્રિયો, શ્રવણાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, પ્રાણાદિ પાંચ પ્રાણો, આકાશાદિ પાંચ ભૂત, બુદ્ધિ આદિ અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ આ પુર્યુષ્ટકને સૂક્ષ્મશરીર કહે છે. ૯૬

**ઇદં શરીરં શૃણુ સૂક્ષ્મસંજ્ઞિતં,**
**લિંગં ત્વપંચીકૃત ભૂતસંભવમ્ ।**
**સવાસનં કર્મફલાનુભાવકં,**
**સ્વાજ્ઞાનતોऽનાદિરૂપાધિરાત્મનઃ ॥ ૯૭ ॥**

હે શિષ્ય ! સાંભળ, આ સૂક્ષ્મનામની સંજ્ઞાવાળા શરીરને લિંગ શરીર પણ કહે છે. અપંચીકૃત ( એક બીજામાં નહિ મળેલાં ) ભૂતોમાંથી ઉત્પન્ન થયેલું વાસના યુક્ત અને કર્મનાં ફલોનો અનુભવ કરનારૂં આ લિંગ શરીર સ્વાત્માના અજ્ઞાનથી આત્માની અનાદિ ઉપાધિ રૂપ છે. ૯૭

**સ્વપ્નો ભવત્યસ્ય વિભક્ત્યવસ્થા,**
**સ્વમાત્રશેષેણ વિભાતિ યત્ર ।**
**સ્વપ્ને તુ બુધ્ધિઃ સ્વયમેવ જાગ્રત્—**
**કાલીનનાનાવિધ વાસનાભિઃ ॥**
**કર્ત્રાદિભાવં પ્રતિપદ્ય રાજતે,**
**યત્ર સ્વયંભાતિ હ્યયં પરાત્મા ॥ ૯૮ ॥**

સ્વપ્ન આ લિંગની પૃથક્ અવસ્થા છે, જ્યાં માત્ર પોતેજ બાકી રહીને ભાસે છે. સ્વપ્નમાં જ્યાં આ સ્વયંજ્યોતિ પરમાત્મા છે ત્યાં તો બુદ્ધિ પોતેજ જાગ્રતકાળની અનેકવિધ વાસનાઓવડે કર્તાપણું આદિ ભાવને પામી શોભે છે. ૯૮

**ધીમાત્રકોપાધિરશેષસાક્ષી,**
**ન લિપ્યતે તત્કૃતકર્મલેશૈઃ ।**
**યસ્માદ સંગસ્તત એવ કર્મભિ—**
**ર્ન લિપ્યતે કિંચિદુપાધિના કૃતૈઃ ॥ ૯૯ ॥**

જેને માત્ર બુદ્ધિ એ એકજ ઉપાધિ છે અને જે સર્વના સાક્ષી રૂપ છે તે આત્મા તેણે (બુદ્ધિએ) કરેલાં કર્મ-લેશોથી કદિ પણ લેપાતો નથી. જેથી તે અસંગ છે તેથીજ તે બુદ્ધિ ઉપાધિવડે કરાતાં કર્મથી જરાય લેપાતો નથી. ૯૯

**સર્વવ્યાપૃતિકરણં લિંગમિદં સ્યાચ્ચિદાત્મનઃપુંસઃ ।**
**વાસ્યાદિકમિવ તક્ષ્ણુસ્તે નૈવાત્મા ભવત્યસંગોऽયમ્ ॥૧૦૦॥**

સુથારના વાંસલાદિની પેઠે આ લિંગ શરીર ચિદાત્મરૂપ પુરૂષનાં સર્વ પ્રકારનાં કર્મોના સાધનરૂપ છે, અને તેથીજ આ આત્મા અસંગ છે. ૧૦૦

**અન્ધત્વમંદત્વપટુત્વ ધર્માઃ,**
**સૌગુણ્ય વૈગુણ્ય વશાદ્ધિ ચક્ષુષઃ ।**
**બાધિર્ય મૂકત્વ મુખાસ્તથૈવ,**
**શ્રોત્રાદિ ધર્મા ન તુ વેત્તુરાત્મનઃ ॥૧૦૧॥**

નેત્રના સદોષ-નિર્દોષપણાવશાત્ આંધળાપણું, મંદપણું, અને સ્પષ્ટ જોવાપણું આ ધર્મ નેત્રનાજ છે; વળી તેજ પ્રમાણે બ્હેરાપણું, મુંગાપણું આદિ ધર્મો પણ શ્રોતાદિનાજ છે, પણ તે સર્વને જાણનાર આત્માના નથી. ૧૦૧

ઉચ્છવાસ નિઃશ્વાસ વિજૃમ્ભણક્ષુત્-
પ્રસ્યન્દનાદ્યુત્ક્રમણાદિકાઃ ક્રિયાઃ ।
પ્રાણાદિ કર્માણિ વદન્તિ તજ્જ્ઞાઃ,
પ્રાણસ્ય ધર્માવશનાપિપાસે ॥૧૦૨॥

ઉચ્છ્વાસ, નિશ્વાસ, બગાસાં, છીંક, પ્રસ્યન્દનાદિ અને ઉત્ક્રમણાદિ ક્રિયાઓને તત્ત્વવેત્તાઓ પ્રાણાદિનાં કર્મ કહે છે. ભૂખ અને તરસ પણ પ્રાણનાજ ધર્મો છે. ૧૦૨

અન્તઃકરણમેતેષુ ચક્ષુરાદિષુ વર્ષ્મણિ ।
અહમિત્યભિમાનેન તિષ્ઠત્યાભાસ તેજસા ॥૧૦૩॥

શરીર વિષે આ ચક્ષુઆદિ ઇંદ્રિયોમાં ચિદાભાભાસના પ્રકાશથી વ્યાપ્ત થઇ અંતઃકરણ ‘હુંપણું’ ધારણ કરવારૂપ અભિમાન વડે સ્થિતિ કરીને રહે છે. ૧૦૩

અહંકારઃ સ વિજ્ઞેયઃ કર્તાભોક્તાભિમાન્યયમ્ ।
સત્ત્વાદિગુણયોગેન, ચાવસ્થા ત્રયમશ્નુતે ॥ ૧૪ ॥

આવા પ્રકારના અંતઃકરણને અહંકારરૂપ જાણવું. તેજ કર્તા ભોક્તા ને હુંપણાનું અભિમાન કરનાર છે અને સત્ત્વગુણાદિના યોગથી જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓને પ્રાપ્ત થાય છે. ૧૦૪

વિષયાનામાનુકૂલ્યે સુખી દુઃખી વિપર્યયે ।
સુખં દુઃખં ચ તદ્ધર્મઃ સદાનન્દસ્ય નાત્મનઃ ॥૧૦૫॥

વિષયોની અનુકુળતામાં સુખી અને પ્રતિકુળતામાં દુઃખી થાય છે. સુખ અને દુઃખ તેનાજ ધર્મ છે, નિત્યાનંદસ્વરૂપ આત્માના નથી. ૧૦૫

આત્માર્થત્વેન હિ પ્રેયાન્ વિષયો ન સ્વતઃ પ્રિયઃ
સ્વત એવ હિ સર્વેષામાત્મા પ્રિયતમો યતઃ ॥૧૦૬॥

વિષયો સ્વતઃ પ્રિય નથી પરંતુ આત્માના લીધેજ પ્રિયરૂપ થાય છે; આથી સ્વતઃ પ્રિયતમ તો સૌને સૌનો આત્માજ છે. ૧૦૬

તત આત્મા સદાનન્દો નાસ્ય દુઃખં કદાચન ।
યત્સુષુપ્તૌ નિર્વિષય આત્માનન્દોઽનુભૂયતે ॥
શ્રુતિઃ પ્રત્યક્ષમૈતિહ્યમનુમાનં ચ જાગ્રતિ ॥ ૧૦૭ ॥

તેથી કરીને આત્મા સદા આનંદસ્વરૂપ છે, આને કદિ પણ દુઃખનો સ્પર્શ થતો નથી, કારણ કે સુષુપ્તિ અવસ્થામાં વિષયોનો અભાવ હોવા છતાં આત્માનંદ અનુભવાય છે. આ બાબતમાં શ્રુતિ, પ્રત્યક્ષ, ઐતિહાસિક, અને અનુમાન પ્રમાણ મૌજૂદ છે. ૧૦૭

## માયા-સ્વરૂપ વર્ણન

અવ્યકતનામ્ની પરમેશશક્તિ—
રનાદ્યવિદ્યા ત્રિગુણાત્મિકા પરા ।
કાર્યાનુમેયા સુધિયૈવ માયા,
યયા જગત્સર્વમિદં પ્રસૂયતે ॥ ૧૦૮ ॥

અવ્યકત નામવાળી, અનાદિ, અવિદ્યા, ત્રિગુણાત્મિકા, સજ્જનો વડેજ કાર્યાનુમેય અને જેમાંથી આ અખિલ જગત્ ઉત્પન્ન થાય છે તે શકિત પરમેશ્વરની માયા છે. ૧૦૮

સન્નાપ્યસન્નાપ્યુભયાત્મિકા નો,
ભિન્નાપ્યભિન્નાપ્યુભયાત્મિકા નો ।
સાંગાપ્યનંગાપ્યુભયાત્મિકા નો
મહાદ્ભુતાનિર્વચનીય રૂપા ॥ ૧૦૯ ॥

તે માયા સત્ પણ નથી, અને અસત્ પણ નથી, ઉભયાત્મિકા પણ નથી, ભિન્ન પણ નથી ને અભિન્ન પણ નથી, ઉભયાત્મિકા પણ નથી, અંગવાળી પણ નથી ને અંગરહિત પણ નથી, ઉભયાત્મિકા પણ નથી, પરંતુ મહાઅદ્ભૂત અને અનિર્વચનીયરૂપ છે. ૧૦૯

શુદ્ધાદ્વયબ્રહ્મવિબોધનાશ્યા,
સર્પભ્રમો રજ્જુવિવેકતો યથા ।

**રજસ્તમઃ સત્ત્વમિતિ પ્રસિદ્ધા,**
**ગુણાસ્તદીયાઃ પ્રથિતૈઃ સ્વકાર્યૈઃ ॥ ૧૧૦ ॥**

જેમ રજ્જુના જ્ઞાનથી સર્પભ્રમ દૂર થાય છે તેમ શુદ્ધ અને અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી તે માયા નાશ પામવા યોગ્ય છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ આ તેના પ્રસિદ્ધ ગુણો પોતપોતાના કાર્યથી પ્રસિદ્ધ છે. ૧૧૦

**વિક્ષેપશક્તી રજસઃ ક્રિયાત્મિકા,**
**યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ।**
**રાગાદયોઽસ્યાઃ પ્રભવન્તિ નિત્યં,**
**દુઃખાદયો યે મનસો વિકારાઃ ॥ ૧૧૧ ॥**

રજોગુણની વિક્ષેપશક્તિ ક્રિયાત્મિકા છે, જેમાંથી આ સર્વ સનાતન પ્રવૃત્તિઓ ચાલી રહી છે. રાગાદિ અને દુઃખાદિ જે મનના વિકારો કાયમ અનુભવાય છે તે સર્વ આ શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. ૧૧૧

**કામઃ ક્રોધો લોભદમ્ભાદ્યસૂયા-**
**હંકારેર્ષ્યામત્સરાદ્યાસ્તુ ઘોરાઃ ।**
**ધર્મા એતે રાજસાઃ પુમ્પ્રવૃત્તિ-**
**ર્યસ્માદેષા તદ્રજો બન્ધહેતુઃ ॥૧૧૨॥**

કામ, ક્રોધ, લોભ, દંભાદિ, અસૂયા, અહંકાર, ઇર્ષ્યા ને મત્સરાદિ આ ઘોર ધર્મો રજોગુણના જ છે. જેનાથી આ પુરૂષની કાર્યમાં પ્રવૃત્તિ થાય છે, તે રજોગુણ બંધનો હેતુ છે. ૧૧૨

**એષાઽઽવૃત્તિર્નામ તમોગુણસ્ય,**
**શક્તિર્યયા વસ્ત્વવભાસતેઽન્યથા ।**
**સૈષા નિદાનં પુરૂષસ્ય સંસૃતે-**
**ર્વિક્ષેપશક્તેઃ પ્રસરસ્ય હેતુઃ ॥૧૧૩॥**

આ આવરણનામક શક્તિ તમોગુણની છે, જેનાવડે વસ્તુ અન્યથા–વિપરીતરૂપે ભાસે છે તે આ પુરૂષના સંસારનું કારણ અને વિક્ષેપશક્તિના પ્રસરણના હેતુરૂપ છે. ૧૧૩

**પ્રજ્ઞાવાનપિ પંડિતોઽપિ ચતુરોઽપ્યત્યન્તસૂક્ષ્માર્થદૃક્,**
**વ્યાલીઢસ્તમસા ન વેત્તિ બહુધા સમ્બોધિતોઽપિ સ્ફુટમ્ ।**
**ભ્રાન્ત્યાઽઽરોપિતમેવ સાધુ કલયત્યાલમ્બતે તદ્‌ગુણાન્**
**હન્તાસૌ પ્રબલા દુરન્તતમસઃ શક્તિર્મહત્યાવૃત્તિઃ ॥૧૧૪॥**

અતિ બુદ્ધિશાળી, વિદ્વાન્, ચતુર અને શાસ્ત્રના અત્યંત સૂક્ષ્મ અર્થને જોવા–જાણવાવાળો હોય તોપણ જ્યારે તેનું મન તામસથી વ્યાપ્ત થઇ જાય છે ત્યારે અનેક પ્રકારે શિખામણ આપવા છતાં સમજતો નથી. તે ભ્રાંતિથી આરોપિત વસ્તુને જ સાચી સમજે છે અને તેના ગુણોનો આશ્રય લે છે. અહોહો ! દુરંત તમોગુણની મહાન્ આવરણ શક્તિ ઘણીજ પ્રબલ છે ! ૧૧૪

**અભાવના વા વિપરીતભાવના—**
**સમ્ભાવના વિપ્રતિપત્તિરસ્યાઃ ।**
**સંસર્ગયુક્તં ન વિમુંચતિ ધ્રુવં,**
**વિક્ષેપશક્તિઃ ક્ષપયત્યજસ્રમ્ ॥૧૧૫॥**

આ આવરણશક્તિના સંસર્ગવાળા મનુષ્યને અભાવના, વિપરીત-ભાવના, અસંભાવના અને વિપ્રતિપત્તિ આ તામસશક્તિઓ છોડતી નથી અને વિક્ષેપશક્તિ પણ તેના મનને નિરંતર વિક્ષેપ પમાડ્યા કરે છે. ૧૧૫

**અજ્ઞાનમાલસ્યજડત્વનિદ્રા—**
**પ્રમાદમૂઢત્વમુખાસ્તમોગુણાઃ ।**
**એતૈઃ પ્રયુક્તો ન હિ વેત્તિ કિંચિ—**
**ન્નિદ્રાલુવત્સ્તમ્ભવદેવ તિષ્ઠતિ ॥૧૧૬॥**

અજ્ઞાન, આલસ્ય, જડત્વ, નિદ્રા, પ્રમાદ, મૂઢત્વ આદિ સર્વ ગુણો તામસના છે; આ ગુણોવાળો પુરૂષ કાંઇ પણ જાણતો નથી, નિદ્રાલુ અને સ્થંભની પેઠે જ રહે છે. ૧૧૬

**સત્ત્વં વિશુદ્ધં જલવત્તથાપિ,**
**તાભ્યાં મિલિત્વા સરણાય કલ્પતે ।**
**યત્રાત્મબિમ્બઃ પ્રતિબિમ્બિતઃ સન્,**
**પ્રકાશયત્યર્ક ઈવાખિલં જડમ્ ॥૧૧૭॥**

યદ્યપિ સત્ત્વગુણ જલની પેઠે અતિ શુદ્ધ છે તથાપિ તે બન્ને (રાજસ-તામસ) ની સાથે મળીને સંસારના હેતુભૂત થાય છે. જેમાં આત્મબિંબ પ્રતિબિંબિત થઇને સૂર્યની પેઠે સમસ્ત જડ પદાર્થોને પ્રકાશે છે. ૧૧૭

**મિશ્રસ્ય સત્ત્વસ્ય ભવન્તિ ધર્મા—**
**સ્ત્વમાનિતાદ્યા નિયમા યમાદ્યાઃ ।**
**શ્રદ્ધા ચ ભક્તિશ્ચ મુમુક્ષુતા ચ,**
**દૈવી ચ સમ્પત્તિરસન્નિવૃત્તિઃ ॥૧૧૮॥**

અમાનિત્વાદિ, યમ-નિયમાદિ, શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુતા, દૈવી-સંપત્તિ અને અસત્-મિથ્યા વસ્તુનો ત્યાગ આ સર્વ ધર્મો મિશ્ર સત્ત્વગુણના છે. ૧૧૮

**વિશુદ્ધસત્ત્વસ્ય ગુણાઃ પ્રસાદઃ**
**સ્વાત્માનુભૂતિઃ પરમા પ્રશાન્તિઃ ।**
**તૃપ્તિઃ પ્રહર્ષઃ પરમાત્મનિષ્ઠા,**
**યયા સદાનન્દરસં સમૃચ્છતિ ॥૧૧૯॥**

પ્રસન્નતા, સ્વાત્માનુભૂતિ પરમશાંતિ, તૃપ્તિ, પરમાનંદ અને પરમાત્મનિષ્ઠા આ વિશુદ્ધ સત્ત્વગુણના ધર્મ છે, જેનાથી પુરૂષ નિત્યાનંદ રસને પ્રાપ્ત કરે છે. ૧૧૯

**અવ્યક્તમેતત્ ત્રિગુણૈર્નિરૂક્તં,**
**તત્કારણં નામ શરીરમાત્મનઃ ।**
**સુષુપ્તિરેતસ્ય વિભક્ત્યવસ્થા,**
**પ્રલીન સર્વેંદ્રિયબુદ્ધિવૃત્તિઃ ॥૧૨૦॥**

ત્રણ ગુણોવડે નિરૂપણ કરેલ આ અવ્યક્ત તે જીવનું કારણ-શરીર છે. આની પ્રથક્ અવસ્થા સુષુપ્તિ છે. જેમાં બુદ્ધિ તથા સર્વ ઇંદ્રિયો વિલીન થઇ જાય છે. ૧૨૦

**સર્વ પ્રકાર પ્રમિતિપ્રશાન્તિ—**
**બીંજાત્મનાઽવસ્થિતિરેવ બુદ્ધેઃ ।**
**સુષુપ્તિરેતસ્ય કિલ પ્રતીતિઃ**
**કિંચિન્ન વેદ્મીતિ જગત્પ્રસિદ્ધેઃ ॥૧૨૧॥**

જ્યાં સર્વ પ્રકારના જ્ઞાનની અત્યંત શાંતિ છે અને બુદ્ધિની બીજરૂપમાં સ્થિતિ છે તેજ સુષુપ્તિ અવસ્થા છે. આની પ્રતીતિ 'હું કાંઇ પણ જાણતો નહોતો' આ લોક પ્રસિદ્ધ કથનથી થાય છે. ૧૨૧

**દેહેન્દ્રિય પ્રાણમનોઽહમાદયઃ**
**સર્વે વિકારા વિષયાઃ સુખાદયઃ ।**
**વ્યોમાદિભૂતાન્યખિલં ચ વિશ્વ—**
**મવ્યક્તપર્યન્તમિદં હ્યનાત્મા ॥૧૨૨॥**

દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, અહંકારાદિ સર્વ વિકારો, શબ્દાદિ સર્વ વિષયો, સુખાદિ, આકાશાદિ ભૂતો, સમગ્ર વિશ્વ અને આ અવ્યક્ત સુધી સર્વ અનાત્મરૂપ જ છે. ૧૨૨

**માયા માયા કાર્યં સર્વં મહદાદિદેહપર્યન્તમ્ ।**
**અસદિદમનાત્મકં ત્વં વિદ્ધિ મરૂમરીચિકાકલ્પમ્ ॥૧૨૩॥**

માયા અને મહદ્‌થી માંડી ઠેઠ દેહ સુધી માયાનાં સર્વ કાર્યોને મરૂભૂમિના જલની પેઠે અસત્ અને અનાત્મરૂપ તું જાણ. ૧૨૩

## આત્મસ્વરૂપ વર્ણન

**અથ તે સમ્પ્રવક્ષ્યામિ સ્વરૂપં પરમાત્મનઃ ।**
**યદ્વિજ્ઞાય નરો બન્ધાન્મુક્તઃ કૈવલ્યમશ્નુતે ॥૧૨૪॥**

હે શિષ્ય ! હવે હું તને પરમાત્માના સ્વરૂપ વિષે કહું છું; જેને જાણીને મનુષ્ય ભવબંધનથી અત્યંત મોકળો થઇ કૈવલ્યપદને પ્રાપ્ત કરે છે. ૧૨૪

**અસ્તિ કશ્ચિત્ સ્વયં નિત્યમહંપ્રત્યયલમ્બનઃ ।**
**અવસ્થાત્રય સાક્ષી સત્પંચકોશવિલક્ષણઃ ॥૧૨૫॥**

અહં–પ્રત્યયના આધારભૂત, સ્વયંપ્રકાશ, નિત્ય, જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓનો સાક્ષી, સદ્રૂપ અને અન્નમયાદિ પાંચ કોશથી વિલક્ષણ કોઇ આત્મા છે. ૧૨૫

**યો વિજાનાતિ સકલં જાગ્રત્સ્વપ્નસુષુપ્તિષુ ।**
**બુદ્ધિતદ્વૃત્તિ સદ્ભાવમભાવમહમિત્યયમ્ ॥૧૨૬॥**

જે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણ અવસ્થામાં સર્વને, બુદ્ધિને, અને તેની વૃત્તિઓના ભાવાભાવને જાણે છે તે અહંપ્રત્યયી આ આત્મા છે. ૧૨૬

**યઃ પશ્યતિ સ્વયં સર્વં યં ન પશ્યતિ કશ્ચન ।**
**યશ્ચેતયતિ બુદ્ધયાદિં ન તુ યં ચેતયત્યયમ્ ॥૧૨૭॥**

જે પોતે સર્વને જુએ છે, પરંતુ જેને કોઇ જોઇ શકતું નથી, જે બુદ્ધિ આદિને પ્રકાશે છે, પરંતુ જેને તે કોઇ પ્રકાશી શકતું નથી તે આ આત્મા છે. ૧૨૭

**યેન વિશ્વમિદં વ્યાપ્તં યન્ન વ્યાપ્નોતિ કિંચન ।**
**આભારૂપમિદં સર્વં યં ભાન્તમનુભાત્યયમ્ ॥૧૨૮॥**

જેનાથી આ વિશ્વ વ્યાપ્ત છે પરંતુ જેને કાંઇ પણ વ્યાપી શકતું નથી, આભાસરૂપ આ સમગ્ર જગત્ જેના ભાસ્યા પછી ભાસે છે તે આ આત્મા છે. ૧૨૮

**યસ્ય સન્નિધિમાત્રેણ દેહેન્દ્રિયમનોધિયઃ ।**
**વિષયેષુ સ્વકીયેષુ વર્તન્તે પ્રેરિતા ઈવ ॥૧૨૯॥**

જેની સન્નિધિમાત્રથી દેહ, ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ પ્રેરિત સેવકની પેઠે પોતપોતાના વિષયોમાં વર્તે છે તે આ આત્મા છે. ૧૨૯

**અહંકારાદિદેહાન્તા વિષયાશ્ચ સુખાદયઃ ।**
**વેદ્યન્તે ઘટવદ્યેન નિત્યબોધસ્વરૂપિણા ॥૧૩૦॥**

અહંકારથી માંડી દેહસુધી અને સુખાદિ સર્વ વિષયો જે નિત્યબોધ–સ્વરૂપ આત્માના દ્વારા ઘટની પેઠે જાણવામાં આવે છે તે આ આત્મા છે. ૧૩૦

**એષોઽન્તરાત્મા પુરૂષઃ પુરાણો,**
**નિરન્તરાખંડસુખાનુભૂતિઃ ।**
**સદૈકરૂપઃ પ્રતિબોધમાત્રો,**
**યેનેષિતા વાગસવશ્ચરન્તિ ॥૧૩૧॥**

જેની પ્રેરણાથી વાગાદિ ઈંદ્રિયો પોતપોતાના વિષયોમાં વિચરે છે તે આ અંતરાત્મા પુરાણપુરૂષ, નિરંતર અખંડ સુખાનુભવરૂપ, સદા એક રૂપ અને પ્રતિબોધમાત્ર છે. ૧૩૧

**અત્રૈવ સત્ત્વાત્મનિ ધીગુહાયા—**
**મવ્યાકૃતાકાશ ઉરૂપ્રકાશઃ ।**
**આકાશ ઉચ્ચૈ રવિવત્પ્રકાશતે,**
**સ્વતેજસા વિશ્વમિદં પ્રકાશયન્ ॥૧૩૨॥**

અહિંજ સત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી બુદ્ધિરૂપ ગુહામાં સ્થિત અવ્યક્તાકાશના વિષે પરમપ્રકાશમય આકાશ છે; તે પોતાના પ્રકાશવડે આ સમગ્ર જગતને દેદીપ્યમાન કરતું છતું સર્વોત્તમ સૂર્યની પેઠે પ્રકાશે છે. ૧૩૨

જ્ઞાતા મનોઽહંકૃતિવિક્રિયાણાં,
દેહેન્દ્રિય પ્રાણકૃત ક્રિયાણામ્ ।
અયોઽગ્નિવત્તાનનુવર્તમાનો,
ન ચેષ્ટતે નો વિકરોતિ કિંચન ॥ ૧૩૩ ॥

આ આકાશરૂપ આત્મા મન અને અહંકારના વિકારોનો તથા દેહ, ઇંદ્રિયો અને પ્રાણોએ કરેલી ક્રિયાઓનો જ્ઞાતા છે. તપેલા લોહમાં રહેલા અગ્નિની પેઠે તે સર્વમાં રહ્યો છતો કાંઇ પણ ચેષ્ટા કરતો નથી કે વિકાર પામતો નથી. ૧૩૩

ન જાયતે નો મ્રિયતે ન વર્ધતે,
ન ક્ષીયતે નો વિકરોતિ નિત્યઃ ।
વિલીયમાનેઽપિ વપુષ્યમુષ્મિન્,
ન લીયતે કુમ્ભ ઇવામ્બરં સ્વયંમ્ ॥ ૧૩૪ ॥

આ આત્મા જન્મતો નથી, મરતો નથી, વૃદ્ધિ પામતો નથી. ક્ષય પામતો નથી, રૂપાંતર પામતો નથી અને વિનાશ પામતો નથી. આ સ્થૂલ શરીર વિલીન થતાં પણ તે પોતે ઘડામાંના આકાશની પેઠે લીન થતો નથી. ૧૩૪

પ્રકૃતિવિકૃતિભિન્નઃ શુદ્ધ બોધ સ્વભાવઃ ।
સદસદિદમશેષં ભાસયન્નિર્વિશેષઃ ॥
વિલસતિ પરમાત્મા જાગ્રદાદિષ્વવસ્થા,
સ્વહમમિતિ સાક્ષાત્સાક્ષિરૂપેણ બુદ્ધેઃ ॥ ૧૩૫ ॥

માયા અને માયાનાં કાર્યોથી ભિન્ન, શુદ્ધ જ્ઞાન સ્વરૂપ અને નિર્વિશેષ પરમાત્મા સત્-અસત્ સર્વને પ્રકાશિત કરતા છતા જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓમાં હું-હું એમ બુદ્ધિના સાક્ષીરૂપે સાક્ષાત્ વિલસી રહ્યા છે. ૧૩૫

નિયમિત મનસાઽમું ત્વં સ્વમાત્માનમાત્મ,
ન્યયમહમિતિ સાક્ષાદ્વિદ્ધિઃ બુદ્ધિપ્રસાદાત્ ।

**જનિ મરણુ તરંગા પાર સંસાર સિન્ધું,**
**પ્રતર ભવ કૃતાર્થો બ્રહ્મરૂપેણુ સંસ્થઃ ॥ ૧૩૬ ॥**

હે શિષ્ય! નિગ્રહ કરેલા મનવડે અને બુદ્ધિની પ્રસન્નતા વડે તું આત્માને પોતાના અંતઃકરણમાં "આ હું છું." એમ સાક્ષાત્ જાણ. જન્મ-મરણરૂપ તરંગવાળા અપાર સંસાર સમુદ્રને સારી રીતે તરીને વ્યાપક બ્રહ્મરૂપમાં અભેદભાવે દૃઢ સ્થિતિ કરી કૃતાર્થ થા. ૧૩૬

**અત્રાનાત્મન્યહમિતિ મતિર્બન્ધ એષોઽસ્ય પુંસઃ,**
**પ્રાપ્તોઽજ્ઞાનાજ્જનન મરણુ ક્લેશ સમ્પાતહેતુઃ ।**
**યેનૈવાયં વપુરિદમસત્સત્યમિત્યાત્મ બુદ્ધ્યા,**
**પુષ્યત્યુક્ષત્યવતિ વિષયૈસ્તન્તુભિઃ કોશકૃદ્વત્ ॥ ૧૩૭ ॥**

અહિં અનાત્મ વસ્તુમાં હું એવી બુદ્ધિરૂપ આ બંધ જીવાત્માને કેવળ સ્વસ્વરૂપના અજ્ઞાનથીજ થયો છે. અને એજ જન્મ-મરણથી થતા ક્લેશની પ્રાપ્તિનો હેતુ છે. જેથી કરીને જ આ જીવ આ અસત્ શરીરને સત્ય એમ માનીને આત્મબુદ્ધિવડે તંતુઓથી કોશેટાની-રેશમના કીડાની પેઠે આ શરીરનું વિષયોથી પોષણુ, માર્જન અને રક્ષણુ કરે છે. ૧૩૭

### અજ્ઞાન એજ બંધ

**અતસ્મિંસ્તદ્બુદ્ધિઃ પ્રભવતિ વિમૂઢસ્ય તમસા,**
**વિવેકાભાવાદ્વૈ સ્ફુરતિ ભુજગે રજ્જુધિષણા ।**
**તતોઽનર્થવ્રાતો નિપતતિ સમાદાતુરધિક-**
**સ્તતો યોઽસદ્ગ્રાહઃ સ હિ ભવતિ બન્ધઃ શ્રૃણુ સખે ॥૧૩૮॥**

અતત્માં તત્ બુદ્ધિ મૂઢાત્માને તમોગુણથી ઉત્પન્ન થાય છે. વિવેકના અભાવથી જ સર્પમાં દોરડીની બુદ્ધિ થાય છે; તેથી કરીને પકડવા જનારને અધિક અનર્થનો સમૂહ આવી પડે છે. તેટલા માટે હે સખે! સાંભળ, અસત્યનું સત્યરૂપે ગ્રહણુ એજ બંધ છે. ૧૩૮

અખંડ નિત્યાદ્વયબોધશક્ત્યા,
  સ્ફુરન્તમાત્માનમનન્ત વૈભવમ્ ।
સમાવૃણોત્યાવૃતિશક્તિરેષા,
  તમોમયી રાહુરિવાર્ક બિમ્બમ્ ॥ ૧૩૯ ॥

અખંડ, નિત્ય, અદ્વય, બોધ શક્તિથી પ્રકાશમાન અને અનંત વૈભવવાળા આત્માને આ તમોમયી આવરણશક્તિ સૂર્યને રાહુની પેઠે સારી રીતે ઢાંકી દે છે. ૧૩૯

તિરોભૂતે સ્વાત્મન્યમલતરતેજાવતિ પુમા,
  નનાત્માનં મોહાદહમિતિ શરીરં કલયતિ ।
તતઃ કામક્રોધ પ્રભૃતિભિરમું બન્ધનગુણૈઃ,
  પરં વિક્ષેપાખ્યા રજસ ઉરૂશક્તિર્વ્યથયતિ ॥૧૪૦॥

અતિ નિર્મલ અને તેજોમય સ્વાત્મા તિરોભૂત થતાં જીવ જડ શરીરને જ "હું છું" એમ મોહવશાત્ માને છે; તત્પશ્ચાત્ રજોગુણની વિક્ષેપનામક અદ્ભૂત શક્તિ કામક્રોધાદિરૂપ બંધનકારક ગુણોથી આ પુરૂષને અનેક પ્રકારની વ્યથા-પીડા કરે છે. ૧૪૦

મહામોહગ્રાહગ્રસનગલિતાત્માવગમનો,
  ધિયો નાનાવસ્થાઃ સ્વયમભિનયંસ્તદ્ગુણતયા ।
અપારે સંસારે વિષયવિષપૂરે જલનિધૌ,
નિમજ્યોન્મજ્યાયં ભ્રમતિ કુમતિઃ કુત્સિતગતિઃ ॥૧૪૧ ॥

મહામોહરૂપ મગરના ભક્ષણથી જેનું આત્મજ્ઞાન ગલિત થયું છે એવો નીચગતિવાળો કુબુદ્ધિ આ જીવ પોતે બુદ્ધિની અનેક પ્રકારની અવસ્થાઓને તેના ગુણની પેઠે અભિનય કરતો છતો વિષયરૂપ વિષથી પૂર્ણ અને પાર નહિ આવે એવા સંસાર સમુદ્રમાં ઉંચે ને નીચે ભમ્યા કરે છે. ૧૪૧

ભાનુપ્રભાસંજનિતાભ્રપંક્તિ,
ભાંનું તિરોધાય વિજૃમ્ભતે યથા ।
આત્મોદિતાહંકૃતિરાત્મતત્ત્વં,
તથા તિરોધાય વિજૃમ્ભતે સ્વયમ્ ॥ ૧૪૨ ॥

જેમ સૂર્યની પ્રભાથી ઉત્પન્ન થયેલ વાદળાંની હાર સૂર્યને ઢાંકી પોતે પ્રગટ થાય છે તેમ આત્માથી ઉત્પન્ન થયેલ અહંકાર આત્મ તત્ત્વને ઢાંકી પોતે પ્રગટ થાય છે. ૧૪૨

કવલિતદિનનાથે દુર્દિને સાન્દ્રમેઘૈ,
વ્યથયતિ હિમઝંઝાવાયુરૂગ્રો યથૈતાન્ ।
અવિરતતમસાઽઽત્મન્યાવૃતે મૂઢબુદ્ધિ,
ક્ષપયતિ બહુદુઃખૈસ્તીવ્રવિક્ષેપ શક્તિઃ ॥ ૧૪૩ ॥

જેમ ઉંધાધળા દિવસમાં ઘટાટોપ થયેલાં વાદળાંઓથી સૂર્ય ઢંકાઇ જવાથી ભયંકર તોફાની હિમાળુ પવન આ વાદળાંઓને વ્યથા કરે છે તેમ અવિરત તમોગુણથી આત્મા ઢંકાઇ જવાથી તીવ્ર વિક્ષેપશકિત મૂઢબુદ્ધિવાળા પુરૂષને અનેક પ્રકારનાં દુઃખોથી પીડા કરે છે. ૧૪૩

એતાભ્યામેવ શક્તિભ્યાં બન્ધઃ પુંસઃ સમાગતઃ ।
યાભ્યાં વિમોહિતો દેહં મત્વાઽઽત્માનં ભ્રમત્યયમ્ ॥૧૪૪॥

આ બન્ને પ્રકારની (વિક્ષેપ–આવરણ) શકિતથી જ પુરૂષને બંધનની પ્રાપ્તિ થઇ છે; આથી જ વિમોહિત થઇ આ સ્થૂલદેહને આત્મારૂપ માની ભવાટવીમાં ભમ્યા કરે છે. ૧૪૪

બીજં સંસૃતિભૂમિજસ્ય તુ તમો દેહાત્મધીરંકુરો,
રાગઃપલ્લવમમ્બુ કર્મ તુ વપુઃ સ્કન્ધોઽસવઃ શાખિકાઃ ।
અગ્રાણીન્દ્રિયસંહતિશ્ચ વિષયાઃ પુષ્પાણિ દુઃખં ફલં,
નાનાકર્મસમુદ્ભવં બહુવિધં ભોક્તાઽત્ર જીવઃ ખગઃ ॥૧૪૫॥

સંસારરૂપ વૃક્ષનું બીજ અજ્ઞાન છે, દેહાત્મબુદ્ધિ અંકુર છે, રાગ પાંદડાં છે, કર્મ જલ છે, શરીર થડ છે, પ્રાણ શાખાઓ છે, ઇંદ્રિયસમૂહ શાખાઓના અગ્રભાગ છે, વિષયો ફુલ છે, અનેક પ્રકારનાં કર્મથી ઉત્પન્ન થયેલું બહુવિધ દુઃખ ફલ છે અને અહિં (સંસારરૂપ વૃક્ષમાં) દુઃખફલને ભોગવનારો જીવ પક્ષી છે. ૧૪૫

**અજ્ઞાનમૂલોઽયમનાત્મ બન્ધો,**
**નૈસર્ગિકોઽનાદિરનંત ઇરિતઃ ।**
**જન્માપ્યયવ્યાધિજરાદિ દુઃખ,**
**પ્રવાહપાતં જનયત્યમુષ્ય ॥ ૧૪૬ ॥**

આ અજ્ઞાનજનિત અનાત્મ-બંધ નૈસર્ગિક, અનાદિ અને અનંત કહ્યો છે. આ બંધ આ જીવાત્માને જન્મ, મરણ, વ્યાધિ અને જરાદિ દુઃખરૂપ પ્રવાહમાં પાડયા કરે છે. ૧૪૬

**નાસ્ત્રૈર્ન શસ્ત્રૈરનિલેન વહ્નિના,**
**છેત્તું ન શક્યો ન ચ કર્મકોટિભિઃ ।**
**વિવેકવિજ્ઞાન મહાસિના વિના,**
**ધાતુઃ પ્રસાદેન સિતેન મંજુના ॥ ૧૪૭ ॥**

આત્મપ્રસાદથી પ્રાપ્ત થયેલ તેજસ્વી અને મનોહર વિવેક-વિજ્ઞાનરૂપ મહાખડ્ગ વિના આ બંધ અસ્ત્રથી, શસ્ત્રથી, પવનથી, અગ્નિથી કે કરોડો કર્મથી પણ છેદવો શકય નથી. ૧૪૭

**શ્રુતિપ્રમાણૈકમતેઃ સ્વધર્મ-**
**નિષ્ઠા તયૈવાત્મવિશુદ્ધિરસ્ય ।**
**વિશુદ્ધ બુદ્ધેઃ પરમાત્મવેદનં,**
**તેનૈવ સંસાર સમૂલનાશઃ ॥ ૧૪૮ ॥**

શ્રુતિ પ્રમાણમાં એક બુદ્ધિવાળાને સ્વધર્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે, તેનાથીજ આની આત્મશુદ્ધિ થાય છે, વિશુદ્ધ બુદ્ધિવાળાને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે અને તે પરમાત્માના સાક્ષાત્કારથીજ

સંસારનો મૂલસહિત નાશ થાય છે. ૧૪૮

**કોશૈરન્નમયાદ્યૈઃ પંચભિરાત્મા ન સંવૃતો ભાતિ ।**
**નિજશક્તિસમુત્પન્નૈઃ શૈવાલપટલૈરિવામ્બુ વાપિસ્થમ્ ॥૧૪૯॥**

શૈવાલના સમૂહથી વાવમાં રહેલા જલની પેઠે પોતાની શક્તિથી ઉત્પન્ન થયેલ અન્નમયાદિ પાંચ કોશો વડે ઢંકાઈ ગયેલો આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રતીત થતો નથી. ૧૪૯

**તચ્છૈવાલાપનયે સમ્યક્ સલિલં પ્રતીયતે શુદ્ધમ્**
**તૃષ્ણાસંતાપહરં સદ્યઃ સૌખ્યપ્રદં પરં પુંસઃ ॥૧૫૦॥**

તે શૈવાલને દૂર કરવાથી પુરૂષને શુદ્ધ, તૃષ્ણા–સંતાપને હરનારૂં, તુરત આનંદ આપનારૂં અને ઉત્તમ પ્રકારનું જલ સ્પષ્ટપણે પ્રતીત થાય છે. ૧૫૦

**પંચાનામપિ કોશાનામપવાદે વિભાત્યયં શુદ્ધઃ ।**
**નિત્યાનંદૈક રસઃ પ્રત્યગ્રૂપઃ પરં સ્વયંજ્યોતિઃ ॥૧૫૧॥**

અન્નમયાદિ પાંચ કોશોનો અપવાદ કરવાથી આ શુદ્ધ, નિત્ય, આનંદ સ્વરૂપ, એકરસ, પ્રત્યગ્રૂપ, શ્રેષ્ઠ, અને સ્વયંપ્રકાશ આત્મા સારી રીતે પ્રકાશે છે. ૧૫૧

**આત્માનાત્મવિવેકઃ કર્તવ્યો બન્ધમુક્તયે વિદુષા ।**
**તેનૈવાનન્દી ભવતિ સ્વં વિજ્ઞાય સચ્ચિદાનન્દમ્ ॥૧૫૨॥**

વિદ્વાન્ માણસે ભવબંધથી મુક્ત થવા માટે આત્મ–અનાત્મનો વિવેક કરવા યોગ્ય છે; તેનાથીજ તે પોતાને સચ્ચિદાનંદ સ્વરૂપ જાણીને આનંદી થાય છે. ૧૫૨

**મુઞ્જાદિષીકામિવ દૃશ્યવર્ગા–**
**ત્પ્રત્યંચમાત્માનમ સંગમક્રિયમ્ ।**
**વિવિચ્ય તત્ર પ્રવિલાપ્ય સર્વં,**
**તદાત્મના તિષ્ઠતિ યઃ સ મુક્તઃ ॥૧૫૩॥**

જે પુરૂષ મુંજથી મુંજની સળીની પેઠે અસંગ અને અક્રિય

પ્રત્યગાત્માને દૃશ્યવર્ગથી જુદો કરી તેમજ સર્વ દૃશ્ય પ્રપંચનો તે આત્મામાં સારી રીતે લય કરીને આત્મરૂપે રહે છે તે મુક્ત છે. ૧૫૩

**પાંચ કોશોનું અનાત્મપણું**

**દેહોઽયમન્ન ભવનોઽન્નમયસ્તુ કોશ-**
**શ્ચાન્નેન જીવતિ વિનશ્યતિ તદ્વિહીનઃ ।**
**ત્વક્ચર્મમાંસ રૂધિરાસ્થિપુરીષરાશિ-**
**ર્નાયં સ્વયં ભવિતુમર્હતિ નિત્યશુદ્ધઃ ॥૧૫૪॥**

અન્નથી ઉત્પન્ન થયેલો આ દેહ અન્નમયકોશ છે, અન્નથી જીવે છે અને તેના વિના વિનાશ પામે છે. ત્વચા, ચર્મ, માંસ, લોહી, હાડકાં અને વિષ્ટાના સમૂહરૂપ આ દેહ પોતે નિત્યશુદ્ધ આત્મા થવાને માટે લાયક નથી. ૧૫૪

**પૂર્વં જનેરધિ મૃતેરપિ નાયમસ્તિ,**
**જાત ક્ષણઃ ક્ષણગુણોઽનિયત સ્વભાવઃ ।**
**નૈકો જડશ્ચ ઘટવત્પરિદૃશ્યમાનઃ,**
**સ્વાત્મા કથં ભવતિ ભાવવિકારવેત્તા ॥૧૫૫॥**

જન્મની પ્હેલાં અથવા મરણની પાછળ પણ આ દેહ હોતો નથી. ક્ષણમાં જન્મનારો, ક્ષણમાં વિકૃતિ પામનારો, અસ્થિર સ્વભાવવાળો, અનેક રૂપ, જડ અને ઘડાની પેઠે સારી રીતે જોવામાં આવનારો આ દેહ જન્માદિ ભાવવિકારોનો સાક્ષી સ્વાત્મા કેવી રીતે થાય? ૧૫૫

**પાણિપાદાદિમાન્દેહો નાત્મા વ્યંગેઽપિ જીવનાત્ ।**
**તચ્છક્તેરનાશાચ્ચ ન નિયમ્યો નિયામકઃ ॥૧૫૬॥**

અંગ-નાશ થતાં પણ જીવવાથી અને તેની શક્તિનો નાશ નહિ થવાથી હાથ પગાદિવાળો આ દેહ આત્મા નથી. આથી સિદ્ધ થાય છે કે આત્મા નિયમ્ય નથી પણ નિયામક છે. ૧૫૬

**દેહતદ્ધર્મતત્કર્મ તદવસ્થાદિ સાક્ષિણઃ ।**
**સ્વત એવ સ્વતઃ સિદ્ધં તદ્વૈલક્ષણ્યમાત્માનઃ ॥૧૫૭॥**

દેહ, તેના ધર્મ, તેનાં કર્મ અને તેની અવસ્થાદિના સાક્ષી આત્માનું તેનાથી વિલક્ષણપણું કોઇ પણ પ્રકારના પ્રમાણની અપેક્ષા વિનાજ સ્વતઃ સિદ્ધ છે. ૧૫૭

**કુલ્યરાશિર્માસલિપ્તો મલપૂર્ણોઽતિકશ્મલઃ ।**
**કથં ભવેદયં વેત્તા સ્વયમેતદ્વિલક્ષણઃ ॥૧૫૮॥**

અસ્થિસમૂહરૂપ, માંસથી લિપ્ત, મલથી પૂર્ણ અને અતિ મલિન આ દેહ, આથી વિલક્ષણ અને પોતાની મેળે જાણનાર આત્મારૂપ કેવી રીતે થઇ શકે? ૧૫૮

**ત્વઙ્માંસમેદોઽસ્થિપુરીષરાશા-**
**વહંમતિં મૂઢજનઃ કરોતિ ।**
**વિલક્ષણં વેત્તિ વિચારશીલો,**
**નિજસ્વરૂપં પરમાર્થભૂતમ્ ॥૧૫૯॥**

ત્વચા, માંસ, મેદ, અસ્થિ અને વિષ્ટાના રાશિરૂપ દેહમાં મૂઢ પુરૂષજ અહંપણાની બુદ્ધિ કરે છે. વિચારશીલ તો પરમાર્થભૂત પોતાના આત્માને તેનાથી વિલક્ષણજ જાણે છે. ૧૫૯

**દેહોઽહમિત્યેવ જડસ્ય બુદ્ધિ-**
**ર્દેહે ચ જીવે વિદુષસ્ત્વહંધીઃ ।**
**વિવેકવિજ્ઞાનવતો મહાત્મનો,**
**બ્રહ્માહમિત્યેવ મતિઃ સદાત્મનિ ॥૧૬૦॥**

"હું દેહજ છું" એવી જડની બુદ્ધિ હોય છે, પરોક્ષ જ્ઞાની વિદ્વાનને દેહ અને જીવ ઉભયમાં હુંપણાની બુદ્ધિ હોય છે અને વિવેકવિજ્ઞાનવાળા મહાત્માને સદ્રૂપ આત્મમાં "હું બ્રહ્મજ છું" એવી બુદ્ધિ હોય છે. ૧૬૦

**અત્રાત્મબુદ્ધિં ત્યજ મૂઢબુદ્ધે,**
**ત્વઙ્માંસમેદોઽસ્થિપુરીષરાશૌ ।**
**સર્વાત્મનિ બ્રહ્મણિ નિર્વિકલ્પે,**
**કુરુષ્વ શાંતિં પરમાં ભજસ્વ ॥૧૬૧॥**

હે મૂઢ બુદ્ધિવાળા પુરૂષ! ત્વચા, માંસ, મેદ, અસ્થિ અને વિષ્ટાના રાશિરૂપ આ દેહમાં રહેલી આત્મબુદ્ધિને ત્યજ, અને સર્વાત્મ રૂપ નિર્વિકલ્પ બ્રહ્મમાં હું પણાની બુદ્ધિ કરી પરમ શાંતિને અનુભવ. ૧૬૧

**દેહેન્દ્રિયાદાવસતિ ભ્રમોદિતાં,**
**વિદ્વાનહન્તાં ન જહાતિ યાવત્ ।**
**તાવન્ન તસ્યાસ્તિ વિમુક્તિ વાર્તા-**
**પ્યસ્ત્વેષ વેદાન્તનયાન્તદર્શી ॥૧૬૨॥**

જ્યાં સુધી વિદ્વાન્ દેહ અને ઇંદ્રિયાદિમાં ભ્રમથી ઉત્પન્ન થયેલા અહંતાને ત્યજતો નથી ત્યાં સુધી ભલે તે વેદાન્ત સિદ્ધાન્તને સારી રીતે જાણનાર હોય છતાં તેની વિમુક્તિની વાર્તા પણ નથી. ૧૬૨

**છાયા શરીરે પ્રતિબિમ્બગાત્રે,**
**યત્સ્વપ્ન દેહે હૃદિ કલ્પિતાંગે ।**
**યથાત્મબુદ્ધિસ્તવ નાસ્તિ કાચિ-**
**જ્જીવ ચ્છરીરે ચ તથૈવ માઽસ્તુ ॥૧૬૩॥**

જેમ શરીરની છાયામાં, પ્રતિબિંબિત ગાત્રમાં, સ્વપ્નના દેહમાં અને મનમાં કલ્પેલા અંગમાં તને કાંઇ પણ આત્મબુદ્ધિ નથી, તેમજ જીવતા શરીરમાં પણ તને કાંઇ પણ આત્મબુદ્ધિ ન હો. ૧૬૩

**દેહાત્મધીરેવ નૃણામસદ્ધિયાં**
**જન્માદિ દુઃખ પ્રભવસ્ય બીજમ્ ।**

યતસ્તતસ્ત્વં જહિ તાં પ્રયત્ના-
ત્યક્તે તુ ચિત્તે ન પુનર્ભવાશા ॥૧૬૪॥

જેથી અસત્ બુદ્ધિવાળા મનુષ્યોને દેહાત્મબુદ્ધિજ જન્માદિ-દુઃખની ઉત્પત્તિનું કારણ છે. તેટલા માટે પ્રયત્નથી તે દેહાત્મબુદ્ધિનો તું ત્યાગ કર; કારણકે ચિત્તમાંથી તેનો ત્યાગ થાતાં ફરી જન્મની આશા નથી. ૧૬૪

કર્મેંદ્રિયૈઃ પંચભિરંચિતોઽયં,
પ્રાણો ભવેત્પ્રાણમયસ્તુ કોશઃ ।
યેનાત્મવાનન્નમયોઽન્ન પૂર્ણઃ,
પ્રવર્તતેઽસૌ સકલ ક્રિયાસુ ॥૧૬૫॥

હાથપગાદિ પાંચ કર્મેંદ્રિયો સહિત આ પાંચ પ્રાણ પ્રાણમય કોશ થાય છે. જેના વડે અન્નથી ભરેલો અન્નમય કોશ આત્મવાન બની સર્વ પ્રકારની ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. ૧૬૫

નૈવાત્માપિ પ્રાણમયો વાયુવિકારો,
ગન્તાઽન્તા વાયુવદન્તર્બહિરેષઃ ।
યસ્માત્ કિંચિત્કવાપિ ન વેત્તીષ્ટ મનિષ્ટમ્
સ્વં વાઽન્યં વા કિંચન નિત્યં પરતંત્ર ॥૧૬૬॥

જેથી કદિએ કાંઇ પણ ઇષ્ટ કે અનિષ્ટને અને પોતાને કે બીજા કોઇને જાણતો નથી, કાયમ પરાધીન છે, વાયુની પેઠે અંતર ને બહાર ગમનાગમન કરનારો છે અને વાયુના વિકાર રૂપ છે તેથી આ પ્રાણમય કોશ પણ આત્મા નથીજ. ૧૬૬

જ્ઞાનેંદ્રિયાણિ ચ મનશ્ચ મનોમયઃ સ્યા-
ત્કોશો મમાહમિતિ વસ્તુવિકલ્પ હેતુઃ ।
સંજ્ઞાદિભેદકલનાકલિતો બલીયાં-
સ્તત્પૂર્વ કોશમભિપૂર્ય વિજૃમ્ભતે યઃ ॥૧૬૭॥

શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન મળીને મનોમય કોશ થાય છે. તે "હું અને મ્હારૂં" આવી વસ્તુના વિકલ્પનો હેતુ છે. જે સંજ્ઞાદિભેદક કલ્પનાવાળો અને વધારે બલવાન્ છે તે પૂર્વના પ્રાણમય કોશને સર્વ બાજુથી પૂર્ણ કરીને પ્રકાશે છે. ૧૬૭

પંચેન્દ્રિયૈઃ પંચભિરેવ હોતૃભિઃ
પ્રચીયમાનો વિષયાજ્યધારયા ।
જાજ્વલ્યમાનો બહુવાસનેન્ધનૈ-
ર્મનોમયાગ્નિર્દહતિ પ્રપંચમ્ ॥૧૬૮॥

પાંચ જ્ઞાનેંદ્રિયો રૂપ પાંચ હોતાઓથીજ પ્રચીયમાન તથા અનેક વાસનાઓરૂપ લાકડાંથી અને શબ્દાદિ વિષયરૂપ ઘીની ધારાથી પ્રજ્વલિત આ મનોમય કોશરૂપ અગ્નિ વિશ્વપ્રપંચને પ્રાપ્ત કરે છે. ૧૬૮

ન હ્યસ્ત્યવિદ્યા મનસોઽતિરિક્તા,
મનોહ્યવિદ્યા ભવબન્ધહેતુઃ ।
તસ્મિન્વિનષ્ટે સકલં વિનષ્ટં,
વિજૃમ્ભિતેઽસ્મિન્સકલં વિજૃમ્ભતે ॥૧૬૯॥

મનથી અતિરિક્ત અવિદ્યા ભવ-બંધના હેતુભૂત નથીજ. મનજ અવિદ્યા છે. તે મનના વિનાશમાં સર્વ જગત્ વિનાશ પામે છે અને આ મનના વિસ્તારમાં સર્વ જગત્ વિસ્તાર પામે છે. ૧૬૯

સ્વપ્નેઽર્થશૂન્યે સૃજતિ સ્વશક્ત્યા,
ભોક્ત્રાદિ વિશ્વં મન એવ સર્વમ્ ।
તથૈવ જાગ્રત્યપિનો વિશેષ-
સ્તત્સર્વમેતન્મનસો વિજૃમ્ભણમ્ ॥૧૭૦॥

જેમ પદાર્થશૂન્ય સ્વપ્નાવસ્થામાં મનજ પોતાની શક્તિ વડે ભોક્તાદિ સર્વ વિશ્વને સૃજે છે તેમ જાગ્રદવસ્થામાં પણ કોઇ બીજી વિશેષતા નથી, તે સર્વ આ મનનોજ વિલાસ માત્ર છે. ૧૭૦

**સુષુપ્તિકાલે મનસિ પ્રલીને,**
**નૈવાસ્તિ કિંચિત્સકલ પ્રસિદ્ધેઃ ।**
**અતો મનઃ કલ્પિત એવ પુસઃ,**
**સંસાર એતસ્ય ન વસ્તુતોઽસ્તિ ॥૧૭૧॥**

સુષુપ્તિકાલમાં મન વિલીન થવાથી કાંઇ પણ પ્રતીત થતુંજ નથી, આ સર્વત્ર પ્રસિદ્ધ વાર્તા છે. એટલા માટે આ પુરૂષનો સંસાર મનઃકલ્પિતજ છે; વસ્તુતઃ નથીજ. ૧૭૧

**વાયુનાઽઽનીયતે મેઘઃપુનસ્તેનૈવ નીયતે ।**
**મનસા કલ્પ્યતે બન્ધો મોક્ષ સ્તેનૈવ કલ્પ્યતે ॥૧૭૨॥**

જેવી રીતે વાયુથીજ વરસાદ લાવી શકાય છે અને ફરી તેનાથીજ લઇ જવાય છે તેમ મનથીજ બંધ કલ્પાય છે અને તેનાથીજ મોક્ષ કલ્પાય છે. ૧૭૨

**દેહાદિ સર્વ વિષયે પરિકલ્પ્ય રાગં,**
**બધ્નાતિ તેન પુરૂષં પશુવદ્ગુણેન ।**
**વૈરસ્યમત્ર વિષવત્સુવિધાય પશ્ચા-**
**દેનં વિમોચયતિ તન્મન એવ બન્ધાત ॥૧૭૩॥**

તે મનજ દેહાદિ સર્વ વિષયોમાં આસક્તિ ઉપજાવીને તે આસક્તિથી પુરૂષને પશુની પેઠે બાંધે છે અને પછી તેજ મન અહિં ( દેહાદિમાં ) વિતૃષ્ણતા ઉપજાવીને આ પુરૂષને બંધનથી વિમુક્ત કરે છે. ૧૭૩

**તસ્માન્મનઃ કારણમસ્ય જન્તો-**
**ર્બન્ધસ્ય મોક્ષસ્ય ચ વા વિધાને ।**
**બન્ધસ્ય હેતુર્મલિનં રજોગુણૈ-**
**ર્મોક્ષસ્ય શુદ્ધં વિરજસ્તમસ્કં ॥૧૭૪॥**

તેથી આ જીવના બંધ અને મોક્ષના વિધાનમાં મન કારણ છે.

રજોગુણથી મલિન થયેલું મન બંધના હેતુરૂપ છે અને રજસ તથા તમસથી રહિત શુદ્ધ સત્ત્વવાળું મન મોક્ષના હેતુરૂપ છે. ૧૭૪

**વિવેક વૈરાગ્ય ગુણાતિરેકા-**
**च्छुद्धत्वमासाद्य મનો વિમુક્ત્યૈ ।**
**ભવત્યતો બુદ્ધિમતો મુમુક્ષો-**
**સ્તાભ્યાં દૃઢાભ્યાં ભવિતવ્યમગ્રે ॥૧૭૫॥**

વિવેક-વૈરાગ્યરૂપ ગુણની વૃદ્ધિથી શુદ્ધત્વને પ્રાપ્ત કરી મન જીવને વિમોક્ષ આપવા માટે શક્તિમાન બને છે; આથી બુદ્ધિશાળી મુમુક્ષુએ સૌથી પહેલાં તે બન્નેની દૃઢતાવાળા થવું જોઇએ. ૧૭૫

**મનો નામ મહાવ્યાઘ્રો વિષયારણ્યભૂમિષુ ।**
**ચરત્યત્ર ન ગચ્છન્તુ સાધવો યે મુમુક્ષવઃ ॥૧૭૬॥**

શબ્દાવિષયરૂપ અરણ્યભૂમિમાં મન નામનો મોટો વાઘ ફરે છે; જે મોક્ષની ઇચ્છાવાળા સાધુજનો હોય તેમણે અહિં જવું નહિ. ૧૭૬

**મનઃપ્રસૂતે વિષયાનશેષા-**
**ન્સ્થૂલાત્મના સૂક્ષ્મતયા ચ ભોક્તુઃ ।**
**શરીર વર્ણાશ્રમ જાતિ ભેદા-**
**ન્ગુણક્રિયાહેતુફલાનિ નિત્યમ્ ॥૧૭૭॥**

સ્થૂલ-સૂક્ષ્મ સમગ્ર વિષયોને, ભોક્તાના શરીર, વર્ણ, આશ્રમ અને જાતિ ભેદોને તથા ગુણ, ક્રિયા, હેતુ અને ફલને મન ઉત્પન્ન કરે છે. ૧૭૭

**અસંગ ચિદ્રૂપમમું વિમોહ્ય,**
**દેહેન્દ્રિય પ્રાણગુણૈર્નિબધ્ય ।**
**અહંમમેતિ ભ્રમયત્યજસ્રં,**
**મનઃ સ્વકૃત્યેષુ ફલોપભુક્તિષુ ॥૧૭૮॥**

આ અસંગ ચિદ્રૂપ આત્માને વિમોહિત કરીને દેહ, ઇંદ્રિય,

પ્રાણુ અને ગુણથી બાંધીને સ્વકૃત ફલોપભોગમાં “ હું મ્હારૂં ” આવી બુદ્ધિથી ભમાવે છે. ૧૭૮

**અધ્યાસ દોષાત્પુરૂષસ્ય સંસૃતિ-**
**રધ્યાસબન્ધ સ્ત્વમુનૈવ કલ્પિતઃ ।**
**રજસ્તમોદોષવતોઽવિવેકિનો,**
**જન્માદિ દુઃખસ્ય નિદાનમેતત્ ॥૧૭૯॥**

રજોગુણ અને તમોગુણ ઉભય દોષયુક્ત અવિવેકી પુરૂષના અધ્યાસરૂપ દોષથી સંસાર પ્રાપ્ત થાય છે. આ અધ્યાસરૂપ બંધ પણ આ મનનેજ કલ્પેલો છે, તેથી જન્માદિદુઃખનું કારણ આ મન છે. ૧૭૯

**અતઃ પ્રાહુર્મનોઽવિદ્યાં પંડિતાસ્તત્ત્વદર્શિનઃ ।**
**યેનૈવ ભ્રામ્યતે વિશ્વં વાયુનેવાભ્રમંડલમ્ ॥૧૮૦॥**

આટલા માટે તત્ત્વદર્શી પંડિતો મનને અવિદ્યા કહે છે; જેના વડેજ વાયુથી મેઘમંડલની પેઠે સમગ્ર વિશ્વ ભમાઇ રહ્યું છે. ૧૮૦

**તન્મનઃ શોધનં કાર્યં પ્રયત્નેન મુમુક્ષુણા ।**
**વિશુદ્ધે સતિ ચૈતસ્મિન્મુક્તિઃ કરફલાયતે ॥૧૮૧॥**

મુમુક્ષુએ પ્રયત્નથી તે મનનું શોધન કરવું જોઇએ, કારણકે આ મન વિશુદ્ધ થવાથી મુક્તિ હાથમાં રાખેલા ફલના જેવી જણાય છે. ૧૮૧

**મોક્ષૈકસક્ત્યા વિષયેષુ રાગં,**
**નિર્મૂલ્ય સંન્યસ્ય ચ સર્વ કર્મ ।**
**સચ્છ્રદ્ધયા યઃ શ્રવણાદિનિષ્ઠો,**
**રજઃસ્વભાવં સ ધુનોતિ બુદ્ધેઃ ॥૧૮૨॥**

મોક્ષપરની પરમપ્રીતિ વડે વિષયાસક્તિને નિર્મૂલ કરીને તથા સર્વ કર્મનો ત્યાગ કરીને, સદ્રૂપ બ્રહ્મમાં શ્રદ્ધાવડે જે શ્રવણાદિ સાધનમાં નિષ્ઠાવાળો થાય છે તે બુદ્ધિના રજોગુણી સ્વભાવને દૂર કરી શકે છે. ૧૮૨

મનોમયે નાપિ ભવેત્પરાત્મા,
હ્યાદ્યન્તવત્ત્વાત્પરિણામિ ભાવાત્ ।
દુઃખાત્મકત્વાદ્વિષયત્વ હેતો-
દ્રષ્ટા હિ દૃશ્યાત્મતયા ન દૃષ્ટઃ ॥૧૮૩॥

મનોમય કોશ પણ આદિ-અંતવાળો, પરિણામી, દુઃખરૂપપણાવાળો અને વિષયત્વ હેતુવાળો હોવાથી આત્મા નથી; કારણકે દ્રષ્ટા કદિ પણ દસ્યપણાથી જોવામાં આવ્યો નથીજ. ૧૮૩

બુદ્ધિ ર્બુદ્ધીન્દ્રિયૈઃ સાર્ધં સવૃત્તિઃ કર્તૃલક્ષણઃ ।
વિજ્ઞાનમયકોશઃ સ્યાત્પુંસઃ સંસારકારણમ્ ॥૧૮૪॥

શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયો સહિત વૃત્તિયુક્ત બુદ્ધિ કર્તાપણાના લક્ષણવાળો વિજ્ઞાનમય કોશ કહેવાય છે. તેજ પુરૂષને સંસારના કારણરૂપ છે. ૧૮૪

અનુવ્રજચ્ચિત્પ્રતિબિમ્બશક્તિ-
ર્વિજ્ઞાનસંજ્ઞઃ પ્રકૃતેર્વિકારઃ ।
જ્ઞાનક્રિયાવાનહમિત્યજસ્રં,
દેહેન્દ્રિયાદિષ્વભિમન્યતે ભૃશમ્ ॥૧૮૫॥

ચિત્તાદિના સાથે જનાર ચેતનની પ્રતિબિંબિત શક્તિ વિજ્ઞાન સંજ્ઞાવાળી હોઈ માયાના કાર્યરૂપ છે અને તેજ "હું જ્ઞાનવાન છું, હું ક્રિયાવાન્ છું" એવા પ્રકારનું નિરંતર અભિમાન દેહેંદ્રિયાદિમાં કરે છે. ૧૮૫

અનાદિકાલોઽયમહંસ્વભાવો,
જીવઃ સમસ્ત વ્યવહાર વોઢા ।
કરોતિ કર્માણ્યપિ પૂર્વવાસનઃ
પુણ્યાન્યપુણ્યાનિ ચ તત્ફલાનિ ॥૧૮૬॥

**ભુંક્તે વિચિત્રાસ્વપિ યોનિષુ વ્રજ—**
**ન્નાયાતિ નિર્યાત્યધ ઊર્ધ્વમેષઃ ।**
**અસ્યૈવ વિજ્ઞાનમયસ્ય જાગ્રત્—**
**સ્વપ્નાદ્યવસ્થા સુખદુઃખભોગઃ ॥૧૮૭॥**

અનાદિકાલીન આ અહંસ્વાભાવવાળો જીવ સર્વ પ્રકારના વ્યવહારોને ચલાવનારો છે અને પૂવ વાસનાવાળો હોવાથી પુણ્ય-પાપરૂપ કર્મો કરે છે તથા તેનાં ફ્લોને ભોગવે છે. વિચિત્ર યોનિયોમાં ગમન કરતો છતો આ જીવ નીચે આવે છે અને ઉપર જાય છે. આ વિજ્ઞાનમય કોષની જ જાગ્રદ-સ્વપ્નાદિ અવસ્થાઓ છે અને સુખદુઃખરૂપ ભોગ પણ એનાજ છે. ૧૮૭

**દેહાદિનિષ્ઠાશ્રમધર્મકર્મ ગુણાભિમાનં સતતં મમેતિ ।**
**વિજ્ઞાનકોશોઽયમતિ પ્રકાશઃ પ્રકૃષ્ટ સાન્નિધ્યવશાત્પરાત્મનઃ ॥**
**અતો ભવત્યેષ ઉપાધિરસ્ય, યદાત્મધીઃ સંસરતિ ભ્રમેણ ॥૧૮૮॥**

પરબ્રહ્મની અતિ નિકટતામાં હોવાથી અતિ પ્રકાશવાળો આ વિજ્ઞાનમય કોશ દેહાદિમાં રહેલાં આશ્રમ, ધર્મ, કર્મ અને ગુણના અભિમાનને મ્હારાં એમ કાયમ માને છે. આથી આ વિજ્ઞાનમય કોશ આ આત્માની ઉપાધિ છે, જેમાં આત્મબુદ્ધિવાળો ભ્રમણાથી જન્મ-મરણરૂપ સંસારને પામે છે. ૧૮૮

**યોઽયં વિજ્ઞાનમયઃ પ્રાણેષુ હૃદિ સ્ફુરત્સ્વયંજ્યોતિઃ**
**કૂટસ્થઃ સન્નાત્મા કર્તાભોક્તા ભવત્યુપાધિસ્થઃ ॥૧૮૯॥**

જે આ વિજ્ઞાનમય પ્રાણ અને હૃદયમાં સ્વયંપ્રકાશરૂપે સ્ફુરે છે તે કૂટસ્થ આત્મા હોવા છતાં ઉપાધિવશાત્ કર્તા-ભોક્તા રૂપે થાય છે. ૧૮૯

**સ્વયં પરિચ્છેદમુપેત્ય બુદ્ધે—**
**સ્તાદાત્મ્ય દોષેણ પરં મૃષાત્મનઃ ।**

**સર્વાત્મકઃ સન્નપિ વીક્ષતે સ્વયં,**
**સ્વતઃ પૃથકત્વેન મૃદો ઘટાનિવ ॥૧૯૦॥**

મિથ્યાત્મક બુદ્ધિના તાદાત્મ્ય દોષથી વિશુદ્ધાત્મા પોતે પરિચ્છેદપણાને પામી પોતે સવરૂપ હોવા છતાં પણ માટીના ઘડાની પેઠે પોતાનાથી અન્યને જુદાપણા વડે જુએ છે. ૧૯૦

**ઉપાધિ સમ્બન્ધવશાત્પરાત્મા**
**હ્યુપાધિ ધર્માનનુભાતિ તદ્‌ગુણઃ ।**
**અયોવિકારાનવિકારિવહ્નિવ—**
**ત્સદૈકરૂપોઽપિ પરઃ સ્વભાવાત્ ॥૧૯૧॥**

ઉપાધિના સંબંધવશાત્ પરમાત્મા પોતે સ્વભાવથી સદા એકરૂપ હોવા છતાં પણ લોઢાના વિકારથી અવિકારી અગ્નિની પેઠે તેના ગુણવાળો તથા ઉપાધિ ધર્મવાળો જણાય છે. ૧૯૧

**॥ શિષ્ય ઉવાચ ॥**

**ભ્રમેણાપ્યન્યથા વાઽસ્તુ જીવભાવઃ પરાત્મનઃ ।**
**તદુપાધેરનાદિત્વાન્નાનાદેર્નાશ ઇષ્યતે ॥૧૯૨॥**

શિષ્ય પૂછે છેઃ—હે ગુરૂદેવ! પરમાત્માનો જીવભાવ ભ્રાંતિથી હો અથવા કોઇ અન્ય કારણથી હો પરંતુ તેની ઉપાધિના અનાદિપણાથી અનાદિ વસ્તુનો નાશ થઈ શકે નહિ. ૧૯૨

**અતોઽસ્ય જીવભાવોઽપિ નિત્યા ભવતિ સંસૃતિઃ ।**
**ન નિવર્તેત તન્મોક્ષઃ કથં મે શ્રીગુરો વદ ॥૧૯૩॥**

આથી આનો જીવભાવ પણ દૂર થાય નહિ અને સંસાર નિત્યરૂપે થાય તો તેનો મોક્ષ કેવી રીતે? તે મને કૃપા કરી કહો. ૧૯૩

**॥ શ્રીગુરૂરૂવાચ ॥**

**સમ્યક્પૃષ્ટં ત્વયા વિદ્વન્સાવધાનેન તચ્છૃણુ ।**
**પ્રામાણિકી ન ભવતિ ભ્રાંન્ત્યા મોહિત કલ્પના ॥૧૯૪॥**

શ્રી સદ્‌ગુરૂ કહે છેઃ—હે વિદ્વાન્ શિષ્ય ! તેં બરાબર પૂછ્યું છે. તેનો ઉત્તર સાવધાનપણાથી સાંભળ. ભ્રમણાથી કરેલી મોહિત કલ્પના સાચી થાય નહિ. ૧૯૪

**ભ્રાંતિ વિના ત્વસંગસ્ય, નિષ્ક્રિયસ્ય નિરાકૃતેઃ ।**
**ન ઘટેતાર્થસંબન્ધો નભસો નીલતાદિવત્ ॥૧૯૫॥**

અસંગ, નિષ્ક્રિય અને નિરાકાર આત્માનો વિષય–સંબંધ આકાશનો નીલતાદિ પેઠે ભ્રાંતિ વિના ઘટતો નથી. ૧૯૫

**સ્વસ્ય દ્રષ્ટુર્નિર્ગુણસ્યાક્રિયસ્ય,**
**પ્રત્યગ્બોધાનન્દરૂપસ્ય બુદ્ધેઃ ।**
**ભ્રાન્ત્યા પ્રાપ્તો જીવભાવો ન સત્યો,**
**મોહાપાયે નાસ્ત્યવસ્તુસ્વભાવાત્ ॥૧૯૬॥**

દ્રષ્ટા, નિર્ગુણ, અક્રિય, પ્રત્યાગાત્મા, જ્ઞાનસ્વરૂપ અને આનંદરૂપ સ્વાત્માને જીવભાવબુદ્ધિની ભ્રાંતિથી પ્રાપ્ત થયો છે. અવસ્તુના સ્વભાવથી મોહની નિવૃત્તિ થતાં તે જીવભાવ રહેતો નથી. ૧૯૬

**યાવદ્ભ્રાન્તિસ્તાવદેવાસ્ય સત્તા,**
**મિથ્યાજ્ઞાનો જૃમ્ભિતસ્ય પ્રમાદાત્ ।**
**રજ્જ્વાં સર્પો ભ્રાન્તિકાલીન એવ,**
**ભ્રાન્તેર્નાશે નૈવ સર્પોઽપિ તદ્વત્ ॥૧૯૭॥**

જેમ રજ્જુમાં સર્પ ભ્રાંતિકાલમાં જ હોય છે પણ ભ્રાંતિનો નાશ થતો નથીજ તેમ પ્રમાદથી મિથ્યા જ્ઞાનવડે ઉત્પન્ન થયેલ આ જીવભાવની સત્તા જ્યાં સુધી ભ્રાંતિ છે ત્યાં સુધીજ છે. ૧૯૭

**અનાદિત્વમવિદ્યાયાઃ કાર્યસ્યાપિ તથેષ્યતે ।**
**ઉત્પન્નાયાં તુ વિદ્યાયામાવિદ્યકમનાદ્યપિ ॥૧૯૮॥**
**પ્રબોધે સ્વપ્નવત્સર્વં સહમૂલં વિનશ્યતિ ।**
**અનાદ્યપીદં નો નિત્યં પ્રાગભાવ ઈવ સ્ફુટમ્ ॥૧૯૯॥**

અવિદ્યાનું અને તેના કાર્યનું પણ અનાદિપણું માનવામાં આવે છે, પણ જાગ્રત થતાં જેમ સમગ્ર સ્વપ્ન–પ્રપંચ મૂલસહિત વિનાશ પામે છે તેમ વિદ્યા ઉત્પન્ન થતાં અવિદ્યાજનિત સર્વ કાર્ય પણ મૂલસહિત વિનાશ પામે છે. અનાદિ છતાં આ અવિદ્યા પ્રાગ-ભાવની પેઠે નિત્ય નથી આ વાર્તા સ્પષ્ટ થાય છે. ૧૯૯

**અનાદેરપિ વિધ્વંસઃ પ્રાગભાવસ્ય વીક્ષિતઃ ।**
**યદ્બુદ્ધ્યુપાધિ સમ્બન્ધાત્પરિકલ્પિતમાત્મનિ ॥૨૦૦॥**

જેમ અનાદિ છતાં પણ પ્રાગભાવનો નાશ જોયો છે તેમ બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધથી આત્મામાં પરિકલ્પિત જે જીવભાવ તે પણ અનાદિ હોવા છતાં નાશવંત છે. ૨૦૦

**જીવત્વં ન તતોઽન્યસ્તુ સ્વરૂપેણ વિલક્ષણઃ ।**
**સમ્બન્ધઃ સ્વાત્મનો બુદ્ધ્યા મિથ્યાજ્ઞાન પુરઃસરઃ ॥૨૦૧॥**

તેનાથી જીવપણું જુદું નથી, અને સ્વરૂપથી વિલક્ષણ પણ નથી. સ્વાત્માનો બુદ્ધિના સાથે સંબંધ મિથ્યાજ્ઞાનને લઇનેજ છે. ૨૦૧

**વિનિવૃત્તિર્ભવેત્તસ્ય સમ્યગ્જ્ઞાનેન નાન્યથા ।**
**બ્રહ્માત્મૈકત્વવિજ્ઞાનં સમ્યગ્જ્ઞાનં શ્રુતેર્મતમ્ ॥૨૦૨॥**

તેની વિનિવૃત્તિ સ્વાત્મસ્વરૂપના યથાર્થજ્ઞાનથી જ થાય છે, બીજા કોઈ પણ પ્રકારે નહિ. બ્રહ્મ–આત્માનું એકપણારૂપ વિજ્ઞાન એજ યથાર્થ જ્ઞાન છે એમ શ્રુતિભગવતિનો મત છે. ૨૦૨

**તદાત્માનાત્મનોઃ સમ્યગ્વિવેકેનૈવ સિદ્ધ્યતિ ।**
**તતો વિવેક કર્તવ્યઃ પ્રત્યગાત્માસદાત્મનોઃ ॥૨૦૩॥**

તે યથાર્થજ્ઞાન આત્મ–અનાત્મના યથાર્થ વિવેકથીજ સિદ્ધ થાય છે, તેથી પ્રત્યગાત્માનો અને મિથ્યાત્માનો વિવેક કરવો જોઇએ. ૨૦૩

**જલં પંકવદત્યન્તં પંકાપાયે જલં સ્ફુટમ્ ।**
**યથા ભાતિ તથાઽઽત્માપિ દોષાભાવે સ્ફુટપ્રભઃ ॥૨૦૪॥**

જેમ કાદવવાળું જલ કાદવ દૂર થતાં વિશુદ્ધ જલરૂપે પ્રતીત થાય છે તેમ આત્મા પણ દોષના અભાવમાં સ્પષ્ટપણે પ્રકાશે છે. ૨૦૪

**અસન્નિવૃત્તૌ તુ સદાત્મના સ્ફુટં,**
**પ્રતીતિરેવાસ્ય ભવેત્પ્રતીચઃ ।**
**તતો નિરાસઃ કરણીય એવ,**
**સદાત્મનઃ સાધ્વહમાદિવસ્તુનઃ ॥૨૦૫॥**

અસત્ વસ્તુની નિવૃત્તિ થવાથીજ આ પ્રત્યગાત્માની સદ્રૂપે સ્પષ્ટ પ્રતીતિ થાય છે; તેથી જ સદ્રૂપ આત્મામાંથી અહંકારાદિ વસ્તુનો નિરાસ કરવા યોગ્ય છે. ૨૦૫

**અતો નાયં પરાત્મા સ્યાદ્વિજ્ઞાનમય શબ્દભાક્ ।**
**વિકારિત્વાજ્જડત્વાચ્ચ પરિચ્છિન્નત્વહેતુતઃ ॥**
**દૃશ્યત્વાદ્વ્યભિચારિત્વાન્નાનિત્યો નિત્ય ઇષ્યતે ॥૨૦૬॥**

આથી સિદ્ધ થાય છે કે આ વિજ્ઞાનમય સંજ્ઞાવાળો વિજ્ઞાનમય કોશ પણ આત્મા નથી. વિકારીપણાથી, પરિચ્છિન્નપણાના હેતુથી, દશ્યપણાથી અને વ્યભિચારીપણાથી અનિત્ય વસ્તુ નિત્યરૂપે માની શકાતી નથી. ૨૦૬

**આનંદપ્રતિબિમ્બચુમ્બિતતનુર્વૃત્તિસ્તમોજૃમ્ભિતા,**
**સ્યાદાનન્દમયઃ પ્રિયાદિગુણકઃ સ્વેષ્ટાર્થલાભોદયે ।**
**પુણ્યસ્યાનુભવે વિભાતિ કૃતિનામાનન્દરૂપઃ સ્વયં**
**સર્વો નન્દતિ યત્ર સાધુ તનુભાન્માત્રં પ્રયત્નં વિના ॥૨૦૭॥**

આનંદ સ્વરૂપ આત્માના પ્રભૂતિબિંબવાળી અને તમોગુણથી પ્રગટ થયેલી વૃત્તિ આનંદમય કોશ છે. તે આનંદમય કોશ પ્રિયાદિ ધર્મવાળો, પોતાના ઇષ્ટ પદાર્થના લાભમાં ઉદય પામનારો તથા પોતે આનંદરૂપ હોઇ પુણ્યના અનુભવમાં પુણ્યશાળી જીવોને સુસ્પષ્ટપણે પ્રતીત થાય છે; જેમાં સર્વ દેહધારી જીવો પ્રયત્ન વિના જ આનંદ પામે છે.

**આનંદમયકોશસ્ય સુષુપ્તૌ સ્ફૂર્તિરૂત્કટા ।**
**સ્વપ્નજાગરયોરીષદિષ્ટ સંદર્શનાદિના ॥ ૨૦૮ ॥**

આનંદમય કોશની ઉત્કટ સ્ફુર્તિ તો સુપુપ્તિ અવસ્થામાં થાય છે, અને સ્વપ્નમાં તથા જાગ્રત્માં ઇષ્ટ પદાર્થના સંદર્શનાદિથી થોડીજ સ્ફુર્તિ થાય છે. ૨૦૮

**નૈવાયમાનન્દમયઃ પરાત્મા,**
**સોપાધિકત્વાત્પ્રકૃતેર્વિકારાત્ ।**
**કાર્યત્વહેતોઃ સુકૃત ક્રિયાયા,**
**વિકાર સંઘાત સમાહિતત્વાત ॥૨૦૯॥**

ઉપાધિવાળો હોવાથી, પ્રકૃતિનો વિકાર હોવાથી, સુકૃત ક્રિયાના કાર્યપણારૂપ હેતુથી અને વિકારસંઘાતમાં સમાહિતપણાથી આ આનંદમય કોશ આત્મા નથી જ. ૨૦૯

**પંચાનામપિ કોશાનાં નિષેધે યુક્તિતઃ શ્રુતેઃ ।**
**તન્નિષેધાવધિઃ સાક્ષી બોધરુપોઽવશિષ્યતે ॥૨૧૦॥**

યુક્તિ અને શ્રુતિથી અન્નમયાદિ પાંચે કોશોનો નિષેધ થવાથી તે નિષેધના અવધિત બોધરૂપ સાક્ષી ચૈતન્ય બાકી રહે છે. ૨૧૦

**યોઽયમાત્મા સ્વયંજ્યોતિઃ પંચકોશઃવિલક્ષણઃ ।**
**અવસ્થાત્રયસાક્ષી સન્નિર્વિકારો નિરંજનઃ ॥**
**સદાનન્દઃ સ વિજ્ઞેયઃ સ્વાત્મત્વેન વિપશ્ચિતા ॥૨૧૧॥**

જે આ આત્મા સ્વયંજ્યોતિ છે, પાંચકોશોથી વિલક્ષણ છે, ત્રણ અવસ્થાનો સાક્ષી છતાં નિર્વિકારી છે, નિરંજન છે અને સદા આનંદસ્વરૂપ છે તે વિદ્વાન્ પુરૂષે સ્વાત્મપણાથી સારી રીતે જાણવા યોગ્ય છે. ૨૧૧

**શિષ્ય ઉવાચ ॥**

**મિથ્યાત્વેન નિષિદ્ધેષુ કોશેષ્વેતેષુ પંચસુ ।**
**સર્વાભાવં વિના કિંચિન્ન પશ્યામ્યત્ર હે ગુરો ।**

**વિજ્ઞેયં કિમુ વસ્ત્વસ્તિ સ્વાત્મનાઽઽત્મ વિપશ્ચિતા ॥૨૧૨॥**

શિષ્ય પૂછે છે:—હે ગુરૂદેવ ! મિથ્યાપણાથી આ પાંચે કોશોનો નિષેધ થતાં સર્વના અભાવ (શૂન્ય) વિના અન્ય કાંઇ પણ હું અહિં જોતો નથી; ત્યારે આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળા વિદ્વાન્ પુરૂષે કયી વસ્તુ પોતાના આત્મારૂપે જાણવા યોગ્ય છે? ૨૧૨

**શ્રીગુરૂરૂવાચ ॥**

**સત્યમુક્તં ત્વયા વિદ્વન્નિપુણોઽસિ વિચારણે ।**
**અહમાદિ વિકારાસ્તે તદભાવોઽયમપ્યનુ ॥ ૨૧૩ ॥**

**સર્વે યેનાનુભૂયન્તે યઃ સ્વયં નાનુભૂયતે ।**
**તમાત્માનં વેદિતારં વિદ્ધિ બુદ્ધ્યા સુસૂક્ષ્મયા ॥ ૨૧૪ ॥**

ગુરૂ કહે છે:—હે શિષ્ય! તેં સત્ય કહ્યું. તું આત્મસંબંધી વિચાર કરવામાં ખરેખર નિપુણ છે. અહંકારાદિ વિકારો તથા તે પછી તેનો અભાવ આ સર્વે જેનાવડે અનુભવાય છે અને જે પોતે અનુભવના વિષયરૂપ થતો નથી તે સર્વવિત્ આત્માને તું તારી સૂક્ષ્મતર બુદ્ધિથી તારા આત્મારૂપે જાણ. ૨૧૩. ૨૧૪.

**તત્સાક્ષિકં ભવેત્તત્તદ્યદ્યદ્યેનાનુભૂયતે ।**
**કસ્યાપ્યનનુભૂતાર્થે સાક્ષિત્વં નોપયુજ્યતે ॥ ૨૧૫ ॥**

જે જે વસ્તુ જેનાવડે અનુભવી શકાય છે તે તે વસ્તુ તેના સાક્ષીરૂપે સિદ્ધ થાય છે. અનુભવમાં નહિ આવેલા પદાર્થમાં કોઇનું પણ સાક્ષીપણું માની શકાય નહિ. ૨૧૫

**અસૌ સ્વસાક્ષિકો ભાવો યતઃ સ્વેનાનુભૂયતે ।**
**અતઃપરં સ્વયં સાક્ષાત્પ્રત્યગાત્મા ન ચેતરઃ ॥૨૧૬॥**

જેથી આ આત્મા પોતે પોતાવડેજ અનુભવાય છે તેથી તે પોતે પોતાના સાક્ષીવાળો પદાર્થ છે. એથી કરીને આત્મા પોતેજ સાક્ષાત્ પ્રત્યગાત્મા છે, પણ અન્ય કોઇ નથી. ૨૧૬

**જાગ્રત્સ્વપ્ન સુષુપ્તિષુ સ્ફુટતરં યોઽસૌ સમુજ્જૃમ્ભતે,**
**પ્રત્યગ્રૂપતયા સદાઽહમહમિત્યન્તઃ સ્ફુરન્નૈકધા ।**
**નાનાકાર વિકાર ભાગિન ઇમાન્પશ્યન્નહંધીમુખાન્,**
**નિત્યાનન્દ ચિદાત્મના સ્ફુરતિ તં વિદ્ધિ સ્વમેતં હૃદિ ॥૨૧૭॥**

અંતરમાં જે આ સદા હું-હું એમ પ્રત્યગાત્મપણાથી એક સ્વરૂપે સ્ફુરતો છતો જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિમાં સુસ્પષ્ટપણે વિકસે છે તથા અનેક પ્રકારના આકાર-વિકારવાળા અહંકારાદિને સાક્ષીપણાથી જોતો છતો જે હૃદયમાં નિત્યાનંદસ્વરૂપે અને ચિદાત્મારૂપે સ્ફુરે છે તે આ આત્માને તું તારા આત્મારૂપે જાણ. ૨૧૭

**ઘટોદકે બિમ્બિતમર્કબિમ્બ,- ।**
**માલોક્ય મૂઢો રવિમેવ મન્યતે ।**
**તથા ચિદાભાસમુપાધિ સંસ્થં,**
**ભ્રાન્ત્યાઽહમિત્યેવ જડોઽભિમન્યતે ॥ ૨૧૮ ॥**

જેમ કોઇ મૂઢ માણસ ઘડાના જલમાં પડેલા સૂર્યના પ્રતિબિંબને સૂર્યજ છે એમ માને છે તેમ આત્મવિમુખ પુરૂષ પણ ઉપાધિમાં રહેલા ચૈતન્યના આભાસને ભ્રાંતિથી હું જ છું એમ અભિમાનપૂર્વક માને છે. ૨૧૮

**ઘટં જલં તદ્ગતમર્કબિમ્બં,**
**વિહાય સર્વં વિનિરીક્ષ્યતેઽર્કઃ ।**
**તટસ્થ એતત્ ત્રિતયાવભાસકઃ,**
**સ્વયંપ્રકાશો વિદુષા યથા તથા ॥ ૨૧૯ ॥**
**દેહં ધિયં ચિત્પ્રતિબિમ્બમેતં,**
**વિસૃજ્ય બુદ્ધૌ નિહિતં ગુહાયામ્ ।**
**દ્રષ્ટારમાત્માનમખંડ બોધં.**
**સર્વં પ્રકાશં સદસદ્વિલક્ષણમ્ ॥ ૨૨૦ ॥**

નિત્યં વિભું સર્વગતં સુસૂક્ષ્મ,
મન્તર્બહિઃ શૂન્યમનન્યમાત્મનઃ ।
વિજ્ઞાય સમ્યઙ્ નિજરૂપ મેત,
ત્પુમાન્વિપાપ્મા વિરજો વિમૃત્યુઃ ॥ ૨૨૧ ॥

વિશોક આનન્દઘનો વિપશ્ચિ,
ત્સ્વયં કુતશ્ચિન્ન બિભેતિ કશ્ચિત્ ।
નાન્યોઽસ્તિ પન્થા ભવબન્ધ મુક્તે,
ર્વિના સ્વતત્ત્વાવગમં મુમુક્ષોઃ ॥ ૨૨૨ ॥

જેમ કોઇ વિવેકી પુરૂષ દ્વારા ઘડો, જલ અને તેમાં પડેલું સૂર્યપ્રતિબંબ આ સર્વનો ત્યાગ કરી આ ત્રણેને પ્રકાશનારો, તટસ્થ અને સ્વયંપ્રકાશ સૂર્ય સારી રીતે જોઇ શકાય છે તેમ સ્થૂલ દેહ, બુદ્ધિ અને ચિદાભાસ આ સર્વનો ત્યાગ કરી બુદ્ધિરૂપ ગુફામાં રહેલા, દ્દષ્ટારૂપ, અખંડબોધસ્વરૂપ, સવના પ્રકાશક, સદ્-અસદ્થી વિલક્ષણ, નિત્યસ્વરૂપ, વ્યાપક, સર્વગત, અતિસૂક્ષ્મ, અંતર-બહાર ભેદરહિત અને સ્વાત્માભિન્ન આને પોતાના સ્વરૂપભૂત યથાર્થ જાણીને વિદ્વાન્ પુરૂષ પાપરહિત, રજોગુણરહિત, મૃત્યુ રહિત, શોક રહિત અને આનંદઘનરૂપ થાય છે. પોતે કોઇથી કદિપણ ભય પામતો નથી. મુમુક્ષુને પોતાના સ્વરૂપના જ્ઞાનવિના ભવબંધથી વિમુક્ત થવા માટે અન્ય કોઇ પણ માર્ગ નથી. ૨૧૯-૨૨૦-૨૨૧-૨૨૨.

બ્રહ્માભિન્નત્વ વિજ્ઞાનંભવમોક્ષસ્ય કારણમ્ ।
યેનાદ્વિતીયમાનન્દં બ્રહ્મ સમ્પદ્યતે બુધૈઃ ॥ ૨૨૩ ॥

બ્રહ્મથી અભિન્નપણારૂપ વિજ્ઞાન ભવબંધથી મોક્ષ પામવાનું સાધન છે; જેના દ્વારા જ્ઞાનીજનોથી અદ્વિતીય અને આનંદસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય છે. ૨૨૩

**બ્રહ્મભૂતસ્તુ સંસૃત્યૈ વિદ્વાન્નાવર્તતે પુનઃ**
**વિજ્ઞાતવ્યમતઃ સમ્યગ્બ્રહ્માભિન્નત્વમાત્મનઃ ॥ ૨૨૪ ॥**

બ્રહ્મરૂપ થઇ ગયેલો જ્ઞાની ફરી સંસારમાં આવતો નથી જ. આથી પોતાના આત્માનું બ્રહ્મથી અભિન્નપણું યથાર્થપણે જાણવા યોગ્ય છે. ૨૨૪

**સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ વિશુદ્ધં પરં સ્વતઃસિદ્ધમ્ ।**
**નિત્યાનન્દૈકરસંપ્રત્યગભિન્નં નિરન્તરં જયતિ ॥ ૨૨૫॥**

સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અનંતરૂપ, વિશુદ્ધસ્વરૂપ, પ્રમાણુની અપેક્ષા વિના પોતે પોતાની મેળેજ સિદ્ધ, નિત્યાનંદરૂપ, એકરસ, પ્રત્યગાત્માભિન્ન અને નિરંતર સ્વરૂપ બ્રહ્મ સર્વ પ્રકારે સર્વથી જય પામે છે. ૨૨૫

**સદિદં પરમાદ્વૈતં સ્વસ્માદન્યસ્ય વસ્તુનોઽભાવાત્ ।**
**નહ્યન્યદસ્તિ કિંચિત્સમ્યક્પરમાર્થતત્ત્વબોધે હિ ॥ ૨૨૬ ॥**

સ્વાત્માથી અન્ય વસ્તુનો અભાવ હોવાથી આ પરમ અદ્વૈત સત્ય છે. પરમાર્થ તત્ત્વનો દૃઢ બોધ થતાં અન્ય કાંઇ પણ સત્તાવાન જણાતું નથી જ. ૨૨૬

**યદિદં સકલં વિશ્વં નાનારૂપં પ્રતીતમજ્ઞાનાત્ ।**
**તત્સર્વં બ્રહ્મૈવ પ્રત્યસ્તાશેષ ભાવનાદોષમ્ ॥૨૨૭॥**

જે આ સમગ્ર વિશ્વ અજ્ઞાનથી અનેક રૂપે પ્રતીત થાય છે તે સર્વ ભાવનાદોષથી અત્યંત રહિત બ્રહ્મરૂપજ છે. ૨૨૭

**મૃત્કાર્યભૂતોઽપિ મૃદો ન ભિન્નઃ**
**કુમ્ભોઽસ્તિ સર્વત્ર તુ મૃત્સત્સ્વરૂપાત્ ।**
**ન કુમ્ભરુપં પૃથગસ્તિ કુમ્ભઃ,**
**કુતો મૃષા કલ્પિત નામમાત્રઃ ॥૨૨૮॥**

માટીના કાર્યરૂપ છતાં પણ ઘડો માટીથી જુદો નથી. સર્વત્ર

માટીના સ્વરૂપથી પૃથક્ ઘડાનું રૂપ નથી. આથી માટીમાં મિથ્યા ઘડો કલ્પિતનામ માત્ર ક્યાંથી–કયા પ્રકારે સંભવે? ૨૨૮

કેનાપિ મૃદ્ભિન્નતયા સ્વરુપં,
ઘટસ્ય સંદર્શયિતું ન શક્યતે ।
અતો ઘટઃ કલ્પિત એવ મોહા,
ન્મૃદેવ સત્યં પરમાર્થભૂતમ્ ॥ ૨૨૯ ॥

કોઇથી પણ માટીથી ભિન્નપણાવડે ઘડાનું સ્વરૂપ બતાવી શકાતું નથીજ; આથી ઘડો અજ્ઞાનકલ્પિતજ છે અને માટી જ સત્ય તથા પરમાર્થસ્વરૂપ છે. ૨૨૯

### બ્રહ્મમય જગત્

સદ્બ્રહ્મ કાર્યં સકલં સદેવ,
તન્માત્રમેતન્ન તતોઽન્યદસ્તિ ।
અસ્તીતિ યો વક્તિ ન તસ્ય મોહો,
વિનિર્ગતો નિદ્રિતવત્પ્રજલ્પઃ ॥૨૩૦॥

સદ્રૂપ બ્રહ્મનું કાર્ય સર્વ સદ્રૂપજ છે. આ સમગ્ર વિશ્વ તે બ્રહ્મરૂપજ છે, તેનાથી ભિન્ન નથી, આ સમગ્ર વિશ્વ બ્રહ્મથી ભિન્ન છે એમ જે મનુષ્ય કહે છે તેનું અજ્ઞાન નાશ પામ્યું નથી અને તેનું બોલવું ઉંઘેલા મનુષ્યના બકવાદ જેવું છે. ૨૩૦

બ્રહ્મવેદં વિશ્વમિત્યેવ વાણી,
શ્રૌતી બ્રૂતેઽથર્વનિષ્ઠા વરિષ્ઠા ।
તસ્માદેતદ્ બ્રહ્મમાત્રં હિ વિશ્વં,
નાધિષ્ઠાનાદ્ભિન્નતાઽઽરોપિતસ્ય ॥૨૩૧॥

આ સમગ્ર વિશ્વ બ્રહ્મજ છે એમ અથર્વવેદમાં નિષ્ઠાવાળી ઉત્તમ શ્રુતિરૂપ વાણી કહે છે, તેથી આ સર્વ વિશ્વ બ્રહ્મમાત્રજ છે. આરોપાયેલની અધિષ્ઠાનથી ભિન્નતા નથી. ૨૩૧

**સત્યં યદિ સ્યાજ્જગદેતદાત્મના,**
**ન તત્ત્વહાનિર્નિગમા પ્રમાણુતા ।**
**અસત્યવાદિત્વ મપીશિતુઃ સ્યા-**
**ન્નૈતત્ ત્રયં સાધુહિતં મહાત્મનામ્ ॥૨૩૨॥**

જો આ જગત્ સત્ય હોય તો સત્યની નિવૃત્તિ થાય નહિ, શ્રુતિનું અપ્રમાણપણું ઠરે અને ઇશ્વરને પણ મિથ્યાવાદીપણું પ્રાપ્ત થાય; આ ત્રણ દોષો મહાત્માઓ માટે શુભ અને હિતકર નથી. ૨૩૨

**ઈશ્વરો વસ્તુતત્ત્વજ્ઞો ન ચાહં તેષ્વવસ્થિતઃ ।**
**ન ચ મત્સ્થાનિ ભૂતાનીત્યેવમેવ વ્યચીક્લૃપત્ ॥૨૩૩॥**

વસ્તુના યથાર્થ સ્વરૂપને જાણનાર શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન શ્રીમદ્-ભગવદ્‌ગીતામાં નિશ્ચયપૂર્વક એમજ કહે છે કે " હું તે ભૂતોમાં નથી અને તે ભૂતો મ્હારામાં નથીજ." ૨૩૩

**યદિ સત્યં ભવેદ્વિશ્વં સુષુપ્તાવુપલભ્યતામ્ ।**
**યન્નોપલભ્યતે કિંચિદતોઽસત્સ્વપ્નવન્મૃષા ॥૨૩૪॥**

જો જગત્ સત્ય હોય તો સુષુપ્તિમાં ઉપલબ્ધ થવું જોઇએ; જેથી કાંઇ પણ ઉપલબ્ધ થતું નથી, એથી તે વિશ્વ સ્વપ્નની પેઠે મિથ્યા છે. ૨૩૪

**અતઃ પૃથઙ્નાસ્તિ જગત્પરાત્મનઃ,**
**પૃથક્પ્રતીતિસ્તુ મૃષા ગુણાદિવત્ ।**
**આરોપિતસ્યાસ્તિ કિમર્થવત્તા-**
**ધિષ્ઠાનમાભાતિ તથા ભ્રમેણ ॥૨૩૫॥**

આથી સિદ્ધ થાય છે કે પરાત્માથી ભિન્ન જગત્ નથીજ, પૃથક્ પ્રતીતિ તો ગુણાદિપેઠે મિથ્યા છે. આરોપિત પદાર્થનું અર્થવાન-પણું શું હોઇ શકે? ભ્રમણાથીજ અધિષ્ઠાન તે પ્રમાણે ભાસે છે. ૨૩૫

**ભ્રાન્તસ્ય યદ્યદ્ભ્રમતઃ પ્રતીતં,**
**બ્રહ્મૈવ તત્તદ્રજતં હિ શુક્તિઃ ।**

**ઈદન્તયા બ્રહ્મ સદૈવ રુપ્યતે,**
**ત્વારોપિતં બ્રહ્મણિ નામમાત્રમ્ ॥૨૩૬॥**

જેમ છીપમાં જણાતું રૂપું છીપજ છે તેમ ભ્રાન્તને ભ્રાંતિથી જે જે વસ્તુ બ્રહ્મથી જુદી જણાય છે તે તે વસ્તુ બ્રહ્મ જ છે. ઈદંપણાવડે બ્રહ્મજ સદા નિરૂપણ કરાય છે. આરોપાયેલું જગત્ તો બ્રહ્મમાં નામ માત્ર છે. ૨૩૬

**અતઃ પરં બ્રહ્મ સદદ્વિતીયં,**
**વિશુદ્ધ વિજ્ઞાનઘનં નિરંજનમ્ ।**
**પ્રશાન્તમાદ્યન્ત વિહીનમક્રિયં,**
**નિરન્તરાનન્દ રસસ્વરુપમ્ ॥૨૩૭॥**

આથી પર બ્રહ્મ સદ્રૂપ, અદ્વિતીય, વિશુદ્ધ, વિજ્ઞાનઘન, નિરંજન, પ્રશાંત, આદિ–અંત રહીત, અક્રિય, નિરંતર અને આનંદરસ સ્વરૂપ છે. ૨૩૭

**નિરસ્તમાયાકૃત સર્વ ભેદં,**
**નિત્યં સુખં નિષ્કલમપ્રમેયમ્ ।**
**અરુપમવ્યક્તમનાખ્યમવ્યયં,**
**જ્યોતિઃ સ્વયં કિંચિદિદં ચકાસ્તિ ॥૨૩૮॥**

વળી તે બ્રહ્મ માયાકૃત સર્વભેદથી રહિત, નિત્ય, સુખસ્વરૂપ, કલારહિત, અપ્રમેય, અરુપ, અવ્યક્ત, અનામ, અવ્યય અને સ્વયંજ્યોતિ સ્વરૂપ છે. જે આ કાંઇ જણાય છે તે પણ તે રૂપજ છે. ૨૩૮

**જ્ઞાતૃજ્ઞેયજ્ઞાન શૂન્યમનન્તં નિર્વિકલ્પકમ્ ।**
**કેવલાખંડ ચિન્માત્રં પરંતત્ત્વં વિદુર્બુધાઃ ॥૨૩૯॥**

જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનથી રહિત, અનંતસ્વરૂપ, નિર્વિકલ્પ અને કેવલ અખંડ ચૈતન્ય માત્ર પર બ્રહ્મને જ્ઞાનીપુરૂષોજ જાણે છે. ૨૩૯

**અહેયમનુપાદેયં મનોવાચામગોચરમ્ ।**
**અપ્રમેયમનાદ્યન્તં બ્રહ્મ પૂર્ણમહંમહઃ ॥૨૪૦॥**

અહેય, અનુપાદેય, મન-વાણીથી અગોચર, અપ્રમેય, આદિ-અંત રહિત, પૂર્ણસ્વરૂપ, વ્યાપક અને મહાન્ તેજોમય હું છું એમ હે શિષ્ય ! તું જાણ. ૨૪૦

## મહાવાક્ય વિચાર

**તત્ત્વં પદાભ્યામભિધીયમાનયો-**
**ર્બ્રહ્માત્મનોઃ શોધિતયોર્યદીત્થમ્ ।**
**શ્રુત્યા તયોસ્તત્ત્વમસીતિ સમ્ય-**
**ગેકત્વમેવ પ્રતિપાદ્યતે મુહુઃ ॥૨૪૧॥**

તત્-ત્વમ્ ઉભય પદથી શોધન કરી કહેલા ઇશ્વર અને જીવ તેમનું "તત્ત્વમસિ" આ શ્રુતિવડે સમ્યક્ એકપણું વારંવાર પ્રતિ-પાદન કરાય છે. ૨૪૧

**ઐક્યં તયોર્લક્ષિતયોર્ન વાચ્યયો-**
**ર્નિગદ્યતેઽન્યોન્ય વિરૂધ્ધ ધર્મિણોઃ ।**
**ખદ્યોતભાન્વોરિવ રાજભૃત્યયોઃ,**
**કૂપામ્બુરાશ્યોઃ પરમાણુમેર્વોઃ ॥૨૪૨॥**

તે બન્નેના લક્ષ્યનું એકપણું છે, પણ સૂર્ય ને પતંગીયુ, રાજા ને સેવક, સમુદ્ર ને કૂવો તથા સુમેરૂ ને પરમાણુની પેઠે પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા વાચ્યનું એકપણું કહેવાતું નથી. ૨૪૨

**તયોર્વિરોધોઽયમુપાધિ કલ્પિતો,**
**ન વાસ્તવઃ કશ્ચિદુપાધિરેષઃ ।**
**ઈશસ્ય માયા મહદાદિકારણં,**
**જીવસ્ય કાર્યં શૃણુ પંચકોશમ્ ॥૨૪૩॥**

હે શિષ્ય ! સાંભળ, તે બન્નેનો આ વિરોધ ઉપાધિ કલ્પિત

છે, વાસ્તવમાં આ કોઇ ઉપાધિ સત્ય નથી. મહદાદિનું કારણુ માયા ઇશ્વરની ઉપાધિ છે અને માયાના કાર્યરૂપ પાંચકોશ જીવની ઉપાધિ છે. ૨૪૩

**એતાવુપાધી પરજીવયોસ્તયોઃ,**
**સમ્યઙ્ નિરાસે ન પરો ન જીવઃ ।**
**રાજ્યં નરેન્દ્રસ્ય ભટસ્ય ખેટક-**
**સ્તયોરપોહે ન ભટો ન રાજા ॥૨૪૪॥**

આ બન્ને ઉપાધિ ઇશ્વર તથા જીવની છે, તે બન્નેનો સમ્યક્ નિરાસ થતાં ઇશ્વર નથી અને જીવ પણુ નથી. રાજાનું રાજ્ય અને યોદ્ધાની ઢાલ તે બન્નેને દૂર કરતાં રાજા નથી અને યોદ્ધો પણુ નથી. ૨૪૪

**અથાત આદેશ ઇતિ શ્રુતિઃ સ્વયં,**
**નિષેધતિ બ્રહ્મણિ કલ્પિતં દ્વયમ્ ॥**
**શ્રુતિપ્રમાણાનુગૃહીત બોધા-**
**ત્તયોર્નિરાસઃ કરણીય એવ ॥૨૪૫॥**

"હવે આથી ઉપદેશ" આ શ્રુતિ પોતે પણુ બ્રહ્મમાં કલ્પિત બન્ને ઉપાધિનો નિષેધ કરે છે. શ્રુતિ પ્રમાણાનુગૃહીત બોધથી તે બન્નેનો નિરાસ કરવોજ જોઇએ. ૨૪૫

**નેદં નેદં કલ્પિતત્વાન્ન સત્યં,**
**રજ્જુદૃષ્ટ વ્યાલવત્સ્વપ્નવચ્ચ ।**
**ઇત્થં દૃશ્યં સાધુ યુક્ત્યા વ્યપોહ્ય,**
**જ્ઞેયઃ પશ્ચાદેક ભાવસ્તયોર્યઃ ॥૨૪૬॥**

આ નથી, આ નથી. દોરડીમાં જોયેલા સાપની પેઠે તથા સ્વપ્નની પેઠે કલ્પિતપણાથી આ દૃશ્ય પ્રપંચ સત્ય નથી. આ પ્રમાણે દૃશ્યને યુક્તિવડે મિથ્યાસ્વરૂપ માનીને પછી તે બન્નેનું જે એકપણું છે તે જાણવા યોગ્ય છે.

**તતસ્તુ તૌ લક્ષણયા સુલક્ષ્યૌ,**
**તયોરખંડૈકરસત્વસિદ્ધયે ।**
**નાલં જહત્યા ન તથાઽજહત્યા,**
**કિંતૂભયાર્થાત્મિકયૈવ ભાવ્યમ્ ॥૨૪૭॥**

પછી લક્ષણાવડે જાણવા યોગ્ય તે બન્નેને લક્ષણાવડે જાણવા જોઇએ. તે બન્નેના અખંડૈકરસત્વની સિદ્ધિ માટે જહત્ લક્ષણાવડે બસ નથી અને અજહત્ લક્ષણાવડે પણ બસ નથી પરંતુ ભાગ્ય-ત્યાગ લક્ષણાવડેજ નિર્ણય કરવો જોઇએ. ૨૪૭

**સ દેવદત્તોઽયમિતીહ ચૈકતા,**
**વિરૂધ્ધ ધર્માંશમપાસ્ય કથ્યતે ।**
**યથા તથા તત્ત્વમસીતિ વાકયે,**
**વિરૂદ્ધ ધર્માનુભયત્ર હિત્વા ॥ ૨૪૮ ॥**

"તે આ દેવદત્ત છે" આ વાકયમાં જેમ વિરોધીધર્મોનો બાધ કરીને એકતા કહેવાય છે તેમ "તત્ત્વમસિ"–તે તું છે આ મહાવાકયમાં વિરોધી ધર્મોનો બાધ કરીને અવિરોધી અંશની એકતા કહેવાય છે. ૨૪૮

**સંલક્ષ્ય ચિન્માત્રયા સદાત્મનો ।**
**રખંડભાવઃ પરિચીયતે બુધૈઃ ।**
**એવં મહાવાકયશતેન કથ્યતે,**
**બ્રહ્માત્મનો રૈક્યમખંડભાવઃ ॥ ૨૪૯ ॥**

ચિન્માત્રપણાવડે નિશ્ચય કરીને ઈશ્વર–જીવનો અભેદભાવ જ્ઞાનીઓ વડે પ્રાપ્ત કરી શકાય છે. એજ પ્રમાણે સેંકડો મહાવાકયોથી બ્રહ્મની અને આત્માની એકતારૂપ અખંડભાવ કહેવાય છે. ૨૪૯

**અસ્થૂલમિત્યેતદસન્નિરસ્ય,**
**સિદ્ધં સ્વતો વ્યોમવદપ્રતકર્યમ્ ।**

અતો મૃષામાત્રમિદં પ્રતીતં,
જહીહિ યત્સ્વાત્મતયા ગૃહીતમ્ ।
બ્રહ્માહમિત્યેવ વિશુદ્ધબુદ્ધ્યા,
વિદ્ધિ સ્વમાત્માનમખંડબોધમ્ ॥ ૨૫૦ ॥

"અસ્થૂલ છે" આ શ્રુતિ આ સ્થૂલાદિનો નિરાસ કરીને સ્વતઃસિદ્ધ, આકાશના જેવું અને અપ્રતર્ક્ય બ્રહ્મ છે એમ કહે છે. આથી આ પ્રતીત થતા મિથ્યામાત્રને જે સ્વાત્મપણાવડે તેં ગ્રહણ કરેલું છે તેને ત્યજી દે અને "હું બ્રહ્મ જ છું" એમ વિશુદ્ધ બુદ્ધિથી પોતાના અખંડબોધ સ્વરૂપ આત્માને ઓળખ. ૨૫૦

મૃત્કાર્યં સકલં ઘટાદિ સતતં મૃન્માત્રમેવાહિતં
તદ્વત્સજ્જનિતં સદાત્મકમિદં સન્માત્રમેવાખિલમ્ ।
યસ્માન્નાસ્તિઃ સતઃ પરં કિમપિ તત્સત્યં સઆત્મા સ્વયં,
તસ્માત્તત્ત્વમસિ પ્રશાન્તમમલં બ્રહ્માદ્વયં યત્પરમ્ ॥ ૨૫૧ ॥

જેમ માટીના કાર્યરૂપ ઘટાદિ સર્વ વિચારી જોતાં સર્વથા માટીરૂપજ છે, તેમ સત્માંથી ઉત્પન્ન થયેલ આ સમગ્ર જગત્ પણ સદ્રૂપજ છે. જેથી સદ્રૂપ બ્રહ્મથી પર કાંઇ પણ નથી, તે સત્ય છે અને તે પોતે આત્મા છે; તેથી હે શિષ્ય ! જે પ્રશાંતસ્વરૂપ, મલ-રહિત, સર્વથી શ્રેષ્ઠ અને અદ્વિતીય બ્રહ્મ છે, તે તું છે. ૨૫૧

નિદ્રાકલ્પિત દેશકાલ વિષયજ્ઞાત્રાદિસર્વં યથા,
મિથ્યા તદ્વદિહાપિ જાગ્રતિ જગત્સ્વાજ્ઞાન કાર્યત્વતઃ ।
યસ્માદેવમિદં શરીર કરણ પ્રાણાહમાદ્યપ્યસ-
તસ્માત્તત્ત્વમસિ પ્રશાન્તમમલં બ્રહ્માદ્વયં યત્પરમ્ ॥૨૫૨॥

નિદ્રાકલ્પિત દેશ, કાલ, વિષય અને જ્ઞાતાદિ સર્વ જેમ મિથ્યા છે તેમ આ જાગ્રતમાં પણ સ્વાત્માના અજ્ઞાનના કાર્યપણાથી પ્રતીત થતું જગત્ મિથ્યા છે. જેથી આ શરીર, ઇંદ્રિયો પ્રાણ અને અહં-

કારાદિ પણ મિથ્યા છે, તેથી જે પ્રશાંતસ્વરૂપ, મલરહિત, સર્વથી શ્રેષ્ઠ અને અદ્વિતીય બ્રહ્મ છે, તે તું છે. ૨૫૨

**યત્ર ભ્રાન્ત્યા કલ્પિતં તદ્વિવેકે,**
**તત્તન્માત્રં નૈવ તસ્માદ્વિભિન્નં ।**
**સ્વપ્ને નષ્ટં સ્વપ્ન વિશ્વં વિચિત્રં,**
**સ્વસ્માદ્ભિન્નં કિન્નુ દૃષ્ટં પ્રબોધે ॥૨૫૩॥**

જેમાં જે વસ્તુ ભ્રાંતિથી કલ્પિત હોય છે તેનો વિવેક કરતાં તે વસ્તુ તેના રૂપેજ રહે છે, તેનાથી જુદી નથીજ. સ્વપ્નમાં જોયેલું વિચિત્ર સ્વપ્ન જગત્ સ્વપ્ન મટી જાતાં જાગ્રત્માં શું કોઇએ પોતાનાથી જુદા સ્વરૂપે જોયું છે? ૨૫૩

**ભાવનાનું સ્વરૂપ**

**જાતિનીતિકુલ ગોત્ર દૂરગં,**
**નામ રૂપ ગુણ દોષ વર્જિતમ્ ।**
**દેશકાલ વિષયાતિવર્તિ યદ્**
**બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૪॥**

જે બ્રહ્મ જાતિ, નીતિ, કુલ અને ગોત્રથી રહિત છે, નામ રૂપ, ગુણ અને દોષથી રહિત છે તેમજ દેશ, કાલ અને વિષયથી બહાર છે, તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૪

**યત્પરં સકલવાગગોચરં,**
**ગોચરં વિમલબોધ ચક્ષુષઃ ।**
**શુદ્ધચિદ્ઘનમનાદિ વસ્તુ યદ્**
**બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૫॥**

જે બ્રહ્મ માયાથી પર છે, સર્વ વાણીઓના અવિષયરૂપ છે, વિશુદ્ધજ્ઞાનરૂપ ચક્ષુના વિષયરૂપ છે, શુદ્ધ છે, ચિદ્ઘન છે અને અનાદિ વસ્તુ સ્વરૂપ છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૫

ષડ્ભિરૂર્મિભિરયોગિ યોગિ હૃદ્-
ભાવિતં ન કરણૈર્વિભાવિતમ્ ।
બુદ્ધયવેદ્યમનવદ્યમસ્તિ યદ્
બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૬॥

જે બ્રહ્મ છ પ્રકારની ઊર્મિઓના સંબંધથી રહિત છે, યોગીએ જેનું હૃદયમાં નિરંતર ધ્યાન કરેલું છે, ઇંદ્રિયોથી ધ્યાન નહિ ધરાયેલું છે, બુદ્ધિથી અવેદ્ય અને દોષથી રહિત છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૬

ભ્રાન્તિકલ્પિત જગત્કલાશ્રયં,
સ્વાશ્રયં ચ સદસદ્વિલક્ષણમ્ ।
નિષ્કલં નિરૂપમાનવાદ્ધ યદ્
બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૭॥

જે બ્રહ્મ ભ્રાંતિકલ્પિત જગતના કાલાશ્રય રૂપ છે, સ્વાશ્રયી છે, સદ્-અસદ્થી વિલક્ષણ છે, કાલ રહિત છે અને ઉપમારહિતજ છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૭

જન્મવૃદ્ધિપરિણુત્યપક્ષય-
વ્યાધિનાશનવિહીનમવ્યયમ્ ।
વિશ્વસૃષ્ટયવવિધાત કારણં
બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૮॥

જે બ્રહ્મ જન્મ, વૃદ્ધિ, પરિણુતિ, અપક્ષય, વ્યાધિ, અને નાશથી રહિત છે, અવ્યય છે અને વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ ને લયના કારણરૂપ છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૮

અસ્તભેદમનપાસ્ત લક્ષણં,
નિસ્તરંગજલરાશિ નિશ્ચલમ્ ।
નિત્યમુક્તમવિભક્તમૂર્તિ યદ્
બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૫૯॥

જે બ્રહ્મ ભેદરહિત છે, પ્રકટ સ્વરૂપવાળું છે, તરંગ વિનાના સમુદ્રની પેઠે નિશ્ચલ છે, નિત્યમુક્ત છે અને અવિભક્ત સ્વરૂપ છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૫૯

**એકમેવ સદનેક કારણં,**
**કારણાન્તર નિરાસ્ય કારણમ્ ।**
**કાર્યકારણ વિલક્ષણં સ્વયં,**
**બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૬૦॥**

જે બ્રહ્મ એકજ છે, સદ્રૂપ છે, અનેકના કારણરૂપ છે, કારણા-ન્તર નિરાસના કારણરૂપ છે, કાર્ય-કારણથી વિલક્ષણરૂપ છે અને સ્વયંજ્યોતિ સ્વરૂપ છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૬૦

**નિર્વિકલ્પમનલ્પમક્ષરં**
**યત્ક્ષરાક્ષર વિલક્ષણં પરમ્ ।**
**નિત્યમવ્યય સુખં નિરંજનં,**
**બ્રહ્મ તત્ત્વમસિ ભાવયાત્મનિ ॥૨૬૧॥**

જે બ્રહ્મ નિર્વિકલ્પ છે, મહાન્ છે, અવિનાશી છે, ક્ષર અને અક્ષરથી વિલક્ષણ છે, શ્રેષ્ટ છે, નિત્ય છે, અવ્યય છે, આનંદસ્વરૂપ છે અને નિરંજન છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૬૧

**યદ્વિભાતિ સદનેકધા ભ્રમા-**
**ન્નામરૂપગુણ વિક્રિયાત્મના ।**
**હેમવત્સ્વયમવિક્રિયં સદા,**
**બ્રહ્મ તત્વમસિ ભાવયાત્મનિ ॥૨૬૨॥**

જે બ્રહ્મ સદ્રૂપ હોઈ સુવર્ણની પેઠે ભ્રાંતિથી નામ, રૂપ, ગુણ અને વિકાર એમ અનેક પ્રકારે ભાસે છે અને પોતે સદા અવિકારી છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૬૨

યચ્ચકાસ્ત્યનપરં પરાત્પરં,
પ્રત્યગેકરસમાત્મ લક્ષણમ્ ।
સત્યચિત્સુખમનન્તમવ્યયં,
બ્રહ્મ તવમસિ ભાવયાત્મનિ ॥૨૬૩॥

જે બ્રહ્મ જેનાથી કોઈ પર નથી એવા રૂપે પ્રકાશમાન છે, પ્રકૃતિથી પર છે, પ્રત્યગ્રૂપ છે, એકરસ છે, આત્મલક્ષણવાળું છે, સત્યસ્વરૂપ છે, ચૈતન્યરૂપ છે, સુખસ્વરૂપ છે, અનંત છે અને અવ્યય છે તે તું છે, એમ હૃદયમાં નિરંતર ભાવના કર. ૨૬૩

ઉક્તમર્થમિમમાત્મનિ સ્વયં,
ભાયેત્પ્રથિત યુક્તિભિર્ધિયા ।
સંશયાદિ રહિતં કરામ્બુવત્
તેન તત્ત્વનિગમો ભવિષ્યતિ ॥૨૬૪॥

ઉપર કહેલા આ અર્થનું દરેક મુમુક્ષુ પોતે પોતાના અંતઃકરણમાં પ્રાસદ્ધ યુક્તિઓ વડે બુદ્ધિપૂર્વક ચિંતન કરે; તેમ કરવાથી હાથમાં રાખેલા જલની પેઠે સંશયાદિ રહિત તત્ત્વ સાક્ષાત્કાર થશે. ૨૬૪

સંબોધમાત્રં પરિશુદ્ધતત્ત્વં,
વિજ્ઞાય સઙ્ઘે નૃપવચ્ચ સૈન્યે ।
તદાશ્રયઃ સ્વાત્મનિ સર્વદા સ્થિતો,
વિલાપય બ્રહ્મણિ વિશ્વજાતં ॥૨૬૫॥

હે શિષ્ય! સેનાની મધ્યમાં રહેલા રાજાની પેઠે ભૂત–સમૂહની મધ્યમાં રહેલા વિજ્ઞાનસ્વરૂપ અને વિશુદ્ધ તત્ત્વ સ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને તેમજ તે ભૂતોના આશ્રયભૂત સ્વાત્મામાં સર્વદા સ્થિર થઇને આ પ્રતીત થતા સમગ્ર વિશ્વનો વ્યાપક બ્રહ્મમાં લય કર. ૨૬૫

બુદ્ધૌ ગુહાયાં સદસદ્વિલક્ષણં,
બ્રહ્માસ્તિ સત્યં પરમદ્વિતીયમ્ ।

**તદાત્મના યોऽત્ર વસેદ્ગુહાયાં,**
**પુનર્ન તસ્યાંગ ગુહાપ્રવેશઃ ॥૨૬૬॥**

બુદ્ધિરૂપ ગુફામાં સદ્-અસદ્થી વિલક્ષણ, સત્યસ્વરૂપ અને પરમ અદ્વિતીય સ્વરૂપ બ્રહ્મ વિરાજે છે. તેના રૂપે થઇને જે જ્ઞાની આ ગુફામાં વસે છે તેનો ફરીથી માતાના ઉદરરૂપ ગુફામાં પ્રવેશ થતો નથી. ૨૬૬

## હેય-આદેશ

**જ્ઞાતે વસ્તુન્યપિ બલવતી વાસનાऽનાદિરેષા ।**
**કર્તા ભોક્તાऽપ્યહમિતિ દઢા યાऽસ્ય સંસાર હેતુઃ ॥**
**પ્રત્યગ્દષ્ટયાऽऽત્મનિ નિવસતા સાऽપનેયા પ્રયત્ના-**
**ન્મુક્તિ પ્રાહુસ્તદિહ મુનયો વાસનાતાનવં યત્ ॥૨૬૭॥**

બ્રહ્મતત્ત્વને જાણ્યા છતાં પણ હું કર્તા છું-હું ભોક્તા છું એમ અભિમાન કરવાવાળી આ અનાદિ, દઢ ને પ્રબલ વાસના જે આ જીવના સંસારના હેતુરૂપ છે તે આત્મામાં નિવાસ કરતા જ્ઞાની પુરૂષે અંતરાત્મદષ્ટિ વડે પ્રયત્ન પૂર્વક દૂર કરવા યોગ્ય છે. અહિં જે વાસનાની ક્ષીણતા તેને મુનિઓ મુક્તિ કહે છે. ૨૬૭

**અહં મમેતિ યો ભાવો દેહાક્ષાદાવનાત્મનિ ।**
**અધ્યાસોऽયં નિરસ્તવ્યો વિદુષા સ્વાત્મનિષ્ઠયા ॥૨૬૮॥**

દેહ-ઇંદ્રિય આદિ અનાત્મ પદાર્થોમાં જીવનો હું-મ્હારૂં આવા પ્રકારનો જે ભાવ તે અધ્યાસ છે. આ અધ્યાસ સ્વાત્મનિષ્ઠા વડે વિદ્વાને દૂર કરવા યોગ્ય છે. ૨૬૮

**જ્ઞાત્વા સ્વં પ્રત્યગાત્માનં બુદ્ધિતદ્વૃત્તિસાક્ષિણમ્ ।**
**સોऽહમિત્યેવ સદ્વૃત્ત્યાऽનાત્મન્યાત્મમતિં જહિ ॥૨૬૯॥**

બુદ્ધિ અને તેની વૃત્તિના સાક્ષીરૂપ પોતાના અંતરાત્માને જાણી તે હુંજ છું એવી દઢાત્મક સદ્ભાવના વડે અનાત્મમાં રહેલી આત્મબુદ્ધિને ત્યજ. ૨૬૯

**લોકાનુવર્તનં ત્યક્ત્વા ત્યક્ત્વા દેહાનુવર્તનમ્ ।**
**શાસ્ત્રાનુવર્તનં ત્યક્ત્વા સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૭૦॥**

શાસ્ત્રાનુવર્તન (લોકને અનુસરી ચાલવારૂપ આચરણ)નો ત્યાગ કરી, દેહાનુવર્તન (દેહને અનુસરી ચાલવારૂપ આચરણ)નો ત્યાગ કરી તથા શાસ્ત્રાનુવર્તન (શાસ્ત્રને અનુસરી ચાલવારૂપ આચરણ)નો ત્યાગ કરી પોતાના અધ્યાસને તું દૂર કર. ૨૭૦

**લોકવાસનયા જન્તોઃ શાસ્ત્રવાસનયાઽપિ ચ ।**
**દેહવાસનયા જ્ઞાનં યથાવન્નૈવ જાયતે ॥૨૭૧॥**

લોકવાસનાથી, શાસ્ત્રવાસનાથી અને દેહવાસનાથી મનુષ્યને સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતુંજ નથી. ૨૭૧

**સંસાર કારાગૃહ મોક્ષમિચ્છો-**
**રયોમયં પાદ નિબન્ધશૃંખલમ્ ।**
**વદન્તિ તજ્જ્ઞાઃ પટુ વાસનાત્રયં,**
**યોઽસ્માદ્વિમુક્તઃ સમુપૈતિ મુક્તિમ્ ॥૨૭૨॥**

સંસારરૂપ કારાગૃહમાંથી મુક્ત થવાની ઇચ્છાવાળા પુરૂષને માટે, તત્ત્વજ્ઞાનીઓ વાસનાત્રયને પગને બાંધી રાખનારી મજબૂત લોઢાની બેડી કહે છે. જે આ ત્રણથી વિમુક્ત બને છે તેજ મુક્તિને પામે છે. ૨૭૨

**જલાદિ સમ્પર્કવશાત્પ્રભૂત-**
**દુર્ગન્ધ ધૂતાઽગુરૂ દિવ્યવાસના ।**
**સંઘર્ષણેનૈવ વિભાતિ સમ્ય-**
**ગ્વિધૂયમાને સતિ બાહ્યગન્ધે ॥૨૭૩॥**

જલાદિના સંબંધને લઈ ઉત્પન્ન થયેલ દુર્ગંધથી ઢંકાયેલ અગરૂ ચંદનની દિવ્ય વાસના સંઘર્ષણથી જ બાહ્યગંધ દૂર થતાં સમ્યક્ જણાય છે. ૨૭૩

**અન્તઃ શ્રિતાનન્ત દુરન્ત વાસના-**
**ધૂલી વિલિપ્તા પરમાત્મવાસના ।**
**પ્રજ્ઞાતિ સંઘર્ષણુતો વિશુદ્ધા**
**પ્રતીયતે ચન્દન ગન્ધવત્સ્ફુટમ્ ॥૨૭૪॥**

તેજ પ્રમાણે અંતઃકરણના આશ્રયે રહેલી અનંત અને દુરંત વાસનારૂપ ધૂળથી વિલિપ્ત પરમાત્મવાસના વિશુદ્ધ બુદ્ધિના અતિ સંઘર્ષણથી અગરૂ ચંદનની વાસનાની પેઠે સ્પષ્ટ અનુભવાય છે. ૨૭૪

**અનાત્મ વાસના જાલૈસ્તિરોભૂતાત્મવાસના ।**
**નિત્યાત્મનિષ્ટયા તેષાં નાશે ભાતિ સ્વયં સ્ફુટમ્ ॥૨૭૫॥**

અનાત્મ વાસનારૂપ જાલથી આત્મવાસના ઢંકાઇ ગઇ છે. નિત્યાત્મનિષ્ટા વડે તે અનાત્મવાસનાઓનો નાશ થવાથી આત્મવાસના પોતે સ્પષ્ટ પ્રતીત થાય છે. ૨૭૫

**યથા યથા પ્રત્યગવસ્થિતં મન-**
**સ્તથા તથા મુંચતિ બાહ્યવાસનામ્ ।**
**નિઃશેષમોક્ષે સતિ વાસનાના-**
**માત્માનુભૂતિઃ પ્રતિબન્ધશૂન્યા ॥ ૨૭૬ ॥**

મન જેમ જેમ પ્રત્યગાત્મામાં સ્થિર થતું જાય છે તેમ તેમ બહારની વાસનાઓને છોડતું જાય છે. વાસનાઓનો નિઃશેષ મોક્ષ થતાં પ્રતિબંધરહિત આત્માનો અનુભવ થાય છે. ૨૭૬

**સ્વાત્મન્યેવ સદા સ્થિત્વા મનો નશ્યતિ યોગિનઃ ॥**
**વાસનાનાં ક્ષયશ્ચાતઃ સ્વાત્વાસાપનયં કુરૂ ॥ ૨૭૭ ॥**

યોગીનું મન સ્વાત્મામાંજ સદા સ્થિતિ કરીને નાશ પામે છે. આથી વાસનાઓનો પણ ક્ષય થાય છે. માટે હે શિષ્ય ! પોતાના અધ્યાસને દૂર. ૨૭૭

**તમો દ્વાભ્યાં રજઃ સત્વાત્સત્વં શુદ્ધેન નશ્યતિ ।**
**તસ્માત્સત્ત્વમવષ્ટભ્ય સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૭૮॥**

તમોગુણ રજોગુણથી ને સત્ત્વગુણથી નાશ પામે છે, રજોગુણ સત્ત્વગુણથી નાશ પામે છે અને સત્ત્વગુણ શુદ્ધસત્ત્વથી નાશ પામે છે. તેથી શુદ્ધ સત્ત્વગુણનો આશ્રય કરીને પોતાના અધ્યાસને દૂર કર. ૨૭૮

**પ્રારબ્ધં પુષ્યતિ વપુરિતિ નિશ્ચિત્ય નિશ્ચલઃ ।**
**ધૈર્યમાલમ્બ્ય યત્નેન સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૭૯॥**

પ્રારબ્ધ શરીરને પોષશે એવો નિશ્ચય કરી નિશ્ચલ બની ધૈર્યનું અવલંબન કરી યત્નપૂર્વક પોતાનાં અધ્યાસને દૂર કર. ૨૭૯

**નાહં જીવઃ પરં બ્રહ્મેત્યતદ્વ્યાવૃત્તિપૂર્વકમ્ ।**
**વાસનાવેગતઃ પ્રાપ્તસ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૮૦॥**

હું જીવ નથી પણ પરબ્રહ્મ છું એમ અતત્‌ની વ્યાવૃત્તિપૂર્વક વાસના વેગથી પ્રાપ્ત થયેલા પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૦

**શ્રુત્યા યુક્ત્યા સ્વાનુભૂત્યા જ્ઞાત્વા સાર્વાત્મ્યમાત્મનઃ ।**
**ક્વચિદાભાસતઃ પ્રાપ્તસ્વાધ્યાસાપનયં કુરૂ ॥ ૨૮૧ ॥**

શ્રુતિથી, યુક્તિથી અને સ્વાનુભવથી આત્માનું સર્વાત્મપણું જાણીને કોઇ સમય આભાસથી પ્રાપ્ત થયેલ પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૧

**અનાદાન વિસર્ગાભ્યામીષન્નાસ્તિ ક્રિયા મુનેઃ ।**
**તદેકનિષ્ઠયા નિત્યં સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૮૨॥**

ગ્રાહ્ય અને ત્યાજ્યના અભાવથી આત્મજ્ઞાનીને કાંઇ પણ કર્તવ્ય નથી. તે એકનિષ્ઠાવડે નિરંતર પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૨

**તત્ત્વમસ્યાદિવાક્યોત્થ બ્રહ્માત્મૈકત્વ બોધતઃ ।**
**બ્રહ્મણ્યાત્મત્વદાઢર્યાય સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૮૩॥**

તત્ત્વમસ્યાદિ મહાવાકયના શ્રવણથી ઉત્પન્ન થયેલ બ્રહ્મ–આત્માના

ઐક્યરૂપ જ્ઞાનથી બ્રહ્મમાં આત્મત્વની દઢતા માટે પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૩

**અહંભાવસ્ય દેહેઽસ્મિન્નિઃશેષ વિલયાવધિ ।**
**સાવધાનેન યુક્તાત્મા સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૮૪॥**

આ દેહમાં અહંભાવનો નિઃશેષ વિલય થાય ત્યાંસુધી યુક્તાત્મા બની સાવધાનપણાવડે પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૪

**પ્રતીતિર્જીવજગતોઃ સ્વપ્નવદ્ભાતિ યાવતા ।**
**તાવન્નિરન્તરં વિદ્વન્સ્વાધ્યાસાપનયં કુરૂ ॥૨૮૫॥**

જ્યાં સુધી જીવ અને જગત્‌ની સ્વપ્નના જેવી પ્રતીતિ થાય ત્યાં સુધી હે વિદ્વાન્! નિરંતર પોતાના અધ્યાસને દૂર કર. ૨૮૫

**નિદ્રાયા લોકવાર્તાયાઃ શબ્દાદેરપિ વિસ્મૃતેઃ ।**
**કવચિન્નાવસરં દત્વા ચિન્તયાત્માનમાત્મનિ ॥૨૮૬॥**

નિદ્રાને, લોકવાર્તાને, શબ્દાદિ વિષયોને અને વિસ્મૃતિને કોઇ દિવસ પણ અવસર નહિ આપીને અંતઃકરણમાં તારા પોતાના આત્માનું ચિંતન કર. ૨૮૬

**માતાપિત્રોર્મલોદ્ભૂતં મલમાંસમયં વપુઃ ।**
**ત્યકત્વા ચાંડાલવદ્દૂરં બ્રહ્મીભૂય કૃતી ભવ ॥૨૮૭॥**

માતા–પિતાના રજ–વીર્યરૂપ મેલથી ઉત્પન્ન થયેલું અને વિષ્ટા તથા માંસથી ભરેલું શરીર છે. તેને ચાંડાલની પેઠે દૂર ત્યજીને બ્રહ્મરૂપ બની કૃતાર્થ થા. ૨૮૭

**ઘટાકાશં મહાકાશ ઈવાત્માનં પરાત્મનિ ।**
**વિલાપ્યાખંડભાવેન તૂષ્ણીં ભવ સદા મુને ॥૨૮૮॥**

હે મુને! ઘટાકાશ–મહાકાશની પેઠે આત્માનો પરમાત્મામાં વિલય કરીને અભેદભાવથી સદા ચૂપ થા. ૨૮૮

**સ્વપ્રકાશમધિષ્ઠાનં સ્વયં ભૂય સદાત્મના ।**
**બ્રહ્માંડમપિ પિંડાણ્ડં ત્યજતાં મલભાંડવત્ ॥૨૮૯॥**

સદ્રૂપ આત્માના યથાર્થજ્ઞાનવડે પોતે સ્વયંપ્રકાશ અને અધિષ્ઠાન રૂપ થઇ પિંડ અને બ્રહ્માંડને પણ મુમુક્ષુએ વિષ્ટાના વાસણની પેઠે ત્યજવાં જોઇએ. ૨૮૯

**ચિદાત્મનિ સદાનન્દે દેહારૂઢામહંધિયમ્ ।**
**નિવેશ્ય લિંગમુત્સૃજ્ય કેવલો ભવ સર્વદા ॥૨૯૦॥**

દેહારૂઢ અહંબુદ્ધિને સદ્રૂપ, આનંદરૂપ અને ચૈતન્ય સ્વરૂપ આત્મામાં સારી રીતે સ્થિર કરીને તથા સૂક્ષ્મ શરીરમાં રહેલ અહંબુદ્ધિનો ત્યાગ કરીને સર્વદા કૈવલ્યરૂપ તું થા. ૨૯૦

**યત્રૈષ જગદાભાસો દર્પણાન્તઃપુરં યથા ।**
**તદ્બ્રહ્માહમિતિ જ્ઞાત્વા કૃતકૃત્યો ભવિષ્યસિ ॥૨૯૧॥**

દર્પણમાં દેખાતા નગરની પેઠે જેમાં આ જગદાભાસ પ્રતીત થાય છે તે બ્રહ્મ હું છું એમ જાણીને તું કૃતકૃત્ય થઇશ. ૨૯૧

**યત્સત્યભૂતં નિજરૂપમાદ્યં,**
**ચિદદ્વયાનન્દમરૂપમક્રિયમ્ ।**
**તદેત્યમિથ્યાવપુરુત્સૃજેત,**
**શૈલૂષવદ્વેષમુપાત્તમાત્મનઃ ॥૨૯૨॥**

જે સત્યસ્વરૂપ, આદિ, ચિદ્રૂપ, અદ્વય, આનંદસ્વરૂપ, અરૂપ અને અક્રિય પોતાનું રૂપ છે, તેને પ્રાપ્ત કરીને ભવૈયાની પેઠે ધારણ કરેલા પોતાના આ શરીરરૂપ મિથ્યા વેષનો ત્યાગ કરે. ૨૯૨

**સર્વાત્મના દૃશ્યમિદં મૃષૈવ,**
**નૈવાહમર્થઃ ક્ષણિકત્વદર્શનાત્ ।**
**જાનામ્યહં સર્વમિતિ પ્રતીતિઃ**
**કુતોઽહમાદેઃ ક્ષણિકસ્ય સિદ્ધ્યેત્ ॥૨૯૩॥**

આ દૃશ્ય જગત્ સર્વ પ્રકારે મિથ્યાજ છે. ક્ષણિકપણાના દર્શનથી અહંબુદ્ધિના અર્થરૂપ નથીજ. હું સર્વ જાણું છું એવી પ્રતીતિ ક્ષણિક અહંકારાદિને કયાંથી સિદ્ધ થાય ? ૨૯૩

**અહંપદાર્થસ્ત્વહમાદિસાક્ષી,**
**નિત્યં સુષુપ્તાવપિ ભાવદર્શનાત્ ।**
**બ્રૂતેહ્યજો નિત્ય ઇતિ શ્રુતિઃ સ્વયં,**
**તત્પ્રત્યગાત્મા સદસદ્વિલક્ષણઃ ॥૨૯૪॥**

સુષુપ્તિમાં પણ નિરંતર ભાવદર્શનથી અહં પદનો અર્થ તો અહંકારાદિનો સાક્ષીજ છે. "અજન્મા છે, નિત્ય છે" એમ આ શ્રુતિ પોતે પણ કહે છે. તે પ્રત્યગાત્મા સદ્–અસદ્થી વિલક્ષણ છે. ૨૯૪

**વિકારિણાં સર્વવિકારવેત્તા,**
**નિત્યાવિકારો ભવિતું સમર્હતિ ।**
**મનોરથ સ્વપ્ન સુષુપ્તિષુ સ્ફુટં,**
**પુનઃ પુનર્દૃષ્ટમસત્ત્વમેતયોઃ ॥૨૯૫॥**

આ આત્મા વિકારીના સર્વ વિકારને જાણનાર, નિત્ય અને અવિકારી હોવાને યોગ્ય છે. મનોરથ, સ્વપ્ન અને સુષુપ્તિમાં આ બન્નેનું અસત્યપણું સ્પષ્ટપણે વારંવાર જોયું છે. ૨૯૫

**અતોઽભિમાનં ત્યજ માંસ પિંડે,**
**પિંડાભિમાનિન્યપિ બુદ્ધિકલ્પિતે ।**
**કાલત્રયાબાધ્યમખંડબોધં,**
**જ્ઞાત્વા સ્વમાત્માનમુપેહિ શાન્તિમ્ ॥૨૯૬॥**

આથી આ સ્થૂલ શરીરમાં અને બુદ્ધિ કલ્પિત સ્થૂલાભિમાની જીવમાં પણ અહંભાવનો ત્યાગ કર. ત્રિકાલબાધિત અને અખંડ બોધ સ્વરૂપ સ્વાત્માને જાણીને અખંડ શાંતિને પ્રાપ્ત કર. ૨૯૬

**ત્યજાભિમાનં કુલ ગોત્રનામ—**
**રૂપાશ્રમેષ્વાર્દ્રશવાશ્રિતેષુ ।**
**લિંગસ્ય ધર્માનપિ કર્તૃતાદીં—**
**સ્ત્યક્ત્વા ભવાખંડસુખસ્વરૂપઃ ॥૨૯૭॥**

સ્થૂલ શરીરરૂપ લીલા મુડદાને આશરે રહેલાં કુલ, ગોત્ર, નામ, રૂપ આશ્રમના અભિમાનનો ત્યાગ કર. સૂક્ષ્મ શરીરના કર્તાપણાદિ ધર્મોનો પણ ત્યાગ કરીને અખંડાનંદ સ્વરૂપ થઇ જા. ૨૯૭

**સન્ત્યન્યે પ્રતિબન્ધાઃ પુંસઃ સંસારહેતવો દૃષ્ટાઃ ।**
**તેષામેવં મૂલં પ્રથમ વિકારો ભવત્યહંકારઃ ૨૯૮॥**

પુરૂષને સંસારના કારણરૂપ બીજા પ્રતિબંધો પણ જોવામાં આવ્યા છે. તે સૌના મૂલભૂત પ્રથમ વિકાર અહંકાર છે. ૨૯૮

**યાવત્સ્યાત્સ્વસ્ય સમ્બન્ધોઽહંકારેણ દુરાત્મના ।**
**તાવન્ન લેશમાત્રાપિ મુક્તિવાર્તા વિલક્ષણા ॥૨૯૯॥**

જ્યાં સુધી દુરાત્મા અહંકારની સાથે પોતાનો સંબંધ હોય ત્યાં સુધી વિલક્ષણ મુક્તિની વાર્તા લેશમાત્ર પણ સંભવતી નથી. ૨૯૯

**અહંકાર ગ્રહાન્મુક્તઃ સ્વરૂપમુપપદ્યતે ।**
**ચંન્દ્રવદ્વિમલઃ પૂર્ણઃ સદાનન્દઃ સ્વયંપ્રભઃ ॥૩૦૦॥**

અહંકારરૂપ ગ્રહથી મુક્ત થયેલો પુરૂષ ચંદ્રમાના જેવો વિમલ પૂર્ણ, સદાનંદરૂપ અને સ્વયંપ્રકાશ થઇ સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૩૦૦

**યો વા પુરે સોઽહમિતિ પ્રતીતો,**
**બુદ્ધ્યા પ્રકલૃપ્તસ્તમસાઽતિ ગૂઢયા ।**
**તસ્યૈવ નિઃશેષતયા વિનાશે,**
**બ્રહ્માત્મભાવઃ પ્રતિબન્ધશૂન્યઃ ॥૩૦૧॥**

જે અહંકાર અજ્ઞાનથી અતિ ઢંકાયેલી બુદ્ધિ વડે ઉત્પન્ન થયો છે તે અહંકાર શરીરરૂપ પુરમાં હું એવા ભાવથી પ્રતીત થાય છે. તેનો નિઃશેષ વિનાશ થવાથી પુરૂષને પ્રતિબંધરહિત બ્રહ્માત્મભાવની પ્રાપ્તિ થાય છે. ૩૦૧

**બ્રહ્માનંદ નિધિર્મહાબલવતાહંકારઘોરાહિના,**
**સંવેષ્ટ્યાત્મનિ રક્ષ્યતે ગુણમયૈશ્ચંડૈસ્ત્રિભિર્મસ્તકૈઃ ।**

**વિજ્ઞાનાખ્યમહાસિના શ્રુતિમતા વિચ્છિદ્ય શીર્ષત્રયં,**
**નિર્મૂલ્યાહિમિમંનિધિં સુખકરં ધીરોઽનુભોક્તું ક્ષમઃ ॥૩૦૨**

બ્રહ્માનંદરૂપ ભંડારને મહાબળવાન્ અહંકારરૂપ ભયંકર સાપે સત્ત્વ, રજસ્ ને તમસ્ આ ત્રણ ગુણરૂપ પ્રચંડ ફણાઓથી સારી રીતે લપેટીને પોતાના માટે રાખ્યો છે; જ્યારે ધીર પુરૂષ શ્રુતિસંમત વિજ્ઞાન નામક મહાન્ તલવારથી ત્રણ ફણાઓને સારી રીતે છેદી નાખીને આ સાપને નિર્મૂલ કરી દે છે, ત્યારેજ આનંદપ્રદ ભંડારને ભોગવવા માટે શક્તિમાન્ બને છે. ૩૦૨

**યાવદ્વા યત્કિંચિદ્વિષદોષસ્ફૂર્તિરસ્તિ ચેદ્દેહે ।**
**કથમારોગ્યાય ભવેત્તદ્વદહન્તાપિ યોગિનો મુક્ત્યૈ ॥૩૦૩॥**

જ્યાં સુધી યત્કિંચિત્ વિષદોષ સ્ફુર્તિ જો દેહમાં રહી ગઇ હોય તો ત્યાં સુધી આરોગ્ય માટે કોઇ પણ માણસ કેવી રીતે સમર્થ થઇ શકે? તેજ પ્રમાણે અહંકાર પણ જ્યાં સુધી નિર્મૂલ થાય નહિ ત્યાં સુધી યોગીને મોક્ષના માટે શકયતાનો અસંભવ છે. ૩૦૩

**અહમોઽત્યન્તનિવૃત્યાતત્કૃતનાનાવિકલ્પસંહૃત્યા ।**
**પ્રત્યક્તત્ત્વવિવેકાદિદમહમસ્મીત્યેવ વિન્દતે તત્ત્વમ્ ॥૩૦૪॥**

અહંકારની અત્યંત નિવૃત્તિવડે, તેણે કરેલા અનેક પ્રકારના વિકલ્પના સંહારવડે અને પ્રત્યક્ તત્ત્વવિવેકવડે આ હું છું એમજ તત્ત્વને પામે છે. ૩૦૪

**અહંકારે કર્તર્યહમિતિ મતિં મુંચ સહસા,**
**વિકરાત્મન્યાત્મ પ્રતિફલજુષિ સ્વસ્થિતિમુષિ ।**
**યદધ્યાસાત્પ્રાપ્તા જનિમૃતિજરા દુઃખ બહુલા,**
**પ્રતીચશ્ચિન્મૂર્તેસ્તવ સુખતનોઃ સંસૃતિરિયમ્ ॥૩૦૫॥**

આ કર્તારૂપ, વિકારાત્મક, આત્મપ્રતિબિંબયુક્ત અને સ્વસ્વરૂ-

પને ઢાંકી દેનાર અહંકારમાં હું એવા ભાવવાળી બુદ્ધિનો શીઘ્ર ત્યાગ કર; જેના અધ્યાસથી પ્રત્યગાત્મા, ચૈતન્ય સ્વરૂપ અને આનંદસ્વરૂપ તને જન્મ, મરણ ને જરા આદિ ઘણાં દુઃખવાળો આ સંસાર પ્રાપ્ત થયો છે. ૩૦૫

**સદૈકરૂપસ્ય ચિદાત્મનો વિભો—**
**રાનન્દમૂર્તેરનવદ્યકીર્તેઃ ।**
**નૈવાન્યથા ક્વાપ્યવિકારિણસ્તે**
**વિનાઽહમધ્યાસમમુષ્ય સંસૃતિઃ ॥૩૦૬॥**

સદા એક સ્વરૂપ, ચિદાત્મા, વિભૂ, આનંદમૂર્તિ, નિર્દોષ કીર્તિવાન્ અને અવિકારી તને આ અહંકારના અધ્યાસ વિના અન્ય કોઈ પણ પ્રકારે સંસાર પ્રાપ્તિ થાય તેમ નથીજ. ૩૦૬

**તસ્માદહંકારમિમં સ્વશત્રું,**
**ભોક્તુર્ગલે કંટકવત્પ્રતીતમ્ ।**
**વિચ્છિદ્ય વિજ્ઞાનમહાસિના સ્ફુટં,**
**ભુંક્ષ્વાત્મ સામ્રાજ્યસુખં યથેષ્ટં ॥૩૦૭॥**

તેથી ભોક્તાના ગળામાં કાંટાની પેઠે પ્રતીત થતા આ અહંકારરૂપ પોતાના શત્રુને વિજ્ઞાનરૂપ મહાન્ તરવારથી સારી રીતે છેદીને આત્મસામ્રાજ્યના અક્ષય સુખને સ્વેચ્છાનુસાર તું ભોગવ. ૩૦૭

**તતોઽહમાદેર્વિનિવર્ત્ય વૃત્તિં,**
**સંત્યક્તરાગઃ પરમાર્થલાભાત્ ।**
**તૂષ્ણીં સમાસ્સ્વાત્મસુખાનુભૂત્યા,**
**પૂર્ણાત્મના બ્રહ્મણિ નિર્વિકલ્પઃ ॥૩૦૮॥**

તત્પશ્ચાત્ અહંકારાદિવૃત્તિનો વિનાશ કરીને, પરમાર્થ લાભથી શબ્દાદિ વિષયોમાં રહેલી આસક્તિને સારી રીતે ત્યજીને તથા સ્વાત્મસુખાનુભવથી તૂષ્ણીપદ પ્રાપ્ત કરીને નિર્વિકલ્પ બ્રહ્મમાં પૂર્ણસ્વરૂપે સ્થિત થા. ૩૦૮

**સમૂલકૃત્તોઽપિ મહાનહં પુન—**
**ર્વ્યુલ્લેખિતઃસ્યાદ્યદિ ચેતસા ક્ષણમ્ ।**
**સંજીવ્ય વિક્ષેપશતં કરોતિ,**
**નભસ્વતા પ્રાવૃષિ વારિદો યથા ॥૩૦૯॥**

આ મહાન્ અહંકારને મૂલસહિત છેદી નાખ્યો હોય તો પણ જો ચિત્તથી ક્ષણવાર ફરી સ્મરણ કરેલો થાય તો વર્ષાઋતુમાં વાયુથી સંયુક્ત થયેલા વરસાદની પેઠે સજીવન થઇ સેંકડો વિક્ષેપ ઉભા કરે છે. ૩૦૯

**નિગૃહ્ય શત્રોરહમોઽવકાશઃ,**
**ક્વચિન્ન દેયો વિષમાનુચિન્તયા ।**
**સ એવ સંજીવનહેતુરસ્ય,**
**પ્રક્ષીણ જમ્બીરતરોરિવામ્બુ ॥૩૧૦॥**

આ અહંકારરૂપ શત્રુને સારી રીતે ક્ષીણ કરીને વિષયાનુચિંતનવડે કદિપણ અવકાશ આપવો નહિ. પ્રક્ષીણ થઇ ગયેલા લિંબુના ઝાડને મળતા જલની પેઠે તેજ આના સંજીવનનો હેતુ છે. ૩૧૦

**દેહાત્મના સંસ્થિત એવ કામી,**
**વિલક્ષણઃ કામયિતા કથં સ્યાત્ ।**
**અતોઽર્થસન્ધાન પરત્વમેવ,**
**ભેદપ્રસક્ત્યા ભવબન્ધહેતુઃ ॥૩૧૧॥**

દેહાત્મબુદ્ધિથી સારી રીતે સ્થિત થયેલોજ કામી હોય છે, તેનાથી વિલક્ષણ બુદ્ધિવાળો પુરૂષ કેવી રીતે કામના કરનારો હોઇ શકે? આથી ભેદપ્રસક્તિવડે વિષય ચિંતનમાં તત્પર થવુંજ ભવ બંધનનો હેતુ છે. ૩૧૧

**કાર્યપ્રવર્ધનાદ્ બીજપ્રવૃદ્ધિઃ પરિદૃશ્યતે ।**
**કાર્યનાશદ્બીજનાશસ્તસ્માત્કાર્યં નિરોધયેત્ ॥૩૧૨॥**

કાર્ય પ્રવર્ધનથી બીજપ્રવૃદ્ધિ સારી રીતે જોવામાં આવે છે. અને કાર્યનાશથી બીજનાશ પણ જોવામાં આવે છે, તેથી મુમુક્ષુ કાર્યનો નિરોધ કરે. ૩૧૨

**વાસનાવૃદ્ધિતઃ કાર્યં કાર્યવૃદ્ધ્યાચ વાસના ।**
**વર્ધતે સર્વથા પુંસઃ સંસારો ન નિવર્તતે ॥૩૧૩॥**

વાસનાવૃદ્ધિથી કાર્ય વધે છે અને કાર્યવૃદ્ધિથી સર્વપ્રકારે વાસના વધે છે. આમ થવાથી પુરૂપનો સંસાર નિવૃત્તિ પામતો નથી. ૩૧૩

**સંસારબન્ધવિચ્છિત્યૈતદ્દ્વયં પ્રદહેદ્યતિઃ ।**
**વાસનાવૃદ્ધિરેતાભ્યાં ચિન્તયા ક્રિયયા બહિઃ ॥૩૧૪॥**

યતિ સંસારરૂપ બંધનના વિચ્છેદ માટે તે બન્નેને સારી રીતે બાળે. ચિંતા અને બહિર્ક્રિયા આ બેવડે વાસનાની વૃદ્ધિ થાય છે. ૩૧૪

**તાભ્યાં પ્રવર્ધમાના સા સૂતે સંસૃતિમાત્મનઃ ।**
**ત્રયાણાં ચ ક્ષયોપાયઃ સર્વાવસ્થાસુ સર્વદા ॥૩૧૫॥**

વિષયચિંતા અને બહીર્ક્રિયા ઉભયથી પ્રવર્ધમાન થયેલી તે વાસના આત્માને માટે સંસાર ઉત્પન્ન કરે છે. આ ત્રણેના નાશનો ઉપાય સર્વદા સર્વ અવસ્થાઓમાં કરવો આવશ્યક છે. ૩૧૫

**સર્વત્ર સર્વતઃ સર્વં બ્રહ્મમાત્રાવલોકનૈઃ ।**
**સદ્ભાવવાસનાદાઢર્યાત્ ત્રિતયં લયમશ્નુતે ॥૩૧૬॥**

સર્વત્ર સર્વને સર્વપ્રકારે બ્રહ્મરૂપે જોવાથી અને સદ્ભાવની વાસનાના દઢપણાથી આ ત્રણેનો નાશ થાય છે. ૩૧૬

**ક્રિયાનાશે ભવેચ્ચિન્તાનાશોઽસ્માદ્વાસનાક્ષયઃ ।**
**વાસનાપ્રક્ષયો મોક્ષઃ સા જીવન્મુક્તિરિષ્યતે ॥૩૧૭॥**

ક્રિયાનાશથી ચિંતાનો નાશ થાય છે, આ ચિંતાનાશથી વાસનાનો નાશ થાય છે, અને વાસનાનો સારી રીતે નાશ એ મોક્ષ છે. તેજ જીવનમુક્તિ કહેવાય છે. ૩૧૭

**સદ્વાસનાસ્ફૂર્તિ વિજૃમ્ભણે સતિ,**
**હ્યસૌ વિલીનાઽપ્યહમાદિવાસના ।**
**અતિપ્રકૃષ્ટાઽપ્યરૂણપ્રભાયાં,**
**વિલીયતે સાધુ યથા તમિસ્રા ॥૩૧૮॥**

જેમ અંધારી રાત્રિ ઘણી જામેલી હોય છતાં પણ અરૂણની પ્રભાથી સહજે વિલય પામે છે તેમ સદ્વાસનાની સ્ફુર્તિનો ઉદય થવાથી આ અહંકારાદિની વાસના પણ વિલીન થાય છે. ૩૧૮

**તમસ્તમઃકાર્યમનર્થજાલં,**
**ન દૃશ્યતે સત્યુદિતે દિનેશે ।**
**તથાઽદ્વયાનન્દરસાનુભૂતૌ,**
**નૈવાસ્તિ બન્ધો ન ચ દુઃખગન્ધઃ ॥૩૧૯॥**

જેમ સૂર્યનો ઉદય થવાથી અંધારૂં અને અંધારાના કાર્યરૂપ અનર્થજાલ જોવામાં આવતાં નથી તેમ અદ્વયાનંદ રસાનુભવથી બંધ નથીજ અને બંધથી ઉત્પન્ન થનારા દુઃખની ગંધ પણ નથી. ૩૧૯

**દૃશ્યં પ્રતીતં પ્રવિલાપયન્સ્વયં,**
**સન્માત્રમાનન્દઘનં વિભાવયન્ ।**
**સમાહિતઃ સન્બહિરન્તરં વા,**
**કાલં નયેથાઃ સતિ કર્મબન્ધે ॥૩૨૦॥**

જો તને પ્રારબ્ધ કર્મરૂપ બંધ હજી નડતો હોય તો આ પ્રતીયમાન દૃશ્યને વિલીન કરતો છતો, સત્તામાત્ર આનંદઘન બ્રહ્મની દૃઢભાવના કરતો છતો અને અંતર–બહારથી સાવધાન રહ્યો છતો તારા જીવનનો અવશેષ કાલ વ્યતીત કર. ૩૨૦

**પ્રમાદો બ્રહ્મનિષ્ઠાયાં ન કર્તવ્યઃ કદાચન ।**
**પ્રમાદો મૃત્યુરિત્યાહ ભગવાન્બ્રહ્મણઃ સુતઃ ॥૩૨૧॥**

બ્રહ્મનિષ્ઠામાં કદિપણ પ્રમાદ કરવો જોઇએ નહિ. " પ્રમાદ

મૃત્યુ છે" એમ બ્રહ્માના પુત્ર ભગવાન્ સનત્કુમાર કહે છે. ૩૨૧

**ન પ્રમાદાદનર્થોઽન્યો જ્ઞાનિનઃ સ્વસ્વરૂપતઃ ।**
**તતો મોહસ્તતોઽહંધીસ્તતો બંધસ્તતો વ્યથા ॥૩૨૨॥**

જ્ઞાનીને સ્વસ્વરૂપના પ્રમાદથી બીજો કોઇ અનર્થ નથી. તે સ્વસ્વરૂપના પ્રમાદથી મોહ થાય છે, તે મોહથી દેહાદિમાં અહંપણાની બુદ્ધિ થાય છે, તે અહંપણાના બુદ્ધિથી બંધ થાય છે અને તે બંધથી દુઃખ થાય છે. ૩૨૨

**વિષયાભિમુખં દૃષ્ટ્વા વિદ્વાંસમપિ વિસ્મૃતિઃ ।**
**વિક્ષેપયતિ ધીદોષૈર્યોષા જારમિવ પ્રિયમ્ ॥૩૨૩॥**

જેમ વ્યભિચારિણી સ્ત્રી પોતાના ઉપર આક્રીન બનેલા પ્રિય પુરૂષને અનેક પ્રકારના વિક્ષેપોથી યુક્ત કરે છે તેમ સ્વસ્વરૂપની વિસ્મૃતિ પણ વિદ્વાનને વિષયાભિમુખ થયેલો જોઇને બુદ્ધિના દોષોથી વિક્ષિપ્ત કરે છે. ૩૨૩

**યથાઽપકૃષ્ટં શૈવાલં ક્ષણમાત્રં ન તિષ્ઠતિ ।**
**આવૃણોતિ તથા માયા પ્રાજ્ઞંવાઽપિ પરાઙ્મુખમ્ ॥૩૨૪॥**

જેમ દૂર કરેલી જલ ઉપરની લીલ અન્યત્ર ક્ષણવાર પણ ઠરતી નથી પણ પાછી આવીને જેમની તેમ છવાઇ જાય છે તેમજ માયા પણ બહિર્મુખ થયેલા જ્ઞાનીને ઘેરી લે છે. ૩૨૪

**લક્ષ્યચ્યુતં ચેદ્યદિચિત્તમીષ—**
**દ્બહિર્મુખં સન્નિપતેત્તતસ્તતઃ ।**
**પ્રમાદતઃ પ્રચ્યુતકેલિકન્દુકઃ,**
**સોપાન પંક્તૌ પતિતો યથા તથા ॥ ૩૨૫ ॥**

જેમ પ્રમાદવશાત્ હાથમાંથી પગથીયાં ઉપર પડી ગયેલો રમવાનો દડો એક પછી એક એમ ઉત્તરોત્તર પગથીયે પડતો જાય છે તેમ સ્વાત્મરૂપ લક્ષ્યમાંથી પ્રમાદવશાત્ ભ્રષ્ટ થયેલું ચિત્ત જો થોડું પણ બહિર્મુખ થાય તો તે નીચે ને નીચે પડતું જાય છે. ૩૨૫

**વિષયેષ્વા વિશચ્ચેતઃ સંકલ્પયતિ તદ્ગુણાન્ ।**
**સમ્યક્ સંકલ્પનાત્કામઃ કામાત્પુંસઃ પ્રવર્તનમ્ ॥ ૩૨૬ ॥**

વિષયોમાં લાગી રહેલું ચિત્ત તેના ગુણોનું ચિંતન કરે છે, નિરંતર ચિંતન કરવાથી વિષય ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને વિષયેચ્છાથી પુરૂષની વિષયોમાં પ્રવૃત્તિ થાય છે. ૩૨૬

**અતઃ પ્રમાદાન્ન પરોઽસ્તિ મૃત્યુ—**
**વિવેકિનો બ્રહ્મવિદઃ સમાધૌ ।**
**સમાહિતઃ સિદ્ધિમુપૈતિ સમ્યક્,**
**સમાહિતાત્મા ભવ સાવધાનઃ ॥ ૩૨૭ ॥**

આથી વિવેકી બ્રહ્મવેત્તા માટે પ્રમાદથી ભિન્ન મૃત્યુ નથી. સમાધિમાં સમાહિત રહેનાર પુરૂષ યથાર્થ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. માટે હે શિષ્ય! સાવધાન રહી સમાહિતાત્મા થા. ૩૨૭

**તતઃ સ્વરૂપવિભ્રંશો વિભ્રષ્ટસ્તુ પતત્યધઃ ।**
**પતિતસ્ય વિના નાશં પુનર્નારોહ ઈક્ષ્યતે ॥ ૩૨૮ ॥**

તે પ્રમાદથી સ્વરૂપ વિભ્રંશ થાય છે, વિભ્રષ્ટ નીચે પડે છે અને પડેલાનો નાશ વિના ફરી આરોહ જોવામાં આવતો નથી. ૩૨૯

**સંકલ્પં વર્જયેત્તસ્માત્સર્વાનર્થસ્ય કારણમ્ ।**
**જીવતો યસ્ય કૈવલ્યં વિદેહે સ ચ કેવલઃ ।**
**યત્કિંચિત્પશ્યતો ભેદં ભયં બ્રૂતે યજુઃ શ્રુતિઃ ॥ ૩૨૯ ॥**

તેથી સર્વ અનર્થના કારણરૂપ સંકલ્પને ત્યજવો જોઇએ. જેણે જીવતાં કૈવલ્ય પ્રાપ્ત કર્યું છે તેજ દેહપાત પછી કૈવલ્ય–મોક્ષનો ભાગી બને છે. "જરા પણ ભેદ જોનારને ભય છે" એમ યજુર્વેદની શ્રુતિ કહે છે. ૩૨૯

**યદા કદા વાઽપિ વિપશ્ચિદેષ,**
**બ્રહ્મણ્યનન્તેઽપ્યણુમાત્રભેદમ્ ।**

**પશ્યત્યથામુષ્ય ભયં તદૈવ,**
**યદ્વીક્ષિતં ભિન્નતયા પ્રમાદાત્ ॥ ૩૩૦ ॥**

જો કદિપણુ આ વિદ્વાન્ અનંતબ્રહ્મમાં અણુમાત્ર ભેદ જુએ છે, તો આ પ્રમાદથી ભેદબુદ્ધિવડે જે જોયેલું તેજ ભયના કારણુરૂપ થાય છે. ૩૩૦

**શ્રુતિસ્મૃતિ ન્યાયશતૈર્નિષિદ્ધે,**
**દશ્યેડત્ર યઃ સ્વાત્મમતિં કરોતિ ।**
**ઉપૈતિ દુઃખોપરિ દુઃખજાતં,**
**નિષિદ્ધકર્તા સ મલિમ્લુચો યથા ॥ ૩૩૧ ॥**

સેંકડો શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિથી નિષિદ્ધ કહેલા આ દશ્યમાં જે સ્વાત્મબુદ્ધિ કરે છે તે પુરૂષ નિષિદ્ધ કરનાર ચોરની પેઠે દુઃખ પર દુઃખ સમૂહને પામે છે. ૩૩૧

**સત્યાભિસન્ધાનરતો વિમુક્તો,**
**મહત્ત્વમાત્મીયમુપૈતિ નિત્યમ્ ।**
**મિથ્યાભિસન્ધાનરતસ્તુ નશ્યેદ્,**
**દૃષ્ટં તદેતદ્યચોરચોરયોઃ ॥ ૩૩૨ ॥**

સત્યાભિસંધાનમાં પ્રીતિવાળો વિમુક્ત થઇ નિરંતર આત્મીય મહત્તાને પામે છે, અને મિથ્યાભિસંધાનમાં પ્રીતિવાળો નાશ પામે છે; તે આ જે ચોર–અચોરમાં જોયું છે. ૩૩૨

**યતિરસદનુસન્ધિં બન્ધહેતું વિહાય,**
**સ્વયમયમહમસ્મીત્યાત્મ દૃષ્ટ્યૈવ તિષ્ઠેત્ ।**
**સુખયતિ નનુ નિષ્ઠા બ્રહ્મણિ સ્વાનુભૂત્યા,**
**હરતિ પરમવિદ્યાકાર્યં દુઃખં પ્રતીતમ્ ॥૩૩૩॥**

યતિ બંધના હેતુરૂપ મિથ્યાનુસંધાનનો ત્યાગ કરીને આ બ્રહ્મ હું પોતે છું એમ આત્મદષ્ટિવડેજ રહે. બ્રહ્મમાં સ્વાનુભવથી ઉત્પન્ન

થયેલી નિષ્ઠા પરમ સુખ આપે છે અને અવિદ્યાના કાર્યભૂત આ પ્રતીત થતા દુઃખને દૂર કરે છે. ૩૩૩

**બાહ્યાનુસન્ધિઃ પરિવર્ધયેત્ફલં,**
**દુર્વાસનામેવ તતસ્તતોઽધિકામ્ ।**
**જ્ઞાત્વા વિવેકૈઃ પરિહૃત્ય બાહ્યં,**
**સ્વાત્માનુસન્ધિં વિદધીત નિત્યમ્ ॥ ૩૩૪ ॥**

બાહ્યવિષયોનું ચિંતન દુર્વાસાનારૂપ ફલને ઉત્તરોત્તર અધિક વધારે છે. માટે વિવેકપૂવક સ્વાત્મસ્વરૂપને જાણીને બાહ્યવિષયોનો ત્યાગ કરી નિરંતર સ્વાત્માનુસંધાન કરવું જોઈએ. ૩૩૪

**બાહ્યે નિરૂદ્ધે મનસઃ પ્રસન્નતા,**
**મનઃપ્રસાદે પરમાત્મદર્શનમ્ ।**
**તસ્મિન્સુદૃષ્ટે ભવબન્ધનાશો,**
**બહિર્નિરોધઃ પદવી વિમુક્તેઃ ॥ ૩૩૫ ॥**

બહારના વિષયોનો નિરોધ કરવાથી મનની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, મનની પ્રસન્નતાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે અને તે પરમાત્માના સમ્યક્ સાક્ષાત્કારથી ભવબંધનનો નાશ થાય છે. આ પ્રમાણે બહારના વિષયોનો નિરોધ વિમુક્તિનો માર્ગ છે. ૩૩૫

**કઃ પંડિતઃ સન્સદસદ્વિવેકી,**
**શ્રુતિપ્રમાણઃ પરમાર્થદર્શી ।**
**જાનન્હિ કુર્યાદસતોઽવલમ્બં,**
**સ્વપાતહેતોઃ શિશુવન્મુમુક્ષુઃ ॥ ૩૩૬ ।**

સત્–અસત્ વસ્તુનો વિવેકી જે શ્રુતિપ્રમાણને જાણનાર, પરમાર્થ દર્શી એવો કયો પંડિત છે કે, મુમુક્ષુ છતાં જાણી–બૂઝીને બાળકની પેઠે પોતાના પતનના કારણભૂત અસત્ પદાર્થનું અવલંબન કરે ? ૩૩૬

**દેહાદિસંસક્તિમતો ન મુક્તિ—**
**ર્મુક્તસ્ય દેહાદ્યભિમત્યભાવઃ ।**

**સુપ્તસ્ય નો જાગરણં ન જાગ્રતઃ,**
**સ્વપ્નસ્તયોર્ભિન્નગુણાશ્રયત્વાત્ ॥ ૩૩૭ ॥**

તે બન્ને ( સૂતેલા ને જાગતા ) ના જુદા જુદા ધર્મના આશ્રયપણાથી જેમ સૂતેલાને જાગ્રત્ નથી અને જાગતાને સ્વપ્ન નથી તેમ દેહાદિમાં દૃઢ આસક્તિવાળાને મુક્તિ નથી અને મુક્ત થયેલાને દેહાદિમાં અભિમાન નથી. ૩૩૭

**અન્તર્બહિઃ સ્વં સ્થિરજંગમેષુ,**
**જ્ઞાત્વાઽઽત્મનાઽઽધારતયા વિલોક્ય ।**
**ત્યક્તાખિલોપાધિરખંડરૂપઃ,**
**પૂર્ણાત્મના યઃ સ્થિત એષ મુક્તઃ ॥ ૩૩૮ ॥**

સ્થાવર-જંગમમાં અંતર-બહાર પોતાને જાણીને, અંતઃકરણવડે સર્વના અધિષ્ઠાનભૂત જોઇને તથા સમગ્ર ઉપાધિઓનો ત્યાગ કરીને જે અખંડરૂપે અને પૂર્ણસ્વરૂપે સ્થિત છે આ મુક્ત છે. ૩૩૮

**સર્વાત્મતા બન્ધવિમુક્તિહેતુઃ,**
**સર્વાત્મભાવાન્ન પરોઽસ્તિ કશ્ચિત્ ।**
**દૃશ્યાગ્રહે સત્યુપપદ્યતેઽસૌ,**
**સર્વાત્મભાવોઽસ્ય સદાઽઽત્મનિષ્ઠયા ॥ ૩૩૯ ॥**

સર્વાત્મતા ભવબંધથી વિમુક્ત થવાનું સાધન છે, સર્વાત્મભાવથી ભિન્ન કોઇ સાધન નથી. નિરંતર આત્મનિષ્ઠાવડે દૃશ્ય પદાર્થનું અગ્રહણ થવાથી આ સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. ૩૩૯

**દૃશ્યસ્યાગ્રહણં કથં નુ ઘટતે દેહાત્મના તિષ્ઠતો,**
**બાહ્યાર્થાનુભવપ્રસક્તમનસસ્તત્તત્ક્રિયાઃ કુર્વતઃ ।**
**સંન્યસ્તાખિલધર્મકર્મ વિષયૈર્નિત્યાત્મનિષ્ઠાપરૈ-**
**સ્તત્ત્વજ્ઞૈઃ કરણીયમાત્મનિસદાનન્દેચ્છુભિર્યત્નતઃ ॥૩૪૦॥**

દેહરૂપે સ્થિતિ કરનારને, બાહ્યપદાર્થોના અનુભવમાં પ્રસક્ત-મનવાળાને અને તે તે ક્રિયા કરનારને, દૃશ્યપદાર્થનું અગ્રહણ કેવી રીતે ઘટે ? અખિલ ધર્મ, કર્મ અને વિષયોનો પરિત્યાગ જેણે કર્યો છે, જે નિત્યાત્મનિષ્ઠામાં તત્પર છે, તત્ત્વને જાણનાર છે અને સદાનંદને ઇચ્છનાર છે તેમણે યત્નપૂર્વક અંતઃકરણમાં દૃશ્યનું અગ્રહણ કરવું જોઇએ. ૩૪૦

**સાર્વાત્મ્ય સિદ્ધયે ભિક્ષોઃ કૃતશ્રવણકર્મણઃ ।**
**સમાધિં વિદધાત્યેષા શાન્તો દાન્ત ઇતિ શ્રુતિઃ ॥૩૪૧॥**

ષડ્લિંગ સહિત વેદાંત શ્રવણરૂપ કર્મ કરનાર ભિક્ષુને સર્વાત્મભાવની સિદ્ધિ માટે "શાન્તો દાન્તઃ" (બૃહ૦ ૪-૪-૨૩) આ શ્રુતિ સમાધિનું વિધાન કરે છે.

**આરૂઢશક્તેરહમો વિનાશઃ**
**કર્તું ન શક્યઃ સહસાઽપિ પંડિતૈઃ ।**
**યે નિર્વિકલ્પાખ્ય સમાધિનિશ્ચલા—**
**સ્તાનન્તરાનન્તભવા હિ વાસનાઃ ॥ ૩૪૨ ॥**

આરૂઢ શક્તિવાળા અહંકારનો વિનાશ પંડિતોથી પણ એકદમ થઇ શકે તેમ નથી; કારણકે જેઓ નિર્વિકલ્પ નામની સમાધિમાં નિશ્ચલ બનેલા છે તેઓમાં પણ અનંત જન્મની વાસના જોવામાં આવે છે. ૩૪૨

**અહંબુદ્ધ્યૈવ મોહિન્યા યોજયિત્વાઽઽવૃતેર્બલાત્ ।**
**વિક્ષેપશક્તિઃ પુરૂષં વિક્ષેપયતિ તદ્ગુણૈઃ ॥ ૩૪૩ ॥**

વિક્ષેપશક્તિ, પુરૂષને મોહિત કરનારી અહંબુદ્ધિની સાથે આવરણના બલથી જોડીને તે અહંબુદ્ધિના ગુણો વડે વિક્ષેપ પમાડે છે. ૩૪૩

**વિક્ષેપશક્તિવિજયો વિષમો વિધાતું ।**
**નિઃશેષમાવરણશક્તિ નિવૃત્ત્યભાવે ।**

### દ્રષ્ટા-દશ્ય વિવેક

દ્રગ્દશ્યયોઃ સ્ફુટપયોજલવદ્વિભાગે,
નશ્યેત્તદાવરણમાત્મનિ ચ સ્વભાવાત્ ॥
નિઃસંશયેન ભવતિ પ્રતિબન્ધશૂન્યો,
વિક્ષેપણં નહિ તદા યદિ ચેન્મૃષાર્થે ॥૩૪૪॥

આવરણશક્તિની નિઃશેષ નિવૃત્તિના અભાવમાં વિક્ષેપશક્તિનો વિજય કરવો અત્યંત કઠિન છે. દુધ અને જલની પેઠે દ્રષ્ટા અને દ્દશ્યનું સ્પષ્ટ જ્ઞાન થવાથી તે આવરણશક્તિ પોતે પોતાની મેળે જ નાશ પામે છે, તત્પશ્ચાત્ જ્યારે મિથ્યાપદાર્થમાં વિક્ષેપણ થાય નહિ ત્યારે પુરૂષ નિઃસંશયપૂર્વક પ્રતિબંધ રહિત થાય છે. ૩૪૪

સમ્યગ્વિવેકઃ સ્ફુટબોધજન્યો,
વિભજ્ય દ્રગ્દશ્ય પદાર્થતત્ત્વમ્ ।
છિનત્તિ માયાકૃતમોહબન્ધં,
યસ્માદ્વિમુક્તસ્ય પુનર્ન સંસ્રુતિઃ ॥૩૪૫॥

દ્રષ્ટા-દ્દશ્યરૂપ પદાર્થના સ્વરૂપને જુદું પાડીને સ્પષ્ટબોધથી ઉત્પન્ન થયેલો સમ્યક્ વિવેક માયાકૃત મોહરૂપ બંધને છેદી નાખે છે, જેથી વિમુક્ત થયેલા પુરૂષને ફરી સંસારમાં આવવું પડતું નથી. ૩૪૫

પરાપરૈકત્વ વિવેકવહ્નિ-
ર્દહત્યવિદ્યાગહનં હ્યશેષમ્ ।
કિં સ્યાત્પુનઃ સંસરણસ્ય બીજ-
મદ્વૈતભાવં સમુપેયુષોઽસ્ય ॥૩૪૬॥

જીવ-બ્રહ્મના ઐક્યના વિવેકરૂપ અગ્નિ સમગ્ર અવિદ્યારૂપ વનને બાળી ભસ્મ કરી નાખે છે. તો પછી અદ્વૈતભાવ પ્રાપ્ત કરનાર આ પુરૂષને ફરી સંસાર પ્રાપ્તિનું કારણ શું હોઇ શકે? ૩૪૬

આવરણસ્ય નિવૃત્તિર્ભવતિ ચ સમ્યક્પદાર્થદર્શનતઃ ।
મિથ્યાજ્ઞાન વિનાશસ્તદ્વિક્ષેપજનિત દુઃખ નિવૃત્તિઃ ॥૩૪૭॥

પદાર્થના યથાર્થ દર્શનથી આવરણની નિવૃત્તિ થાય છે, મિથ્યા જ્ઞાનનો વિનાશ થાય છે અને વિક્ષેપજનિત દુઃખની નિવૃત્તિ થાય છે. ૩૪૭

**એતત્ત્રિતયં દૃષ્ટં સમ્યગ્રજ્જુસ્વરૂપ વિજ્ઞાનાત્ ।**
**તસ્માદ્વસ્તુસતત્ત્વં જ્ઞાતવ્યં બન્ધમુક્તયે વિદુષા ॥૩૪૮॥**

દોરડીના સ્વરૂપના સમ્યક્ અનુભવથી આ ત્રણ (ઉપર કહ્યાં તે) જોયાં છે; તેથી વિદ્વાન્ પુરૂષે ભવબંધથી મુક્ત થવા માટે વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ જાણવું જોઇએ. ૩૪૮

**અયોઽગ્નિ યોગાદિવ સત્સમન્વયા-**
**ન્માત્રાદિરૂપેણ વિજૃમ્ભતે ધીઃ ।**
**તત્કાર્યમેતદ્દ્વિતયં યતો મૃષા,**
**દૃષ્ટં ભ્રમસ્વપ્ન મનોરથેષુ ॥૩૪૯॥**

અગ્નિના સંબંધથી લોઢાની પેઠે બુદ્ધિ આત્મસંયોગથી માત્રાદિરૂપે પ્રતીત થાય છે. જેથી ભ્રમ, સ્વપ્ન અને મનોરથના કાલમાં આ બુદ્ધિનું મિથ્યાપણું જોયું છે તેથી તે બુદ્ધિના કાર્યરૂપ આ દ્વૈત પ્રપંચ પણ મિથ્યા છે. ૩૪૯

**તતો વિકારાઃ પ્રકૃતેરહંમુખા,**
**દેહાવસાના વિષયાશ્ચ સર્વે ।**
**ક્ષણેઽન્યથા ભાવિતયા હ્યમીષા-**
**મસત્ત્વમાત્મા તુ કદાપિ નાન્યથા ॥૩૫૦॥**

તેથી અહંકારથી માંડીને દેહ સ્થૂલ શરીર સુધીના પદાર્થો અને સર્વ વિષયો પ્રકૃતિના વિકાર-કાર્યરૂપ છે. ક્ષણમાં અન્યથા થવાપણું હોવાથી આ સર્વનું મિથ્યાપણું છે, આત્મા તો કદિપણ અન્યથારૂપે થતો નથી. ૩૫૦

**નિત્યાદ્વયાખંડચિદેકરૂપો,**
**બુદ્ધયાદિ સાક્ષી સદસદ્વિલક્ષણઃ ।**
**અહંપદ પ્રત્યયલક્ષિતાર્થઃ,**
**પ્રત્યક્‌સદાનન્દ ઘનઃ પરાત્મા ॥૩૫૧॥**

તે પરમાત્મા નિત્ય, અદ્વય, અખંડ, ચિદ્રૂપ, એકરૂપ, બુદ્ધિ વગેરેનો સાક્ષી, સત્–અસતથી વિલક્ષણ, અહંપદ પ્રત્યયના લક્ષિતાર્થ રૂપ, પ્રત્યગ્રૂપ અને સદા આનંદઘન સ્વરૂપ છે. ૩૫૧

**ઈત્થં વિપશ્ચિત્સદસદ્વિભજ્ય,**
**નિશ્ચિત્ય તત્ત્વં નિજબોધ દૃષ્ટ્યા ।**
**જ્ઞાત્વા સ્વમાત્માનમખંડ બોધં,**
**તેભ્યો વિમુક્તઃ સ્વયમેવ શામ્યતિ ॥૩૫૨॥**

આ પ્રમાણે વિદ્વાન્ સત્–અસતનો વિભાગ પાડીને, સ્વસ્વરૂપ જ્ઞાન દૃષ્ટિવડે તત્ત્વનો નિશ્ચય કરીને અને પોતાના અખંડજ્ઞાનસ્વરૂપ આત્માને જાણીને તેમનાથી વિમુક્ત થઇ પોતેજ શાંત થઇ જાય છે. ૩૫૨

## નિર્વિકલ્પ સમાધિ માહાત્મ્ય

**અજ્ઞાન હૃદયગ્રન્થેર્નિઃશેષ વિલયસ્તદા ।**
**સમાધિનાઽવિકલ્પેન યદાઽદ્વૈતાત્મદર્શનમ્ ॥૩૫૩॥**

જ્યારે નિર્વિકલ્પસમાધિથી અદ્વૈત સ્વરૂપ આત્માનું દર્શન થાય છે ત્યારે અજ્ઞાનરૂપ હૃદયગ્રંથિનો નિઃશેષ વિલય થાય છે. ૩૫૩

**ત્વમહમિદમિતીયં કલ્પના બુદ્ધિદોષા–**
**ત્પ્રભવતિ પરમાત્મન્યદ્વયે નિર્વિશેષે ।**
**પ્રવિલસતિ સમાધાવસ્ય સર્વો વિકલ્પો,**
**વિલયનમુપગચ્છેદ્વસ્તુતત્ત્વાવધૃત્યા ॥૩૫૪॥**

તું, હું અને આ એવા પ્રકારની આ કલ્પનાઓ બુદ્ધિદોષથી ઉત્પન્ન થાય છે. પણ જ્યારે સમાધિમાં અદ્વય અને નિર્વિશેષ પર-

આત્માનું સ્ફુરણ થાય છે ત્યારે આત્મતત્ત્વના અવધારણથી આ પુરૂષની સર્વ કલ્પનાઓ વિલયને પામે છે. ૩૫૪

શાન્તો દાન્તઃ પરમુપરતઃ ક્ષાન્તિયુકતઃ સમાધિં,
કુર્વન્નિત્યં કલયતિ યતિઃ સ્વસ્ય સર્વાત્મભાવમ્
તેનાવિદ્યાતિમિરજનિતાન્સાધુ દગ્ધ્વા વિકલ્પાન્,
બ્રહ્માકૃત્યા નિવસતિ સુખં નિષ્ક્રિયો નિર્વિકલ્પઃ ॥૩૫૫॥

શમવાળો, દમવાળો, શ્રેષ્ટ ઉપરતિવાળો, સહનશીલતાવાળો અને સમાધિ કરવાવાળો યતિ પોતાના સર્વાત્મભાવનું નિરંતર ચિંતન કરે છે; તે ચિંતનવડે અવિદ્યા રૂપ તિમિરથી ઉપજેલા સવ વિકલ્પોને સહજે બાળી નાખીને નિષ્ક્રિય અને નિર્વિકલ્પ થઇ આનંદપૂવક બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ કરે છે. ૩૫૫

સમાહિતા યે પ્રવિલાપ્ય બાહ્યં,
શ્રોત્રાદિ ચેતઃ સ્વમહં ચિદાત્મનિ ।
ત એવ મુક્તા ભવપાશબન્ધૈ-
ર્નાન્યે તુ પારોક્ષ્યકથાભિધાયિનઃ ॥૩૫૬॥

જેઓ પોતાની બહારની શ્રોત્રાદિ ઇંદ્રિયોનો, ચિત્તનો અને અહંકારનો ચિદાત્મામાં સારી રીતે લય કરીને સમાહિત થયેલા છે તેઓજ ભવપાશબંધથી મુક્ત બન્યા છે, પરોક્ષપણે બ્રહ્મની વાતો કરનારા બીજા લોકો તો મુક્ત થતા નથીજ. ૩૫૬

ઉપાધિભેદાત્સ્વયમેવ ભિદ્યતે,
ચોપાધ્યપોહે સ્વયમેવ કેવલઃ ।
તસ્માદુપાધેર્વિલયાય વિદ્વા-
ન્વસેત્સદાકલ્પસમાધિનિષ્ઠયા ॥૩૫૭॥

ઉપાધિ ભેદથીજ પોતે ભેદ પામે છે અને ઉપાધિનો લય થવાથી માત્ર પોતેજ અવશેષ રહે છે, તેથી ઉપાધિનો વિલય કરવા માટે વિદ્વાન્ સદા નિર્વિકલ્પ સમાધિની નિષ્ઠા વડે રહે. ૩૫૭

**સનિ સકતો નરો યાતિ સદ્ભાવં હ્યેકનિષ્ઠયા ।**
**કીટકો ભ્રમરં ધ્યાયન્ભ્રમરત્વાય કલ્પતે ॥૩૫૮॥**

સદ્રૂપબ્રહ્મમાં પ્રીતિવાળો પુરૂષ એકજ નિષ્ઠાથી બ્રહ્મભાવને પામે છે. ઇયળ ભ્રમરનું એકજ નિષ્ઠાથી ધ્યાન ધરતી હોવાથી ભ્રમરપણું પ્રાપ્ત કરવાને માટે લાયક બને છે. ૩૫૮

**ક્રિયાન્તરાસક્તિમપાસ્ય કીટકો,**
**ધ્યાયન્નલિત્વં હ્યલિભાવમૃચ્છતિ ।**
**તથૈવ યોગી પરમાત્મતત્ત્વં,**
**ધ્યાત્વા સમાયાતિ તદેકનિષ્ઠયા ॥૩૫૯॥**

જેમ ઇયળ અન્ય ક્રિયાઓમાંની આસક્તિનો ત્યાગ કરીને ભ્રમરત્વનું ધ્યાન કરતી છતી ભ્રમરભાવનેજ પામે છે તેમજ યોગી એકનિષ્ઠાથી પરમાત્મતત્ત્વનું ધ્યાન કરીને તે પરમાત્માનેજ પામે છે. ૩૫૯

**અતીવ સૂક્ષ્મં પરમાત્મતત્ત્વં,**
**ન સ્થૂલદૃષ્ટ્યા પ્રતિપત્તુમર્હતિ ।**
**સમાધિનાઽત્યન્તસુસૂક્ષ્મદૃષ્ટ્યા,**
**જ્ઞાતવ્યમાર્યૈરતિ શુદ્ધબુદ્ધિભિઃ ॥૩૬૦॥**

પરમાત્મતત્ત્વ ઘણુંજ સૂક્ષ્મ છે, તે સ્થૂલદૃષ્ટિથી જાણી શકાય તેવું નથી. અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા પુરૂષોએ સમાધિદ્વારા અતિસૂક્ષ્મ દૃષ્ટિથી જાણવું જોઇએ. ૩૬૦

**યથા સુવર્ણં પટુપાકશોધિતં,**
**ત્યક્ત્વા મલં સ્વાત્મગુણં સમૃચ્છતિ ।**
**તથા મનઃ સત્ત્વરજસ્તમોમલં,**
**ધ્યાનેન સંત્યજ્ય સમેતિ તત્ત્વમ્ ॥૩૬૧॥**

જેમ પટુપાક વિધિથી શોધેલું સુવર્ણ મેલનો ત્યાગ કરીને પોતાના મૂલગુણને પ્રાપ્ત થાય છે તેમ મન પણ સ્વાત્મધ્યાન વડે

સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણરૂપ મેલને સારી રીતે ત્યજીને આત્મતત્ત્વને પામે છે. ૩૬૧

**નિરન્તરાભ્યાસવશાત્તદિત્થં,**
**પક્વં મનો બ્રહ્મણિ લીયતે યદા ।**
**તદા સમાધિઃ સવિકલ્પવર્જિતઃ,**
**સ્વતોઽદ્વયાનંદ રસાનુભાવકઃ ॥૩૬૨॥**

મન જ્યારે નિરંતર અભ્યાસવશાત્ આવી રીતે પક્વ થઇ બ્રહ્મમાં લીન થાય છે ત્યારે અદ્વયાનંદ રસાનુભાવક નિર્વિકલ્પ સમાધિ એની મેળે થાય છે. ૩૬૨

**સમાધિનાઽનેન સમસ્તવાસના-**
**ગ્રન્થેર્વિનાશોઽખિલ કર્મનાશઃ ।**
**અન્તર્બહિઃ સર્વત એવ સર્વદા,**
**સ્વરૂપવિસ્ફૂર્તિરયત્નતઃ સ્યાત્ ॥૩૬૩॥**

આ નિર્વિકલ્પ સમાધિથી સમસ્ત વાસનાગ્રંથિનો વિનાશ અને અખિલ કર્મનો પણ નાશ થાય છે; તેમજ યત્નવિના સર્વ તરફથીજ અંતર-બહાર સર્વદા સ્વસ્વરૂપની વિસ્ફુર્તિ થાય છે. ૩૬૩

**શ્રુતેઃ શતગુણં વિદ્યાન્મનનં મનનાદપિ ।**
**નિદિધ્યાસં લક્ષગુણમનન્તં નિર્વિકલ્પકમ્ ॥૩૬૪॥**

શ્રવણથી મનન સોગણા ફલવાળું જાણો, મનનથી પણ નિદિ-ધ્યાસન લાખગણા ફલવાળું છે, અને નિર્વિકલ્પ સમાધિ તો તેનાથી અનંતગણા ફલવાળી છે. ૩૬૪

**નિર્વિકલ્પ સમાધિના સ્ફુટં,**
**બ્રહ્મતત્ત્વમવગમ્યતે ધ્રુવમ્ ।**
**નાન્યથા ચલતયા મનોગતેઃ,**
**પ્રત્યયાન્તર વિમિશ્રિતં ભવેત્ ॥૩૬૫॥**

નિર્વિકલ્પ સમાધિથી નક્કી બ્રહ્મતત્ત્વનું સ્પષ્ટજ્ઞાન થાય છે, મનોગત ચંચલતાથી બીજા પ્રકારે જ્ઞાનનો અસંભવ છે; અને જો કદિ થાય તો બીજાં જ્ઞાનોથી મિશ્રિત થાય છે. ૩૬૫

**અતઃ સમાધત્સ્વ યતેન્દ્રિયઃ,**
**સન્નિરન્તરં શાન્તમના પ્રતીચિ ।**
**વિધ્વંસય ધ્વાન્તમનાદ્યવિદ્યયા,**
**કૃતં સદેકત્વવિલોકનેન ॥૩૬૬॥**

આથી તું જિતેંદ્રિય થઇ શાન્ત મનથી નિરંતર પ્રત્યગાત્મામાં નિર્વિકલ્પ સમાધિ કર. સદ્રૂપ બ્રહ્મના એકત્વના સાક્ષાત્કારથી અનાદિ અવિદ્યાએ કરેલા આવરણનો વિધ્વંસ કર. ૩૬૬

**યોગસ્ય પ્રથમદ્વારં વાઙ્નિરોધોઽપરિગ્રહઃ ।**
**નિરાશા ચ નિરીહા ચ નિત્યમેકાન્તશીલતા ॥૩૬૭॥**

વાણીનો નિરોધ, અપરિગ્રહ, નિરાશા, નિરીહા અને કાયમ એકાન્તશીલતા આ નિર્વિકલ્પ સમાધિરૂપ યોગનું પ્રથમ દ્વાર છે. ૩૬૭

**એકાન્ત સ્થિતિરિન્દ્રિયોપરમણે હેતુર્દમશ્ચેતસઃ,**
**સંરોધે કરણં શમેન વિલયં યાયાદહંવાસના ।**
**તેનાનન્દરસાનુભૂતિરચલા બ્રાહ્મી સદા યોગિન,-**
**સ્તસ્માચ્ચિત્તનિરોધ એવ સતતં કાર્યઃપ્રયત્નો મુનેઃ ॥૩૬૮॥**

એકાંતસ્થિતિ ઇંદ્રિયોની ઉપરામતામાં હેતુભૂત છે, દમ ચિત્તના નિરોધમાં સાધનભૂત છે, શમથી અહંવાસના વિલય પામે છે અને તેનાથી યોગીને સદા અચલ બ્રહ્માનંદસ્વરૂપ અમૃતનો અનુભવ થાય છે. તેથી મુનિએ ચિત્તનિરોધરૂપ કાયમાંજ સતત પ્રયત્ન કરવો જોઇએ. ૩૬૮

વાચં નિયચ્છાત્મનિ તં નિયચ્છ,
બુદ્ધૌ ધિયં યચ્છ ચ બુદ્ધિસાક્ષિણિ ।
તં ચાપિ પૂર્ણાત્મનિ નિર્વિકલ્પે,
વિલાપ્ય શાન્તિં પરમાં ભજસ્વ ॥૩૬૯॥

વાણીનો મનમાં નિરોધ કર, તેનો બુદ્ધિમાં નિરોધ કર, બુદ્ધિનો બુદ્ધિના સાક્ષીમાં નિરોધ કર અને તેનો પણ નિર્વિકલ્પ પૂર્ણ બ્રહ્મમાં વિલય કરીને પરમશાંતિને પામ. ૩૬૯

દેહપ્રાણેંદ્રિય મનોબુદ્ધ્યાદિભિરૂપાધિભિઃ ।
યૈર્યૈર્વૃત્તેઃ સમાયોગસ્તત્તદ્ભાવોઽસ્ય યોગિનઃ ॥૩૭૦॥

દેહ, પ્રાણ, ઇંદ્રિય, મન અને બુદ્ધિઆદિરૂપ ઉપાધિઓથી જેની જેની વૃત્તિનો સમાયોગ થાય છે તે તે ભાવ આ યોગીનો થાય છે. ૩૭૦

તન્નિવૃત્ત્યા મુનેઃ સમ્યક્સર્વોપરમણં સુખમ્ ।
સંદૃશ્યતે સદાનન્દરસાનુભવવિપ્લવઃ ॥૩૭૧॥

તેની નિવૃત્તિથી મુનિને સમ્યક્ સર્વોપરામતારૂપ સુખનો અનુભવ થાય છે અને સદાનંદરસાનુભવની પ્રાપ્તિ થાય છે. ૩૭૧

અન્તસ્ત્યાગો બહિસ્ત્યાગો વિરક્તસ્યૈવ યુજ્યતે ।
ત્યજત્યન્તર્બહિઃસંગં વિરક્તસ્તુ મુમુક્ષયા ॥૩૭૨॥

અંતરનો ત્યાગ અને બહારનો ત્યાગ વિરક્તપુરૂષનોજ ઉપયોગી થાય છે કારણકે વિરક્ત પુરૂષ મુમુક્ષુતાવડે અંતરની અને બહારની આસક્તિનો ત્યાગ કરી શકે છે. ૩૭૨

બહિસ્તુ વિષયૈઃ સંગં તથાઽન્તરહમાદિભિઃ ।
વિરક્ત એવ શકનોતિ ત્યક્તું બ્રહ્મણિ નિષ્ઠિતઃ ॥૩૭૩॥

બ્રહ્મમાં નિષ્ઠાવાળો વિરક્તજ બહારના વિષય તથા અંતરના અહંકારાદિના સંગનો ત્યાગ કરવાને શક્તિમાન બને છે. ૩૭૩

**વૈરાગ્યબોધૌ પુરૂષસ્ય પક્ષિવત્**
**પક્ષૌ વિજાનીહિ વિચક્ષણ ત્વમ્ ।**
**વિમુક્તિસૌધાગ્રલતાધિરોહણં,**
**તાભ્યાં વિના નાન્યતરેણ સિધ્યતિ ॥૩૭૪॥**

હે વિચક્ષણ શિષ્ય! પક્ષીની પેઠે વૈરાગ્ય અને જ્ઞાન આ પુરૂષની બે પાંખો છે એમ તું જાણ. તે બન્ને વિના કેવલ એકથી વિમુક્તિરૂપ મહેલના અગ્રભાગમાં રહેલ લતાની પ્રાપ્તિ માટે આરોહણ કાર્ય સિદ્ધ થતું નથી. ૩૭૪

**અત્યન્તવૈરાગ્યવતઃ સમાધિઃ,**
**સમાહિતસ્યૈવ દૃઢપ્રબોધઃ ।**
**પ્રબુદ્ધતત્ત્વસ્ય હિ બન્ધમુક્તિ-**
**ર્મુક્તાત્મનો નિત્યસુખાનુભૂતિઃ ॥૩૭૫॥**

અત્યંત વૈરાગ્યવાળાનેજ સમાધિ પ્રાપ્ત થાય છે, સમાધિવાળાનેજ દૃઢ પ્રબોધ થાય છે, દૃઢપ્રબોધવાળાનેજ ભવબંધથી મુક્તિ થાય છે અને મુક્તાત્માનેજ નિત્યાનંદનો અનુભવ થાય છે. ૩૭૫

**વૈરાગ્યાન્ન પરં સુખસ્ય જનકં પશ્યામિ વશ્યાત્મન-**
**સ્તચ્ચેચ્છુદ્ધતરાત્મબોધસહિતં સ્વારાજ્ય સામ્રાજ્યધુક્ ।**
**એતદ્દ્વારમજસ્રમુક્તિયુવતેર્યસ્માત્ત્વમસ્માત્પરં,**
**સર્વત્રાસ્પૃહયા સદાત્મનિ સદા પ્રજ્ઞાં કુરૂ શ્રેયસે ॥૩૭૬॥**

મનવશ કરનારને માટે વૈરાગ્યથી ભિન્ન કોઇ પણ સુખનું સાધન હું જોતો નથી, તે વૈરાગ્ય જો શુદ્ધતર અને આત્મબોધ સહિત હોય તો સ્વરૂપાનંદભૂત સામ્રાજ્યનું સુખ આપનારો થાય છે. જેથી આ નિરંતર મુક્તિરૂપ યુવતિનું દ્વાર છે, તેથી તું આત્મકલ્યાણ માટે આથી ભિન્ન સવ પદાર્થમાં અસ્પૃહાવડે સદ્રૂપબ્રહ્મમાંજ સદા બુદ્ધિને સ્થિર કર. ૩૭૬

**આશાં છિન્ધિ વિષોપમેષુ વિષયેષ્વેષૈવ મૃત્યોઃ કૃતિ-**
**સ્ત્યક્ત્વા જાતિકુલાશ્રમેષ્વભિમતિં મુંચાતિ દૂરાત્ક્રિયાઃ ।**
**દેહાદાવસતિ ત્યજાત્મધિષણાં પ્રજ્ઞાં કુરુષ્વાત્મનિ,**
**ત્વં દ્રષ્ટાઽસ્યમનોઽસિ નિર્દ્વયપરં બ્રહ્માસિ યદ્વસ્તુતઃ ॥૩૭૭॥**

વિષની ઉપમાવાળા શબ્દાદિ વિષયોમાં ઉત્પન્ન થતી આશાને કાપી નાંખ. આ વિષયાશાજ મૃત્યુનું સ્વરૂપ છે. જાતિ, કુલ અને આશ્રમમાં રહેલા અભિમાનનો ત્યાગ કરીને ક્રિયાઓને અતિ દૂરથી નમસ્કાર કર. દેહાદિમાં રહેલી આત્મબુદ્ધિને ત્યજી દે અને આત્મામાં બુદ્ધિને સ્થિર કર. હે શિષ્ય! તું દ્રષ્ટા છે, અમનરૂપ છે તથા જે સ્વભાવથીજ અદ્વિતીય પર બ્રહ્મ છે તે તુંજ છે. ૩૭૭

**લક્ષ્યે બ્રહ્મણિ માનસં દૃઢતરં સંસ્થાપ્ય બાહ્યેન્દ્રિયં,**
**સ્વસ્થાને વિનિવેશ્ય નિશ્ચલતનુશ્ચોપેક્ષ્ય દેહસ્થિતિં ।**
**બ્રહ્માત્મૈક્યમુપેત્ય તન્મયતયા ચાખંડવૃત્ત્યાઽનિશં,**
**બ્રહ્માનંદરસં પિબાત્મનિ મુદા શૂન્યૈઃ કિમન્યૈર્ભૃશમ્ ॥૩૭૮॥**

મનને બ્રહ્મરૂપ લક્ષ્યમાં ખૂબ નિશ્ચલપણે સ્થાપીને, બહારના વિષયોમાં ભટકતી ઈંદ્રિયોને પોતપોતાના ગોલકમાં સારી રીતે સ્થિર કરીને, નિશ્ચલ શરીરવાળો થઇ, દેહસ્થિતિની ઉપેક્ષા કરીને, જીવ-બ્રહ્મનું ઐક્ય જાણીને તન્મયતાવડે અખંડ ભાવથી મનમાં પ્રસન્નતા-પુર્વક બ્રહ્માનંદરસનું નિરંતર પાન કર. અન્ય ફલરહિત સાધનોથી શું વધારે છે? ૩૭૮

**અનાત્મ ચિન્તનં ત્યક્ત્વા કશ્મલં દુઃખકારણમ્ ।**
**ચિન્તયાત્માનમાનન્દરૂપં યન્મુક્તિકારણમ્ ॥૩૭૯॥**

પાપાત્મક અને દુઃખના કારણરૂપ અનાત્મ ચિંતનનો ત્યાગ કરીને મુક્તિના કારણરૂપ જે આનંદસ્વરૂપ આત્મા છે તેનું ચિંતન કર. ૩૭૯

**એષ સ્વયંજ્યોતિરશેષ સાક્ષી,**
**વિજ્ઞાનકોશે વિલસત્યજસ્રમ્ ।**
**લક્ષ્યં વિધાયૈનમસદ્વિલક્ષણ-**
**મખંડવૃત્ત્યાઽઽત્મતયાઽનુભાવય ॥૩૮૦॥**

આ આત્મા સ્વયંજ્યોતિસ્વરૂપ છે, સર્વનો સાક્ષી છે, નિરંતર વિજ્ઞાનમયકોશમાં વિલસે છે, અસત્ પદાર્થથી વિલક્ષણ આ આત્માને પોતાના લક્ષ્યરૂપ કરીને આનું અખંડવૃત્તિથી આત્મપણાવડે નિરંતર ચિંતન કર. ૩૮૦

**એતમચ્છિન્નયા વૃત્ત્યાપ્રત્યયાન્તર શૂન્યયા ।**
**ઉલ્લેખયન્ વિજાનીયાત્સ્વસ્વરૂપતયા સ્ફુટમ્ ॥૩૮૧॥**

અન્ય પ્રતીતિથી રહિત અખંડવૃત્તિથી આ આત્માનું નિરંતર ચિંતન કરતો છતો યોગી આ આત્માને સ્પષ્ટપણે પોતાના સ્વરૂપે જાણે. ૩૮૧

**અત્રાત્મત્વં દ્દઢીકુર્વન્નહમાદિષુ સંત્યજન્ ।**
**ઉદાસીનતયા તેષુ તિષ્ઠેત્સ્ફુટઘટાદિવત્ ॥૩૮૨ઃ ।**

આ પ્રમાણે આ સર્વના સાક્ષીભૂત આત્મામાં આત્મપણું દ્દઢીભૂત કરતો છતો અહંકારાદિમાં માનેલા. આત્મપણાનો સારી રીતે ત્યાગ કરતો છતો તે સર્વમાં ફૂટેલા ઘટાદિની પેઠે ઉદાસીન ભાવથી રહે. ૩૮૨

**વિશુદ્ધમન્તઃકરણં સ્વરૂપે,**
**નિવેશ્ય સાક્ષિણ્યવબોધમાત્રે ।**
**શનૈઃ શનૈર્નિશ્ચલતામુપાનયન્**
**પૂર્ણં સ્વમેવાનુવિલોકયેત્તતઃ ॥૩૮૩॥**

સર્વના સાક્ષીભૂત અને જ્ઞાનસ્વરૂપ આત્મામાં પોતાના વિશુદ્ધ મનને પ્રવેશ કરાવીને ધીમે ધીમે નિશ્ચલતા પ્રાપ્ત કરાવતો છતો પછી પોતાનેજ પૂર્ણસ્વરૂપે જુએ. ૩૮૩

**દેહેન્દ્રિયપ્રાણમનોઽહમાદિભિઃ**
**સ્વાજ્ઞાનક્લૃપ્તૈરખિલૈરૂપાધિભિઃ ।**
**વિમુક્તમાત્માનમખંડરૂપં,**
**પૂર્ણં મહાકાશમિવાવલોકયેત્ ॥૩૮૪॥**

આત્માના અજ્ઞાનથી કલ્પિત દેહ. ઇંદ્રિય, પ્રાણ. મન અને અહંકારાદિ આ સર્વ ઉપાધિઓથી વિમુક્ત થઇ મહાકાશની પેઠે આત્માને અખંડ અને પૂર્ણ સ્વરૂપે જુએ. ૩૮૪

**ઘટકલશકુસૂલસૂચિમુખ્યૈ-**
**ર્ગગનમુપાધિશતૈર્વિમુક્તમેકમ્ ।**
**ભવતિ ન વિવિધં તથૈવ શુદ્ધં,**
**પરમહમાદિ વિમુક્તમેકમેવ ॥૩૮૫॥**

જેમ ઘડો, કલશ, કોઠી અને સોય આદિ સેંકડો ઉપાધિઓથી વિમુક્ત થયેલું આકાશ એક સ્વરૂપે રહે છે, વિવિધરૂપે નહિ, તેમજ અહંકારાદિથી વિમુક્ત થયેલું શુદ્ધ સ્વરૂપ અને પરમ આત્મતત્ત્વ એકજ સ્વરૂપે રહે છે. ૩૮૫

**બ્રહ્માદિસ્તમ્બપર્યન્તા મૃષામાત્રા ઉપાધયઃ ।**
**તતઃ પૂર્ણં સ્વમાત્માનં પશ્યેદેકાત્મના સ્થિતમ્ ॥૩૮૬॥**

સૃષ્ટિના સર્જનહાર બ્રહ્માથી માંડીને ઠેઠ થુંબડા સુધીની ઉપાધિઓ મિથ્યામાત્ર છે; તેથી યોગી પોતાના પૂર્ણસ્વરૂપ આત્માને એકજસ્વરૂપે રહેલો જુએ. ૩૮૬

**યત્ર ભ્રાન્ત્યા કલ્પિતં તદ્વિવેકે,**
**તત્તન્માત્રં નૈવ તસ્માદ્વિભિન્નં ।**
**ભ્રાન્તેર્નાશે ભ્રાંતિદૃષ્ટાહિતત્ત્વં,**
**રજ્જુસ્તદ્વદ્વિશ્વમાત્મ સ્વરૂપમ્ ॥૩૮૭॥**

જ્યાં જે વસ્તુ ભ્રાંતિથી કલ્પિત હોય તેનો વિવેક થવાથી તે વસ્તુ તે રૂપેજ જણાય છે, તેનાથી વિભિન્નસ્વરૂપે નહિજ. ભ્રાંતિનો નાશ થવાથી ભ્રાંતિકાલમાં જોયેલું સર્પનું સ્વરૂપ રજ્જુરૂપેજ જણાય છે, તેજ પ્રમાણે ભ્રાંતિકાલમાં સત્યસ્વરૂપે જણાતું જગત્ ભ્રાંતિનો નાશ થવાથી આત્મસ્વરૂપેજ જણાય છે. ૩૮૭

**સ્વાત્માનું સર્વાત્મક્પણું**

**સ્વયં બ્રહ્મા સ્વયં વિષ્ણુઃ સ્વયમિન્દ્ર સ્વયં શિવઃ ।**
**સ્વયં વિશ્વમિદં સર્વં સ્વસ્માદન્યન્ન કિંચન ॥૩૮૮॥**

આ આત્મા પોતે બ્રહ્મા છે, પોતે વિષ્ણુ છે, પોતે ઇન્દ્ર છે, પોતે શિવ છે અને પોતે આ સર્વ વિશ્વરૂપ છે, પોતાનાથી ભિન્ન કાંઇ પણ નથી. ૩૮૮

**અન્તઃ સ્વયં ચાપિ બહિઃ સ્વયં ચ,**
**સ્વયં પુરસ્તાત્સ્વયમેવં પશ્ચાત્ ।**
**સ્વયં હ્યવાચ્યાં સ્વયમપ્યુદીચ્યાં,**
**તથોપરિષ્ટાત્સ્વયમપ્યધસ્તાત્ ॥૩૮૯॥**

આ આત્મા પોતે અંતઃસ્વરૂપ છે અને પોતેજ બહિસ્વરૂપ છે, પોતે પૂર્વ દિશારૂપ છે અને પોતેજ પશ્ચિમદિશારૂપ છે, પોતે દક્ષિણ-દિશારૂપ છે અને પોતેજ ઉત્તરદિશારૂપ છે તથા પોતેજ ઉપર છે ને પોતેજ નીચે છે. ૩૮૯

**તરંગફેનભ્રમબુદ્બુદાદિ,**
**સર્વં સ્વરુપેણ જલં યથા તથા ।**
**ચિદેવ દેહાદ્યહમન્તમેતત્**
**સર્વં ચિદેવૈકરસં વિશુદ્ધમ્ ॥૩૯૦॥**

જેમ તરંગ, ફીણ, ભમરી અને પરપોટા વગેરે સર્વ સ્વરૂપથી જલરૂપજ છે તેમ દેહથી માંડીને અહંકાર સુધીના સર્વ પદાર્થો ચેતનજ છે, તથા આ સર્વ દશ્ય પ્રપંચ પણ એકરસ અને વિશુદ્ધ ચેતનજ છે. ૩૯૦

**સદેવેદં સર્વં જગદવગતં વાઙ્મનસયોઃ,**
**સતોઽન્યન્નાસ્ત્યેવ પ્રકૃતિપર સીમ્નિ સ્થિતવતઃ ।**
**પૃથક્ કિં મૃત્સ્નાયાઃ કલશઘટકુમ્ભાદ્યવગતં,**
**વદત્યેષ ભ્રાન્તસ્ત્વમહમિતિ માયામદિરયા ॥૩૯૧॥**

વાણી અને મનથી જ્ઞાત આ સર્વ જગત્ સદ્રૂપજ છે, પ્રકૃતિથી પર દેશ-સ્થાનમાં રહેલા સદ્રૂપબ્રહ્મથી ભિન્ન કાંઇપણ નથીજ. કલશ, ઘડો અને કુંભાદિ શબ્દથી જ્ઞાત વસ્તુ શું માટીથી ભિન્ન હોઇ શકે? માયારૂપ મદિરાના નિશાથી આ ભ્રાંતિવાળો પુરૂષ તું મ્હારાથી ભિન્ન છે અને હું તારાથી ભિન્ન છું એમ બોલે છે. ૩૯૧

**ક્રિયાસમભિહારેણ યત્ર નાન્યદિતિ શ્રુતિઃ ।**
**બ્રવીતિ દ્વૈતરાહિત્યં મિથ્યાધ્યાસનિવૃત્તયે ॥૩૯૨॥**

"જ્યાં અન્ય જોતો નથી" ( છાંદો૦ ૭-૨૪-૧ ) આ શ્રુતિ મિથ્યા અધ્યાસની નિવૃત્તિ માટે વારંવાર કથનવડે દ્વૈત રહિતપણું કહે છે. ૩૯૨

**આકાશવન્નિર્મલનિર્વિકલ્પં,**
**નિઃસીમ નિષ્પન્દનનિર્વિકારમ્ ।**
**અન્તર્બહિઃ શૂન્યમનન્યમદ્વયં,**
**સ્વયં પરં બ્રહ્મ કિમસ્તિ બોધ્યમ્ ॥૩૯૩॥**

આકાશના જેવું નિર્મલ, નિર્વિકલ્પ, નિઃસીમ, નિષ્પન્દન, નિર્વિકારી, અંતર-બહારથી શૂન્ય, અનન્ય, અદ્વય, સ્વયંપ્રકાશ અને સર્વથી શ્રેષ્ટ બ્રહ્મ છે. આથી વધારે જાણવા યોગ્ય શું છે? ૩૯૩

**વક્તવ્યં કિમુ વિદ્યતેઽત્ર બહુધા બ્રહ્મૈવ જીવઃ સ્વયં,**
**બ્રહ્મૈતજ્જગદાતતં નુ સકલં બ્રહ્માદ્વિતીયં શ્રુતિઃ ।**
**બ્રહ્મૈવાહમિતિ પ્રબુદ્ધમતયઃ સંત્યકતબાહ્યાઃ સ્ફુટમ્ ।**
**બ્રહ્મીભૂય વસન્તિ સન્તતચિદાનન્દાત્મનૈતદ્ ધ્રુવમ્ ॥૩૯૪॥**

આ બાબતમાં બહુ પ્રકારે કહેવા યોગ્ય શું છે? જીવ પોતે

બ્રહ્મજ છે અને આ સમગ્ર વિસ્તાર પામેલું જગત્ પણ બ્રહ્મ છે. "બ્રહ્મ અદ્વિતીય છે" આ શ્રુતિ છે. હું બ્રહ્મજ છું આવી પ્રબુદ્ધ-મતિવાળા અને બહારના વિષયોનો સ્પષ્ટપણે ત્યાગ કરનારા પુરૂષો બ્રહ્મરૂપ થઇને સદા ચિદાનંદરૂપે રહે છે આ વાર્તા નક્કી છે. ૩૯૪

**જહિ મલમયકોશેઽહંધિયોત્થાપિતાશાં,**
**પ્રસભમનિલકલ્પે લિંગદેહેઽપિ પશ્ચાત્ ।**
**નિગમગદિતકીર્તિં નિત્યમાનન્દમૂર્તિમ્**
**સ્વયમિતિ પરિચીય બ્રહ્મરૂપેણ તિષ્ઠ ॥૩૯૫॥**

મલમય કોશમાં અહંબુદ્ધિએ ઉત્પન્ન કરેલી આશાને તું ત્યજ, તત્પશ્ચાત વાયુ-રૂપ લિંગ દેહમાં રહેલી આશાનો પણ ત્યાગ કર, તથા જેની કીર્તિનાં ગુણ-ગાન વેદભગવાન પોતે કરે છે તે નિત્યા-નંદસ્વરૂપ આત્મા હું પોતે છું એમ અનુભવી બ્રહ્મરૂપે સ્થિતિ કર. ૩૯૫

**શવાકારં યાવદ્ભજતિ મનુજસ્તાવદશુચિઃ,**
**પરેભ્યઃ સ્યાત્કલેશો જનનમરણવ્યાધિનિલયઃ ।**
**યદાઽઽત્માનં શુદ્ધં કલયતિ શિવાકારમચલં,**
**તદા તેભ્યો મુક્તો ભવતિ હિ તદાહ શ્રુતિરપિ ॥૩૯૬॥**

જ્યાં સુધી મનુષ્ય આ મુડદા જેવા દેહને ભજે છે ત્યાં સુધી તે અપવિત્ર અને જન્મ, મરણ તથા વ્યાધિના સ્થાનરૂપ રહે છે તેમજ બીજાઓથી તેને ક્લેશ થાય છે. પરંતુ જ્યારે શુદ્ધસ્વરૂપ, કલ્યાણ સ્વરૂપ અને અચલ આત્માને ઓળખે છે ત્યારે તે સર્વથી તે મુક્ત થાય છે. તે વાત શ્રુતિ પણ કહે છે. ૩૯૬

**સ્વાત્મન્યારોપિતાશેષાભાસવસ્તુ નિરાસતઃ ।**
**સ્વયમેવ પરં બ્રહ્મ પૂર્ણમદ્વયમક્રિયમ્ ॥૩૯૭॥**

સ્વાત્મામાં આરોપિત સમગ્ર પ્રાતિભાસિક વસ્તુઓનો નિરાસ કરવાથી પૂર્ણ, અદ્વય, અક્રિય અને પ્રકૃતિથી પર વ્યાપક આત્મા પોતેજ રહે છે. ૩૯૯

**સમાહિતાયાં સતિ ચિત્તવૃત્તૌ,**
**પરાત્મનિ બ્રહ્મણિ નિર્વિકલ્પે ।**
**ન દૃશ્યતે કશ્ચિદયં વિકલ્પઃ**
**પ્રજલ્પમાત્રઃ પરિશિષ્યતે તતઃ ॥૩૯૮॥**

સદ્રૂપ, પરમાત્મા અને નિર્વિકલ્પ બ્રહ્મમાં ચિત્તવૃત્તિ એકાગ્ર થવાથી આ વિકલ્પ કદિ જણાતો નથી; પછી કથનમાત્ર બાકી રહે છે. ૩૯૮

**અસત્કલ્પો વિકલ્પોઽયં વિશ્વમિત્યેકવસ્તુનિ ।**
**નિર્વિકારે નિરાકારે નિર્વિશેષે ભિદા કુતઃ ॥૩૯૯॥**

એકસ્વરૂપ બ્રહ્મ–વસ્તુમાં આ વિશ્વ આવો વિકલ્પ મિથ્યા જેવો છે. નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષમાં ભેદ ક્યાંથી? ૩૯૯

**દ્રષ્ટૃદર્શન દૃશ્યાદિભાવ શૂન્યૈક વસ્તુનિ ।**
**નિર્વિકારે નિરાકારે નિર્વિશેષે ભિદા કુતઃ ॥૪૦૦॥**

દ્રષ્ટ દર્શન ને દૃશ્યાદિ ભાવરહિત, નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષ એક વસ્તુમાં ભેદ ક્યાંથી? ૪૦૦

**કલ્પાર્ણવ ઈવાત્યન્ત પરિપૂર્ણૈકવસ્તુનિ ।**
**નિર્વિકારે નિરાકારે નિર્વિશેષે ભિદા કુતઃ ॥૪૦૧॥**

કલ્પના સમુદ્ર જેવી અત્યંત પરિપૂર્ણ, નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષ એક વસ્તુમાં ભેદ ક્યાંથી? ૪૦૧

**તેજસીવ તમો યત્ર પ્રલીનં ભ્રાન્તિકારણમ્ ।**
**અદ્વિતીયે પરે તત્ત્વે નિર્વિશેષે ભિદા કુતઃ ॥૪૦૨॥**

તેજમાં તિમિરની પેઠે જેમાં ભ્રાન્તિકારણ પ્રલીન થયું છે એવા અદ્વિતીય પ્રકૃતિપર અને નિર્વિશેષ તત્ત્વમાં ભેદ ક્યાંથી? ૪૦૨

**એકાત્મકે પરે તત્ત્વે ભેદવાર્તા કથં વસેત્ ।**
**સુષુપ્તૌ સુખમાત્રાયાં ભેદઃ કેનાવલોકિતઃ ॥૪૦૩॥**

એકસ્વરૂપ પરબ્રહ્મતત્ત્વમાં ભેદવાર્તા કયા પ્રકારે રહે? સુખ-સ્વરૂપ સુષુપ્તિમાં કોણે ભેદ જોયો છે? ૪૦૩

**ન હ્યસ્તિ વિશ્વં પરતત્ત્વ બોધા-**
**ત્સદાત્મનિ બ્રહ્મણિ નિર્વિકલ્પે ।**
**કાલત્રયે નાપ્યહિરીક્ષિતો ગુણે,**
**ન હ્યમ્બુબિન્દુર્મૃગતૃષ્ણિકાયામ્ ॥૪૦૪॥**

પરમ તત્ત્વના સાક્ષાત્કારથી સદ્રૂપ અને નિર્વિકલ્પ બ્રહ્મમાં વિશ્વ નથીજ. દોરડીમાં જોયેલો સાપ ત્રણે કાલમાં પણ નથી તથા મૃગતૃષ્ણામાં જલબિંદુ પણ નથીજ. ૪૦૪

**માયા માત્રમિદં દ્વૈતમદ્વૈતં પરમાર્થતઃ ।**
**ઇતિ બ્રૂતે શ્રુતિઃ સાક્ષાત્સુષુપ્તાનુભૂયતે ॥૪૦૫॥**

આ સમગ્ર દ્વૈત માયામાત્ર છે અને અદ્વૈત પરમાર્થ સ્વરૂપ છે, એમ શ્રુતિભગવતિ કહે છે, તથા સુષુપ્તિ અવસ્થામાં સાક્ષાત્ અનુ-ભવાય છે. ૪૦૫

**અનન્યત્વમધિષ્ઠાનાદારોપ્યસ્ય નિરીક્ષિતમ્ ।**
**પંડિતૈ રજ્જુસર્પાદૌ વિકલ્પો ભ્રાન્તિજીવનઃ ॥૪૦૬॥**

આરોપિત વસ્તુનું અધિષ્ઠાનથી અનન્યપણું દોરડીને સર્પાદિમાં પંડિતોએ જોયું છે. વિકલ્પ ભ્રાંતિરૂપ કારણવાળો છે. ૪૦૬

**ચિત્તમૂલો વિકલ્પોઽયં ચિત્તાભાવે ન કશ્ચન ।**
**અતશ્ચિત્તં સમાધેહિ પ્રત્યગ્રૂપે પરાત્મનિ ॥૪૦૭॥**

આ વિકલ્પ ચિત્તમુલક છે, ચિત્તના અભાવમાં કોઇ પણ નથી. આથી હે શિષ્ય! તારા ચિત્તને પ્રત્યગ્રૂપ પરાત્મામાં એકાગ્ર કર. ૪૦૭

**કિમપિ સતતબોધં કેવલાનન્દરૂપં,**
**નિરૂપમમતિવેલં નિત્યમુક્તં નિરીહમ્ ।**
**નિરવધિગગનાભં નિષ્કલં નિર્વિકલ્પં,**
**હૃદિ કલયતિ વિદ્વાન્બ્રહ્મ પૂર્ણં સમાધૌ ॥૪૦૮॥**

નિરંતર જ્ઞાન સ્વરૂપ, કેવલાનંદરૂપ, ઉપમારહિત, અપાર, નિત્યમુક્ત, નિશ્ચેષ્ટ, અવધિરહિત, આકાશના જેવી, કલારહિત, વિકલ્પરહિત, પૂર્ણસ્વરૂપ અને બ્રહ્મ એવી કોઇક વસ્તુનો યોગી સમાધિમાં હૃદયવિષે સાક્ષાત્કાર કરે છે. ૪૦૮

**પ્રકૃતિ વિકૃતિ શૂન્યં ભાવનાતીતભાવં,**
**સમરસમસમાનં માનસંબન્ધદૂરમ્ ।**
**નિગમવચન સિદ્ધં નિત્યમસ્મત્પ્રસિદ્ધમ્ ।**
**હૃદિ કલયતિ વિદ્વાન્બ્રહ્મ પૂર્ણં સમાધૌ ॥૪૦૯॥**

પ્રકૃતિ–વિકૃતિથી રહિત, ભાવનાતીત સ્વભાવવાળા, સમરસ, ઉપમારહિત, પ્રમાણના સંબંધથી રહિત વેદવચનથી સિદ્ધ, સદા હું રૂપે પ્રસિદ્ધ, પૂર્ણ અને બ્રહ્મને યોગી સમાધિમાં હૃદય વિષે અનુભવે છે. ૪૦૯

**અજરમમરમસ્તાભાવવસ્તુ સ્વરૂપં,**
**સ્તિમિત સલિલ રાશિ પ્રખ્યમાખ્યાવિહીનમ્ ।**
**શમિતગુણવિકારં શાશ્વતં શાન્તમેકં,**
**હૃદિ કલયતિ વિદ્વાન્બ્રહ્મ પૂર્ણં સમાધૌ ॥૪૧૦॥**

અજર, અમર, અભાવશૂન્ય વસ્તુ સ્વરૂપ, નિશ્ચલ જલ–રાશિના સમાન, નામ રહિત, ગુણોના વિકારથી રહિત, શાશ્વત, શાંત, એકસ્વરૂપ, પૂર્ણ અને બ્રહ્મને યોગી સમાધિમાં હૃદય વિષે અનુભવે છે. ૪૧૦

**સમાહિતાન્તઃકરણઃ સ્વરૂપે,**
**વિલોકયાત્માનમખંડવૈભવમ્ ।**
**વિચ્છિન્ધિ બન્ધં ભવ ગન્ધગન્ધિતં,**
**યત્નેન પુંસ્ત્વં સફલીકુરુષ્વ ॥૪૧૧॥**

હે શિષ્ય! તું સમાહિત અંતઃકરણવાળો થઇ આત્માના અખંડ વૈભવનો સ્વરૂપમાં સાક્ષાત્કાર કર, ભવગંધથી ગંધિત બંધને સારી રીતે છેદી નાંખ અને યત્નપૂર્વક પુરૂષપણાને સફલ કર. ૪૧૧

**સર્વોપાધિવિનિર્મુક્તં સચ્ચિદાનન્દમદ્વયમ્ ।**
**ભાવયાત્માનમાત્મસ્થં ન ભૂયઃ કલ્પસેઽધ્વને ॥૪૧૨॥**

સર્વ પ્રકારની ઉપાધિઓથી વિનિર્મુક્ત, સચ્ચિદાનંદ, અદ્વય-સ્વરૂપ અને પોતાના અંતઃકરણમાં બિરાજેલા આત્માનું ચિંતન કર. આમ કરવાથી તને કદી સંસારમાં આવવું પડશે નહિ. ૪૧૨

**છાયેવ પુંસઃપરિદૃશ્યમાન-**
**માભાસરૂપેણ ફલાનુભૂત્યા ।**
**શરીરમારાચ્છવવન્નિરસ્તં,**
**પુનર્ન સન્ધત્ત ઈદં મહાત્મા ॥૩૧૩॥**

મહાત્મા પુરૂષે પુરૂષની છાયાની પેઠે આભાસરૂપથી પરિદૃશ્ય-માન શરીરને ફલાનુભવવડે મુડદાની પેઠે ફેંકી દીધું છે. ફરીથી આ શરીરનું અનુસંધાન કરતા નથી. ૪૧૩

**સતત વિમલબોધાનન્દરૂપં સમેત્ય,**
**ત્યજ જડમલરુપોપાધિમેતં સુદૂરે ।**
**અથ પુનરપિ નૈષ સ્મર્યતાં વાન્તવસ્તુ,**
**સ્મરણ વિષયભૂતં કલ્પતે કુત્સનાય ॥૪૧૪॥**

હે શિષ્ય! નિર્મલજ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપ આત્માને નિરંતર અનુભવીને આ જડ અને મલરૂપ ઉપાધિને બહુ દૂરથીજ ત્યજ. પછી ફરી પણ આને યાદ કર નહિ, કારણ કે ઓકી કાઢેલી વસ્તુ સ્મરણના વિષયભૂત થતાં નિંદાને પાત્ર મનાય છે. ૪૧૪

**સમૂલમેતત્પરિદહ્ય વહ્નૌ,**
**સદાત્મનિ બ્રહ્મણિ નિર્વિકલ્પે ।**
**તતઃ સ્વયંનિત્યવિશુદ્ધ બોધા—**
**નન્દાત્મના તિષ્ઠતિ વિદ્વરિષ્ઠઃ ॥૪૧૫॥**

સદ્રૂપ અને નિર્વિકલ્પ બ્રહ્મરૂપ અગ્નિમાં આ પ્રપંચને મૂલ-સહિત બાળી ખાખ કરીને પછી ઉત્તમ બ્રહ્મવેત્તા પોતે નિત્ય, વિશુદ્ધજ્ઞાનસ્વરૂપ અને આનંદસ્વરૂપે સ્થિતિ કરે છે. ૪૧૫

**પ્રારબ્ધસૂત્રગ્રથિતં શરીરં,**
**પ્રયાતુ વા તિષ્ઠતુ ગોરિવાસ્રક્ ।**
**ન તત્પુનઃ પશ્યતિ તત્ત્વવેત્તા–**
**નન્દાત્મનિ બ્રહ્મણિ લીનવૃત્તિઃ ॥૪૧૬॥**

પ્રારબ્ધરૂપ સૂત્રથી ગુંથાયેલું આ શરીર ભલે નાશ પામો, અથવા રહો. આનંદસ્વરૂપ બ્રહ્મમાં લીન–વૃત્તિવાળા તત્ત્વવેત્તા ગાયના લોહીની પેઠે તેના તરફ ફરી નજર કરતા નથી. ૪૧૬

**અખંડાનંદમાત્માનં વિજ્ઞાય સ્વસ્વરુપતઃ ।**
**કિમિચ્છન્કસ્ય વા હેતોર્દેહં પુષ્ણાતિ તત્ત્વવિત્ ॥૪૧૭॥**

અખંડાનંદ આત્માને પોતાના સ્વરૂપે જાણીને તત્ત્વજ્ઞાની શું ઇચ્છતો છતો વા કોના હેતુ માટે સ્થૂલ દેહને પોષે ? ૪૧૭

**સંસિદ્ધસ્ય ફલં ત્વેતજ્જીવન્મુક્તસ્ય યોગિનઃ ।**
**બહિરન્તઃ સદાનન્દરસાસ્વાદનમાત્મનિ ॥૪૧૮॥**

આત્મસંસિદ્ધ અને જીવન્મુક્ત યોગીને આત્મામાં નિત્યાનંદ-રસનું અંતર–બહાર નિરંતર આસ્વાદન કરવું એ પ્રસિદ્ધ ફલ પ્રાપ્ત થાય છે. ૪૧૮

**વૈરાગ્યસ્ય ફલં બોધો બોધસ્યોપરતિઃ ફલમ્ ।**
**સ્વાનન્દાનુભવાચ્છાન્તિરેષૈવોપરતેઃ ફલમ્ ॥૪૧૯॥**

વૈરાગ્યનું ફલ બોધ છે અને બોધનું ફલ ઉપરતિ છે, તથા સ્વાનન્દાનુભવથી મળનારી શાંતિ આજ ઉપરતિનું ફલ છે. ૪૧૯

**યદ્યુત્તરોત્તરાભાવઃ પૂર્વપૂર્વં તુ નિષ્ફલમ્ ।**
**નિવૃત્તિઃ પરમા તૃપ્તિરાનન્દોઽનુપમઃ સ્વતઃ ॥**
**દૃષ્ટદુઃખેષ્વનુદ્વેગો વિદ્યાયાઃ પ્રસ્તુતં ફલમ્ ॥૪૨૦॥**

જો ઉત્તરોત્તરનો અભાવ હોય તો પૂર્વપૂર્વનાં નિષ્ફલ જાણવાં. નિવૃત્તિ, પરમ તૃપ્તિ, સ્વતઃ ઉપમારહિત આનંદ અને દષ્ટ દુઃખોમાં ઉદ્વેગરહિતપણું આ જ્ઞાનનું ફલ કહ્યું છે. ૪૨૦

**યત્કૃતં ભ્રાન્તિવેલાયાં નાના કર્મ જુગુપ્સિતમ્ ।**
**પશ્ચાન્નરો વિવેકેન, તત્કથં કર્તુમર્હતિ ॥૪૨૧॥**

ભ્રાંતિની વેલામાં જે નાના પ્રકારનું નિંદિત કર્મ કર્યું હોય છે તે કર્મ જ્ઞાન થયા પછી વિવેકવડે મનુષ્ય કેવી રીતે કરી શકે તેમ છે? ૪૨૧

**વિદ્યાફલં સ્યાદસતો નિવૃત્તિઃ**
**પ્રવૃત્તિરજ્ઞાનફલં તદીક્ષિતમ્ ।**
**તજ્જ્ઞાજ્ઞયોર્યન્મૃગતૃષ્ણિકાદૌ,**
**નોચેદ્વિદાં દૃષ્ટફલં કિમસ્માત્ ॥૪૨૨॥**

જ્ઞાનનું ફલ નિવૃત્તિ છે અને અજ્ઞાનનું ફલ પ્રવૃત્તિ છે, તે બન્ને ફલ મૃગતૃષ્ણા આદિમાં જ્ઞાની અને અજ્ઞાનીનાં જોયાં છે. અગર જો આમ ન હોય તો જ્ઞાનીને દૃષ્ટ ફલ શું? ૪૨૨

**અજ્ઞાનહૃદયગ્રન્થેર્વિનાશો યદ્યશેષતઃ ।**
**અનિચ્છોર્વિષયઃ કિં નુ પ્રવૃત્તેઃ કારણં સ્વતઃ ॥૪૨૩॥**

જો અજ્ઞાનરૂપ હૃદયગ્રંથિનો સંપૂર્ણપણે વિનાશ થાય તો શું નહિ ઇચ્છનાર પુરૂષની પ્રવૃત્તિનું કારણ વિષય પોતે થઇ શકે? ૪૨૩

**વાસનાનુદયો ભોગ્યે વૈરાગ્યસ્ય તદાઽવધિઃ ।**
**અહંભાવોદયાભાવો બોધસ્ય પરમાવધિઃ ॥**
**લીનવૃત્તેરનુત્પત્તિર્મર્યાદોપરતેસ્તુ સા ॥૪૨૪॥**

જ્યારે ભોગ્ય પદાર્થોમાં વાસનાનો અનુદય થાય ત્યારે તેને વૈરાગ્યનો અવધિ જાણવો, અહંભાવના ઉદયનો અભાવ તેને જ્ઞાનનો પરમ અવધિ જાણવો અને લીન થયેલી વૃત્તિની અનુત્પત્તિ એજ ઉપરતિનો અવધિ જાણવો. ૪૨૪

**બ્રહ્માકારતયા સદા સ્થિતતયા નિર્મુક્તબાહ્યાર્થધી-**
**રન્યાવેદિતભોગ્ય ભોગકલનો નિદ્રાલુવદ્ બાલવત્ ।**
**સ્વપ્નાલોકિતલોકવજ્જગદિદં પશ્યન્ક્વચિલ્લબ્ધધી-**
**રાસ્તે કશ્ચિદનન્તપુણ્ય ફલભુગ્ધન્યઃ સ માન્યો ભુવિ ॥૪૨૫॥**

સદા બ્રહ્માકારવૃત્તિવડે સ્થિતિ કરવાથી જેની બહારના વિષયોની બુદ્ધિ નિર્મુક્ત થઇ છે, જે નિદ્રાલુ અને બાળકની પેઠે અન્યને અર્પણ કરેલ ભોગ્ય પદાર્થનો ભોગ કરનારા છે, આ જગતને સ્વપ્નમાં જોયેલા પ્રપંચની પેઠે જોતા છતા કોઇ સમય વિષય બુદ્ધિના ઉદયવાળા જણાય છે તથા જે કોઇ અનંત પુણ્યના ફલને ભોગવનારા છે તે ધન્યવાદને પાત્ર છે તથા પૃથ્વિ ઉપર માનનીય છે. ૪૨૫

**સ્થિતપ્રજ્ઞો યતિરયં યઃ સદાનન્દમશ્નુતે ।**
**બ્રહ્મણ્યેવ વિલીનાત્મા નિર્વિકારો વિનિષ્ક્રિયઃ ॥૪૨૬॥**

જે બ્રહ્મમાંજ વિલીનવૃત્તિવાળા છે, વિકાર રહિત છે, અને સર્વ પ્રકારની ક્રિયાઓથી અત્યંત રહિત હોઇ નિરંતર આનંદ અનુભવે છે આ યતિ સ્થિતપ્રજ્ઞ છે. ૪૨૬

**બ્રહ્માત્મનોઃ શોધિતયોરેકભાવાવગાહિની ।**
**નિર્વિકલ્પા ચ ચિન્માત્રા વૃત્તિઃ પ્રજ્ઞેતિ કથ્યતે ॥૪૨૭॥**

શોધન કરેલ બ્રહ્મ-આત્માની એકતાનું ગ્રહણ કરનારી વિકલ્પ રહિત અને ચિન્માત્ર વૃત્તિ પ્રજ્ઞા એમ કહેવાય છે. ૪૨૭

**સુસ્થિતાઽસૌ ભવેદ્યસ્ય સ્થિતપ્રજ્ઞઃ સ ઉચ્યતે ।**
**યસ્ય સ્થિતા ભવેત્પ્રજ્ઞા યસ્યાનન્દો નિરન્તરઃ ॥**
**પ્રપંચો વિસ્મૃતપ્રાયઃ સ જીવન્મુક્ત ઇષ્યતે ॥૪૨૮॥**

જેની આ પ્રજ્ઞા સુસ્થિત થાય છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. જેની આ પ્રજ્ઞા સ્થિત થયેલી હોય, જેનો આનંદ નિરંતર હોય અને જેને પ્રપંચ વિસ્મૃત પ્રાયઃ હોય છે જીવન્મુક્ત કહેવાય છે. ૪૨૮

**લીનધીરપિ જાગર્તિ યો જાગ્રદ્ધર્મવર્જિતઃ ।**
**બોધો નિર્વાસનો યસ્ય સ જીવન્મુક્ત ઇષ્યતે ॥૪૨૯॥**

લીનબુદ્ધિવાળો છતાં જે જાગે છે, જાગ્રતના ધર્મથી રહિત છે અને જેનું જ્ઞાન સર્વથા વાસના વિનાનું છે તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૨૯

**શાન્તસંસારકલનઃ કલાવાનપિ નિષ્કલઃ ।**
**યસ્ય ચિત્તં વિનિશ્ચિન્તં સ જીવન્મુક્ત ઇષ્યતે ॥**

જેની સાંસારિક કલ્પના શાંત થઇ ગઇ છે, કલાવાન છતાં કલારહિત છે અને જેનું ચિત્ત તદ્દન ચિંતા રહિત છે તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૩૦

**વર્તમાનેઽપિ દેહેઽસ્મિઞ્છાયાવદનુવર્તિનિ ।**
**અહન્તામમતાભાવો જીવન્મુક્તસ્ય લક્ષણમ્ ॥૪૩૧॥**

છાયાની પેઠે અનુવર્તન કરનારો દેહ વિદ્યમાન છતાં પણ તેમાં અહંતા-મમતાનો અભાવ આ જીવન્મુક્તનું લક્ષણ છે. ૪૩૧

**અતીતાનનુસન્ધાનં ભવિષ્યદવિચારણમ્ ।**
**ઔદાસીન્યમપિ પ્રાપ્તં જીવન્મુક્તસ્ય લક્ષણમ્ ॥૪૩૨॥**

વિતી ગયેલ વાર્તાના સ્મરણનો અભાવ, ભવિષ્યની નિશ્ચિંતતા અને પ્રાપ્ત થયેલ વસ્તુમાં પણ ઉદાસીનતા આ જીવન્મુક્તનું લક્ષણ છે. ૪૩૨

**ગુણદોષવિશિષ્ટેઽસ્મિન્સ્વભાવેન વિલક્ષણે ।**
**સર્વત્ર સમદર્શિત્વં જીવન્મુક્તસ્ય લક્ષણમ્ ॥૪૩૩॥**

સ્વભાવથી વિલક્ષણ અને ગુણદોષવાળા આ સંસારમાં સર્વત્ર સમદર્શીપણું આ જીવન્મુક્તનું લક્ષણ છે. ૪૩૩

**ઇષ્ટાનિષ્ટાર્થસંપ્રાપ્તૌ સમદર્શિતયાઽઽત્મનિ ।**
**ઉભયત્રાવિકારિત્વં જીવન્મુક્તસ્ય લક્ષણમ્ ॥૪૩૪॥**

ઇષ્ટ-અનિષ્ટ પદાર્થની સંપ્રાપ્તિમાં સમદર્શીપણાથી ઉભય પદાર્થ વિષે મનમાં અવિકારીપણું આ જીવન્મુક્તનું લક્ષણ છે. ૪૩૪

**બ્રહ્માનન્દરસસ્વાદાસક્ત ચિત્તતયા યતેઃ ।**
**અન્તર્બહિરવિજ્ઞાનં જીવન્મુક્તસ્ય લક્ષણમ્ ૪૩૫।।**

બ્રહ્માનંદરસસ્વાદમાં આસક્ત થયેલા ચિત્તવડે અંતર-બહાર વિજ્ઞાનનો અભાવ આ જીવન્મુક્તનું લક્ષણ છે. ૪૩૫

**દેહેન્દ્રિયાદૌ કર્તવ્યે મમાહંભાવવર્જિતઃ ।**
**ઔદાસીન્યેન યસ્તિષ્ઠેત્સ જીવન્મુક્ત લક્ષણઃ ।।૪૩૬।।**

જે દેહેન્દ્રિયાદિમાં અને કર્તવ્યમાં "હું-મ્હારૂં" ભાવ વિનાનો થઇ ઉદાસીનપણાથી રહે છે તે જીવન્મુક્તના લક્ષણવાળો છે. ૪૩૬

**વિજ્ઞાત આત્મનો યસ્ય બ્રહ્મભાવઃ શ્રુતેર્બલાત્ ।**
**ભવબન્ધવિનિર્મુક્તઃ સ જીવન્મુક્તલક્ષણઃ ।।૪૩૭।।**

જેના આત્માનો બ્રહ્મભાવ શ્રુતિના પ્રમાણથી વિજ્ઞાત છે અને જે ભવબંધથી વિનિર્મુક્ત છે તે જીવન્મુક્તના લક્ષણવાળો છે. ૪૩૭

**દેહેન્દ્રિયેષ્વહંભાવ ઇદંભાવસ્તદન્યકે ।**
**યસ્ય નો ભવતઃ ક્વાપિ સ જીવન્મુક્ત ઇષ્યતે ।।૪૩૮।।**

જેને દેહેન્દ્રિયાદિમાં અહંભાવ અને અન્ય પદાર્થોમાં ઇદંભાવ કદિપણ થતો નથી તે જીવન્મુક્ત કહેવાય છે. ૪૩૮

**ન પ્રત્યગ્બ્રહ્મણો ભેદં કદાપિ બ્રહ્મસર્ગયોઃ ।**
**પ્રજ્ઞયા યો વિજાનાતિ સ જીવન્મુક્તલક્ષણઃ ।।૪૩૯।।**

જે પ્રત્યગાત્મા અને બ્રહ્મના તથા બ્રહ્મ અને જગત્‌ના ભેદને પ્રજ્ઞાવડે કદિપણ જાણતો નથી તે જીવન્મુક્તના લક્ષણવાળો છે. ૪૩૯

**સાધુભિઃ પૂજ્યમાનેઽસ્મિન્પીડ્યમાનેઽપિ દુર્જનૈઃ ।**
**સમભાવો ભાવેદ્યસ્ય સ જીવન્મુક્તલક્ષણઃ ।।૪૪૦।।**

આ દેહ સાધુઓવડે પૂજાવાથી અને દુર્જનોવડે પીડાવાથી પણ જેને સમભાવ રહે છે તે જીવન્મુક્તના લક્ષણવાળો છે. ૪૪૦

**યત્ર પ્રવિષ્ટા વિષયાઃ પરેરિતા,**
**નદીપ્રવાહા ઇવ વારિરાશૌ ॥**
**લીયન્તિ સન્માત્રતયા ન વિક્રિયા-**
**મુત્પાદયન્ત્યેષ યતિર્વિમુક્તઃ ॥૪૪૧॥**

સમુદ્રમાં પ્રવેશતા નદીના પ્રવાહોની પેઠે જેમાં બીજાઓએ અર્પણ કરેલા વિષયો પ્રવેશ કરીને સદ્રૂપપણાવડે લય પામે છે, પણ વિક્રિયા ઉત્પન્ન કરતા નથી આ યતિ વિમુક્ત છે. ૪૪૧

**વિજ્ઞાતબ્રહ્મતત્ત્વસ્ય યથાપૂર્વં ન સંસૃતિઃ ।**
**અસ્તિ ચેન્ન સ વિજ્ઞાત બ્રહ્મભાવો બહિર્મુખઃ ॥૪૪૨॥**

બ્રહ્મતત્ત્વને સારી રીતે જાણનારની જ્ઞાન થયા પહેલાંના જેવી સંસાર-પ્રવૃત્તિ રહેતી નથી. અને જો પહેલાંના જેવી પ્રવૃત્તિ રહે તો તે બ્રહ્મતત્ત્વને સમ્યક્ જાણનારો નથી પણ બહિર્મુખ છે. ૪૪૨

**પ્રાચીનવાસનાવેગાદસૌ સંસરતીતિ ચેત્ ।**
**ન સદેકત્વવિજ્ઞાનાન્મન્દીભવતિ વાસના ॥૪૪૩॥**

પહેલાંની વાસનાના વેગથી આ પુરૂષ સંસારમાં પ્રવૃત્તિ કરે છે. એમ જો કહો તો તે સંભવતું નથી. કારણકે સદ્રૂપબ્રહ્મના એકત્વના વિજ્ઞાનથી વાસના મંદ-અસમર્થ થઇ જાય છે. ૪૪૩

**અત્યન્તકામુકસ્યાપિ વૃત્તિઃ કુંઠતિ માતરિ ।**
**તથૈવ બ્રહ્મણિ જ્ઞાતે પૂર્ણાનન્દે મનીષિણઃ ॥૪૪૪॥**

જેમ અત્યંત કામી પુરૂષની વૃત્તિ પણ માતા તરફ જતાં રોકાઇ જાય છે તેમજ પૂર્ણાનંદસ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થવાથી જ્ઞાનીની વૃત્તિ પણ સંસાર તરફ જતાં રોકાઇ જાય છે. ૪૪૪

**નિદિધ્યાસનશીલસ્ય બાહ્યપ્રત્યય ઇક્ષ્યતે ।**
**બ્રવીતિ શ્રુતિરેતસ્ય પ્રારબ્ધં ફલદર્શનાત્ ॥૪૪૫॥**

નિદિધ્યાસનશીલનું બાહ્યજ્ઞાન જોવામાં આવે છે. ફલદર્શનથી શ્રુતિ આનું પ્રારબ્ધ છે એમ કહે છે. ૪૪૫

**સુખાદ્યનુભવોયાવત્તાવત્પ્રારબ્ધમિષ્યતે ।**
**ફલોદયઃ ક્રિયાપૂર્વો નિષ્ક્રિયો ન હિ કુત્રચિત્ ॥૪૪૬॥**

જ્યાંસુધી સુખાદિનો અનુભવ છે ત્યાંસુધી પ્રારબ્ધ માનવામાં આવે છે; કારણકે પૂર્વકર્મથીજ ફલનો ઉદય થાય છે, કોઇપણ ઠેકાણે કર્મ વિના ફલનો ઉદય જોવામાં આવતો નથી. ૪૪૬

**અહં બ્રહ્મેતિ વિજ્ઞાનાત્કલ્પકોટિશતાર્જિતમ્ ।**
**સંચિતં વિલયં યાતિ પ્રબોધાત્સ્વપ્નકર્મવત્ ॥૪૪૭॥**

હું બ્રહ્મ છું એવા વિજ્ઞાનથી જાગ્રતથી સ્વપ્ન કર્મની પેઠે સો કરોડ કલ્પનાં સંપાદિત સંચિત વિલયને પામે છે. ૪૪૭

**યત્કૃતં સ્વપ્નવેલાયાં પુણ્યં વા પાપમુલ્વણમ્ ।**
**સુપ્તોત્થિતસ્ય કિં તત્સ્યાત્સ્વર્ગાય નરકાય વા ॥૪૪૮॥**

સ્વપ્નમાં કરેલાં જે પુણ્ય કે ભયંકર પાપ તે શું સ્વપ્નમાંથી જાગેલાને માટે સ્વર્ગ વા નરકના કારણરૂપ થાય છે? ૪૪૮

**સ્વમસંગમુદાસીનં પરિજ્ઞાય નભો યથા ।**
**ન શ્લિષ્યતિ ચ યત્કિંચિત્કદાચિદ્ભાવિકર્મભિઃ ॥૪૪૯॥**

પોતાને આકાશની પેઠે અસંગ અને ઉદાસીન જાણીને જ્ઞાની ભાવિકર્મથી કદિ પણ જરાય લેપાતો નથી. ૪૪૯

**ન નભો ઘટયોગેન સુરાગન્ધેન લિપ્યતે ।**
**તથાઽઽત્મોપાધિયોગેન તદ્ધર્મૈર્નૈવ લિપ્યતે ॥૪૫૦॥**

જેમ સુરાભરેલા ઘડાના યોગથી આકાશ સુરાની ગંધથી લેપાતું નથી તેમ ઉપાધિનાયોગથી આત્મા તે ઉપાધિના ધર્મોથી લેપાતો નથીજ. ૪૫૦

**જ્ઞાનોદયાત્પુરાઽઽરબ્ધં કર્મ જ્ઞાનાન્ન નશ્યતિ ।**
**અદત્વા સ્વફલં લક્ષ્યમુદ્દિશ્યોત્સૃષ્ટબાણવત્ ॥૪૫૧॥**

લક્ષ્યને ઉદ્દેશીને છોડેલા બાણની પેઠે જ્ઞાનોદયની પહેલાં આરંભ થયેલું પ્રારબ્ધ કર્મ પોતાનું ફલ આપ્યા વિના જ્ઞાનથી નાશ પામતું નથી. ૪૫૧

**વ્યાઘ્રબુદ્ધ્યા વિનિર્મુક્તો બાણઃ પશ્ચાત્તુ ગોમતૌ ।**
**ન તિષ્ઠતિ છિનત્ત્યેવ લક્ષ્યં વેગેન નિર્ભરમ્ ॥૪૫૨॥**

વાઘ-બુદ્ધિથી વેગપૂર્વક છૂટેલું બાણ પછી ગાય-બુદ્ધિ થાય તો પણ રોકાતું નથી, પરંતુ નિર્ભર વેગથી લક્ષ્યને છેદેજ છે. ૪૫૨

**પ્રારબ્ધં બલવત્તરં ખલુ વિદાં ભોગેન તસ્ય ક્ષયઃ,**
**સમ્યગ્જ્ઞાન હુતાશનેન વિલયઃ પ્રાક્સંચિતાગામિનાં ।**
**બ્રહ્માત્મૈક્યમવેક્ષ્ય તન્મયતયા યે સર્વદા સંસ્થિતા-**
**સ્તેષાં તત્ત્રિતયં નહિ ક્વચિદપિ બ્રહ્મૈવ તે નિર્ગુણમ્ ॥૪૫૩॥**

ખરેખર, જ્ઞાનીઓ માટે પણ પ્રારબ્ધ બલવત્તર છે. ભોગથીજ તેનો નાશ થાય છે અને યથાર્થ જ્ઞાનરૂપ અગ્નિથી પૂર્વનાં સંચિત અને આગામિ કર્મોનો વિનાશ થાય છે. બ્રહ્મ-આત્માના ઐક્યને જાણીને જેઓ સર્વદા તન્મયપણાવડે સંસ્થિત છે તેમને તે ત્રણ કર્મ કદિ પણ નડતાં નથી, કારણકે તેઓ નિર્ગુણ બ્રહ્મજ છે. ૪૫૩

**ઉપાધિતાદાત્મ્યવિહીનકેવલ-**
**બ્રહ્માત્મનૈવાત્મનિ તિષ્ટતો મુનેઃ**
**પ્રારબ્ધસદ્ભાવકથા ન યુક્તા,**
**સ્વપ્નાર્થ સમ્બન્ધકથેવ જાગ્રતઃ ॥૪૫૪॥**

ઉપાધિતાદાત્મ્યવિહીન કેવલ બ્રહ્મરૂપેજ અંતઃકરણમાં સ્થિતિ કરનારા મુનિને જાગેલાને સ્વપ્નાર્થ સંબંધની કથા પેઠે પ્રારબ્ધના સદ્ભાવની કથા યુક્ત નથી. ૪૫૪

**ન હિ પ્રબુદ્ધઃ પ્રતિભાસ દેહે,**
**દેહોપયોગિન્યપિ ચ પ્રપંચે ।**
**કરોત્યહન્તાં મમતામિદન્તાં,**
**કિન્તુ સ્વયં તિષ્ઠતિ જાગરેણ ॥૪૫૫॥**

સ્વપ્નમાંથી જાગ્રત થયેલો માણસ સ્વપ્નના પ્રાતિભાસિક દેહમાં અને દેહોપયોગી અન્ય પ્રપંચમાં અહંતા, મમતા કે ઇદંતા કરતો નથીજ; પણ પોતે જાગ્રત્ ભાવથી રહે છે. ૪૫૫

**ન તસ્ય મિથ્યાર્થ સમર્થનેચ્છા,**
**ન સંગ્રહસ્તજ્જગતોઽપિ દૃષ્ટઃ ।**
**તત્રાનુવૃત્તિર્યદિ ચેન્મૃષાર્થે,**
**ન નિદ્રયા મુક્ત ઈતીષ્યતે ધ્રુવમ્ ॥૪૫૬॥**

તે જાગેલાને મિથ્યા પદાર્થનું સમર્થન કરવાની ઇચ્છા થતી નથી, અને તે મિથ્યા પદાર્થોનો સંગ્રહ પણ તેની પાસે જોવામાં આવતો નથી. જો મિથ્યા પદાર્થમાં તેની અનુવૃત્તિ રહે તો ત્યાં તે વાત નક્કી માનવી જોઇએ કે તે નિદ્રાથી મુક્ત થયોજ નથી. ૪૫૬

**તદ્વત્પરે બ્રહ્મણિ વર્તમાનઃ,**
**સદાત્મના તિષ્ઠતિ નાન્યદીક્ષતે ।**
**સ્મૃતિર્યથા સ્વપ્નવિલોકિતાર્થે,**
**તથા વિદઃ પ્રાશનમોચનાદૌ ॥૪૫૭॥**

તેજ પ્રમાણે બ્રહ્મમાં રહેનારો બ્રહ્મરૂપે રહે છે, બીજાને જોતો નથી. જેમ જાગેલાને સ્વપ્નમાં જોયેલા પદાર્થની સ્મૃતિ થાય છે તેમ જ્ઞાનીને ભોજન અને મલત્યાગાદિમાં પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે. ૪૫૭

**કર્મણા નિર્મિતો દેહઃ પ્રારબ્ધં તસ્ય કલ્પ્યતામ્ ।**
**નાનાદેરાત્મનો યુક્તં નૈવાત્મા કર્મનિર્મિતઃ ॥૪૫૮॥**

દેહ કર્મથી નિર્મિત થયેલો છે, તેથી તેનું પ્રારબ્ધ કલ્પવું ઠીક છે, પણ અનાદિ આત્માનું પ્રારબ્ધ કલ્પવું યુક્ત નથી, કારણકે આત્મા કર્મથી નિર્મિત થયેલો નથીજ. ૪૫૮

**અજો નિત્યઃ શાશ્વત ઇતિ બ્રૂતે શ્રુતિરમોઘવાક્ ।**
**તદાત્મના તિષ્ઠતોઽસ્ય કુતઃ પ્રારબ્ધકલ્પના ॥૪૫૯॥**

"આત્મા અજન્મા, નિત્ય અને શાશ્વત છે" એમ સત્ય બોલનારી શ્રુતિ કહે છે. તે સ્વરૂપે રહેનાર આ જ્ઞાનીને પ્રારબ્ધની કલ્પના ક્યાંથી ઘટે? ૪૫૯

**પ્રારબ્ધં સિદ્ધ્યતિ તદા યદા દેહાત્મના સ્થિતિઃ ।**
**દેહાત્મભાવો નૈવેષ્ટઃ પ્રારબ્ધં ત્યજતામતઃ ॥૪૬૦॥**

જ્યારે દેહરૂપે સ્થિતિ હોય ત્યારે પ્રારબ્ધ સિદ્ધ થાય છે, પણ જ્ઞાની માટે દેહાત્મભાવ ઇષ્ટ નથીજ. આથી પ્રારબ્ધને ત્યજવું જોઇએ. ૪૬૦

**શરીરસ્યાપિ પ્રારબ્ધકલ્પના ભ્રાંતિરેવ હિ ।**
**અધ્યસ્તસ્ય કુતઃ સત્ત્વમસત્યસ્ય કુતો જનિઃ ॥૪૬૧॥**

શરીરની પ્રારબ્ધકલ્પના પણ ભ્રાંતિરૂપજ છે; અધ્યસ્તનું હોવાપણું ક્યાંથી? અને અસત્યનો જન્મ ક્યાંથી? ૪૬૧

**અજાતસ્ય કુતો નાશઃ પ્રારબ્ધમસતઃ કુતઃ ।**
**જ્ઞાનેનાજ્ઞાન કાર્યસ્ય સમૂલસ્ય લયો યદિ ॥૪૬૨॥**
**તિષ્ઠત્યયં કથં દેહ ઈતિ શંકાવતો જડાન્ ।**
**સમાધાતું બાહ્યદૃષ્ટ્યા પ્રારબ્ધં વદતિ શ્રુતિઃ ॥**
**ન તુ દેહાદિ સત્યત્વબોધનાય વિપશ્ચિતામ્ ॥૪૬૩**

નહિ જન્મેલાનો નાશ ક્યાંથી? અસતને પ્રારબ્ધ ક્યાંથી? જો જ્ઞાનવડે અજ્ઞાનના કાર્યનો મૂલ સહિત નાશ કરવામાં આવે તો આ સ્થૂલ દેહ ક્યાંથી રહે? આવા પ્રકારની શંકાવાળા જડ માણસોના

મનના સમાધાન માટે શ્રુતિ બાહ્યદૃષ્ટિથી પ્રારબ્ધ કહે છે; પણ જ્ઞાનીના દેહાદિનું સત્યપણું બતાવવા માટે નહિ. ૪૬૨-૪૬૩

**પરિપૂર્ણમનાદ્યન્તમપ્રમેયમવિક્રિયમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૪॥**

પરિપૂર્ણ, અનાદિ, અનંત, અપ્રમેય અને અવિક્રિય, એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઇ પણ ભેદ નથી. ૪૬૪

**સદ્ઘનં ચિદ્ઘનં નિત્યમાનન્દઘનમક્રિયમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૫॥**

સદ્ઘન, ચિદ્ઘન, નિત્ય, આનંદઘન અને અક્રિય, એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઈ પણ ભેદ નથી. ૪૬૫

**પ્રત્યગેકરસં પૂર્ણમનન્તં સર્વતોમુખમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૬॥**

પ્રત્યગ્રૂપ, એકરસ, પૂર્ણસ્વરૂપ, અનંત અને સર્વતોમુખ એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઇ પણ ભેદ નથી. ૪૬૬

**અહેયમનુપાદેયમનાદેયમનાશ્રયમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૭॥**

અહેય, અનુપાદેય, અનાદેય અને અનાશ્રય એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઇ પણ ભેદ નથી. ૪૬૭

**નિર્ગુણં નિષ્કલં સૂક્ષ્મં નિર્વિકલ્પં નિરંજનમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૮॥**

નિર્ગુણ, નિષ્કલ, સૂક્ષ્મ, નિર્વિકલ્પ અને નિરંજન એકજ અદ્વિતીય બ્રહ્મ છે. અહિં કાંઇ પણ ભેદ નથી. ૪૬૮

**અનિરૂપ્ય સ્વરૂપં યન્મનોવાચામગોચરમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૬૯॥**

અનિરૂપ્ય સ્વરૂપ અને જે મન-વાણીના અવિષયરૂપ એવું એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઇ પણ ભેદ નથી. ૪૬૯

**સત્સમૃદ્ધં સ્વતઃ સિદ્ધં શુદ્ધં બુદ્ધમનીદૃશમ્ ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૭૦॥**

સદ્રૂપ, સમૃદ્ધ, સ્વતઃ સિદ્ધ, શુદ્ધ, બુદ્ધ સ્વરૂપ અને અનુપમ એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઈ પણ ભેદ નથી. ૪૭૦

**નિરસ્તરાગા વિનિરસ્તભોગાઃ**
**શાન્તાઃ સુદાન્તા યતયો મહાન્તઃ ।**
**વિજ્ઞાય તત્ત્વં પરમેતદન્તે,**
**પ્રાપ્તા પરાં નિર્વૃતિમાત્મયોગાત્ ॥૪૭૧॥**

રાગનો ત્યાગ કરનારા, ભોગોનો પણ દૃઢતાપૂર્વક ત્યાગ કરનારા, શાંત સ્વરૂપ, સુદાન્ત, યતિ અને મોટા મનવાળા જ્ઞાનીઓ છેવટે આ પરમ તત્ત્વને જાણીને આત્મયોગથી પરમ નિર્વૃતિને પામે છે. ૪૭૧

**ભવાનપીદં પરતત્ત્વમાત્મનઃ,**
**સ્વસ્વરૂપમાનન્દઘનં વિચાર્ય ।**
**વિધૂય મોહં સ્વમનઃ પ્રકલ્પિતં,**
**મુક્તઃ કૃતાર્થો ભવતુ પ્રબુદ્ધઃ ॥૪૭૨॥**

તું પણ આ પરમતત્ત્વ અને આનંદઘન આત્મ સ્વરૂપનો વિચાર કરતો છતો પોતાના મનથી કલ્પેલ મોહને ત્યજી મુક્ત થા અને પ્રબુદ્ધ બની કૃતાર્થ થઇ જા. ૪૭૨

**સમાધિના સાધુવિનિશ્ચલાત્મના,**
**પશ્યાત્મતત્ત્વં સ્ફુટ બોધચક્ષુષા ।**
**નિઃસંશયં સમ્યગવેક્ષિતશ્ચે-**
**ચ્છ્રુતઃ પદાર્થો ન પુનર્વિકલ્પતે ॥૪૭૩॥**

અતિ દૃઢ સમાધિવડે અને સ્પષ્ટ જ્ઞાનરૂપ ચક્ષુ વડે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર. જો સાંભળેલો પદાર્થ નિઃસંદેહ પૂર્વક અને યથાર્થ જોઇ લીધો હોય તો તે ફરી વિકલ્પરૂપ થતો નથી. ૪૭૩

**સ્વસ્યાવિદ્યાબન્ધ સમ્બન્ધમોક્ષા-**
**ત્સત્યજ્ઞાનાનન્દરૂપાત્મલબ્ધૌ ।**
**શાસ્ત્રં યુક્તિર્દેશિકોક્તિઃ પ્રમાણં,**
**ચાન્તઃસિદ્ધા સ્વાનુભૂતિઃ પ્રમાણમ્ ॥૪૭૪॥**

પોતાના અવિદ્યારૂપ બન્ધનો સંબંધ છૂટી જવાથી સત્ય સ્વરૂપ, જ્ઞાન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિમાં વેદાંત શાસ્ત્ર, યુક્તિ અને સદ્‌ગુરૂના વચનરૂપ પ્રમાણ છે અને અંતઃસિદ્ધ સ્વાનુભવ પણ પ્રમાણ છે. ૪૭૪

**બન્ધો મોક્ષશ્ચ તૃપ્તિશ્ચ ચિન્તારોગ્યક્ષુધાદયઃ ।**
**સ્વેનૈવ વેદ્યા યજ્જ્ઞાનં પરેષામાનુમાનિકમ્ ॥૪૭૫॥**

બંધ, મોક્ષ, તૃપ્તિ, ચિન્તા, આરોગ્ય અને ક્ષુધાદિ પોતાના વડેજ જાણવા યોગ્ય છે; બીજાઓને જે જ્ઞાન તે અનુમાનિક છે. ૪૭૫

**તટસ્થિતા બોધયન્તિ ગુરવઃ શ્રુતયો યથા ।**
**પ્રજ્ઞયૈવ તરેદ્વિદ્વાનીશ્વરાનુગૃહીતયા ॥૪૭૬॥**

શ્રુતિઓની પેઠે ગુરૂઓ તટસ્થ રહીનેજ બોધ કરે છે. માટે ઇશ્વરાનુગ્રહવાળી પ્રજ્ઞાવડેજ જ્ઞાની તરે. ૪૭૬

**સ્વાનુભૂત્યા સ્વયં જ્ઞાત્વા સ્વમાત્માનમખંડિતમ્ ।**
**સંસિદ્ધઃ સન્મુખસ્તિષ્ઠેન્નિર્વિકલ્પાત્મનાઽઽત્મનિ ॥૪૭૭॥**

સ્વાનુભવ વડે પોતે પોતાના અખંડસ્વરૂપ આત્માને જાણીને સંસિદ્ધ પુરૂષ નિર્વિકલ્પ ભાવથી આનંદપૂર્વક આત્મામાં રહે. ૪૭૭

**વેદાન્ત સિદ્ધાંત નિરૂક્તિરેષા,**
**બ્રહ્મૈવ જીવઃ સકલં જગચ્ચ ।**

**અખંડરૂપસ્થિતિરેવ મોક્ષો,**
**બ્રહ્માદ્વિતીયે શ્રુતયઃ પ્રમાણં ॥૪૭૮॥**

વેદાંત સિદ્ધાંતનો ઉપદેશ આ છેઃ–"જીવ અને સમગ્ર જગત્ બ્રહ્મરૂપજ છે અને અખંડરૂપ સ્થિતિજ મોક્ષ છે." અદ્વિતીય બ્રહ્મમાં શ્રુતિઓ પ્રમાણ છે. ૪૭૮

**ઇતિ ગુરૂવચનાચ્છ્રુતિ પ્રમાણા–**
**ત્પરમવગમ્ય સતત્ત્વમાત્મયુક્ત્યા ।**
**પ્રશમિત કરણઃ સમાહિતાત્મા,**
**ક્વચિદચલાકૃતિરાત્મનિષ્ઠિતોઽભૂત્ ॥૪૭૯॥**

આ પ્રમાણે સદ્ગુરૂના ઉપદેશથી, શ્રુતિ પ્રમાણથી અને પોતાની યુક્તિથી પરમાત્મતત્ત્વને જાણીને ઇંદ્રિયોને સારી રીતે વશ કરનારો અને એકાગ્ર મનવાળો તે શિષ્ય કોઇ સ્થળે અચલ શરીરવાળો બની આત્મનિષ્ઠ થયો. ૪૭૯

**કંચિત્કાલં સમાધાય પરે બ્રહ્મણિ માનસમ્ ।**
**ઉત્થાય પરમાનન્દાદિદં વચનમબ્રવીત્ ॥૪૮૦॥**

કેટલોક સમય પોતાના મનને પરબ્રહ્મમાં સ્થિર કરીને પછી જાગ્રત્ થઇને પરમાનંદપૂર્વક તે શિષ્ય આ વચન બોલ્યો. ૪૮૦

**સ્વાનુભવ પ્રકાશ**

**બુદ્ધિર્વિનષ્ટા ગલિતા પ્રવૃત્તિ–**
**ર્બ્રહ્માત્મનોરેકતયાઽધિગત્યા ।**
**ઇદં ન જાનેઽપ્યનિદં ન જાને,**
**કિં વા કિયદ્વા સુખમસ્ત્યપારમ્ ॥૪૮૧॥**

હે ગુરૂદેવ ! બ્રહ્મ–આત્માની એકતાનું જ્ઞાન થવાથી મ્હારી બુદ્ધિ તદ્દન નાશ પામી અને પ્રવૃત્તિ ગળી ગઇ તેથી હું ઇદં (પ્રત્યક્ષ) ને જાણતો નથી અને અનિદં (અપ્રત્યક્ષ) ને પણ જાણતો નથી,

તેમજ સમાધિમાં અનુભવેલો અપાર આનંદ કેવો છે વા કેટલો છે તે પણ હું જાણતો નથી. ૪૮૧

**વાચા વક્તુમશક્યમેવ મનસા મન્તું ન વા શક્યતે,**
**સ્વાનન્દામૃતપૂરપૂરિતપર બ્રહ્મામ્બુધેર્વૈભવમ્ ।**
**અમ્ભોરાશિવિશીર્ણવાર્ષિકશિલાભાવં ભજન્મે મનો,**
**યસ્યાંશાંશલવે વિલીનમધુનાનન્દાત્મના નિર્વૃતમ્ ॥૪૮૨॥**

સ્વરૂપાનંદરૂપ અમૃતના પૂરથી ભરેલા પરબ્રહ્મરૂપ મહાસાગરનો વૈભવ વાણીથી કહેવાને અશક્યજ છે અને મનથી મનન કરવાને પણ શક્ય નથી. મહાસાગરમાં પડી ગળી જતા વરસાદના કરાની સ્થિતિને પ્રાપ્ત થયેલું મ્હારૂં મન જેના અંશમાં વિલીન થયું હતું તે હાલ આનંદસ્વરૂપે સ્થિત થયું છે. ૪૮૨

**ક્વ ગતં કેન વા નીતં કુત્ર લીનમિદં જગત્ ।**
**અધુનૈવ મયા દૃષ્ટં નાસ્તિ કિં મહદદ્ભુતમ્ ॥૪૮૩॥**

આ જગત્ ક્યાં ગયું હતું? કોનાથી લઇ જવાયું હતું? અથવા ક્યાં લીન થયું હતું? હમણાંજ મેં જોયું, આ શું મહાન્ આશ્ચર્ય નથી? ૪૮૩

**કિં હેયં કિમુપાદેયં કિમન્યત્કિં વિલક્ષણમ્ ।**
**અખંડાનંદપીયૂષપૂર્ણે બ્રહ્મમહાર્ણવે ॥૪૮૪॥**

અખંડાનંદરૂપ અમૃતથી પૂર્ણ એવા બ્રહ્મરૂપ મહા સમુદ્રમાં શું હેય છે? શું ઉપાદેય છે? અન્યરૂપ શું છે? અને વિલક્ષણ શું છે? ૪૮૪

**ન કિંચિદત્ર પશ્યામિ ન શૃણોમિ ન વેદ્મ્યહમ્ ।**
**સ્વાત્મનૈવ સદાનન્દરૂપેણાસ્મિ વિલક્ષણઃ ॥૪૮૫॥**

હું અહિં કાંઇ પણ જોતો નથી, કાંઇ પણ સાંભળતો નથી અને કાંઇ પણ જાણતો નથી. નિરંતર આનંદસ્વરૂપ સ્વાત્માથીજ હું વિલક્ષણ છું. ૪૮૫

નમો નમસ્તે ગુરવે મહાત્મને,
વિમુક્તસંગાય સદુત્તમાય ।
નિત્યાદ્વયાનન્દરસસ્વરૂપિણે,
ભૂમ્ને સદાઽપારદયામ્બુધામ્ને ॥૪૮૬॥
યત્કટાક્ષશશિસાન્દ્રચન્દ્રિકાપાતધૂતભવતાપજશ્રમઃ ।
પ્રાપ્તવાનહમખંડવૈભવાનન્દમાત્મપદમક્ષયં ક્ષણાત્ ॥૪૮૭॥

જેમની કૃપાકટાક્ષરૂપ ચંદ્રની ઘન ચંદ્રિકાના પડવાથી ભવ-તાપ-જન્ય શ્રમ દૂર થયો છે એવો હું અખંડ વૈભવ, આનંદ અને અક્ષય આત્મપદને ક્ષણમાં પ્રાપ્ત થયો છું, તે મોટા મનવાળા, વિમુક્તસંગ, સદુત્તમ, નિત્ય, અદ્વયાનંદ રસસ્વરૂપ, વ્યાપક અને સદા અપારદયાના સાગર શ્રી સદ્‌ગુરૂને નમસ્કાર, નમસ્કાર છે. ૪૮૬–૪૮૭

ધન્યોઽહં કૃતકૃત્યોઽહં વિમુક્તોઽહં ભવગ્રહાત્ ।
નિત્યાનન્દસ્વરૂપોઽહં પૂર્ણોઽહં ત્વદનુગ્રહાત્ ॥૪૮૮॥

હે ગુરૂદેવ! આપશ્રીના અનુગ્રહથી હું ધન્ય છું અને હું કૃત-કૃત્ય છું, હું ભવ–ગ્રહથી વિમુક્ત છું, હું નિત્યાનંદ સ્વરૂપ છું અને હું પૂર્ણ છું. ૪૮૮

અસંગોઽહમનંગોઽહમલિંગોઽહમભંગુરઃ ।
પ્રશાન્તોઽહમનન્તોઽહમમલોઽહં ચિરંતનઃ ॥૪૮૯॥

હું સંગ રહિત છું, હું અંગ રહિત છું, હું સૂક્ષ્મ રહિત છું હું અવિનાશી છું, હું પ્રશાંત છું, હું અનંત છું, હું મલરહિત છું અને પુરાતન છું. ૪૮૯

અકર્તાહમભોક્તાહમવિકારોઽહમક્રિયઃ ।
શુદ્ધબોધસ્વરૂપોઽહં કેવલોઽહં સદાશિવઃ ॥૪૯૦॥

હું અકર્તા છું હું અભોક્તા છું, હું અવિકારી છું, હું અક્રિય છું, હું શુદ્ધજ્ઞાનસ્વરૂપ છું, હું કેવલ છું અને હું સદાશિવ છું. ૪૯૦

દ્રષ્ટુઃશ્રોતુર્વક્તુઃ કર્તુર્ભોક્તુર્વિભિન્ન એવાહમ્ ।
નિત્યનિરંતરનિષ્ક્રિયનિઃસીમાસંગપૂર્ણબોધાત્મા ॥૪૯૧॥

હું જોનાર, સાંભળનાર, કરનાર અને ભોગવનારથી વિભિન્નજ છું. હું નિત્ય, નિરંતર, નિષ્ક્રિય, નિઃસીમ, અસંગ અને પૂર્ણજ્ઞાન સ્વરૂપ છું. ૪૯૧

નાહમિદં નાહમદોઽપ્યુભયોરવભાસકં પરં શુદ્ધમ્ ।
બાહ્યાભ્યન્તરશૂન્યં પૂર્ણબ્રહ્માદ્વિતીયમેવાહમ્ ॥૪૯૨॥

હું આ નથી, હું તે નથી પણ ઉભયનો પ્રકાશક, માયાથી પર, શુદ્ધસ્વરૂપ, અંતર-બહારથી રહિત, પૂર્ણ અને અદ્વિતીય બ્રહ્મજ છું. ૪૯૨

નિરૂપમમનાદિતત્ત્વં ત્વમહમિદમદઇતિ કલ્પનાદ્દૂરમ્ ।
નિત્યાનન્દૈકરસં સત્યં બ્રહ્માદ્વિતીયમેવાહમ્ ॥૪૯૩॥

હું નિરૂપમ, અનાદિ સ્વરૂપ, તું-હું-આ અને તે આવા પ્રકારની કલ્પનાથી દૂર, નિત્યાનંદ સ્વરૂપ, એકરસ, સત્ય અને અદ્વિતીય બ્રહ્મજ છું. ૪૯૩

નારાયણોઽહં નરકાન્તકોઽહં,
પુરાન્તકોઽહં પુરૂષોઽહમીશઃ ।
અખંડબોધોઽહમશેષસાક્ષી,
નિરીશ્વરોઽહં નિરહં ચ નિર્મમઃ ॥૪૯૪॥

હું નારાયણ છું, હું નરકાસુર રાક્ષસના મૃત્યુરૂપ છું, હું ત્રિપુરાસુરના કાલરૂપ છું, હું દેહરૂપપુરમાં રહેનાર છું, હું ઇશ-વિશ્વનો નિયામક છું, હું અખંડ જ્ઞાનસ્વરૂપ છું, હું સર્વનો સાક્ષી છું, હું ઇશ્વર વિનાનો છું, હું અહંભાવરહિત છું અને હું મમત્વરહિત છું. ૪૯૪

સર્વેષુ ભૂતેષ્વહમેવ સંસ્થિતો,
જ્ઞાનાત્મનાઽન્ત બહિરાશ્રયઃ સન્ ।

ભોકતા ચ ભોગ્યં સ્વયમેવ સર્વં,
યદ્યત્પૃથગ્દષ્ટમિદંતયા પુરા ॥૪૯૫॥

હુંજ સર્વભૂતોમાં સર્વના આશ્રયરૂપ થઇને અંતર–બહાર ચેતનસ્વરૂપે સંસ્થિત છું, અને હુંજ ભોક્તા છું, ભોગ્ય છું તથા ઇદંપણાથી પૂર્વે જે જે ભિન્નસ્વરૂપે જોયેલું તે તે સર્વ હું પોતેજ છું. ૪૯૫

મય્યખંડસુખામ્ભોધૌ બહુધા વિશ્વવીચયઃ ।
ઉત્પદ્યન્તે વિલીયન્તે માયામારૂતવિભ્રમાત્ ॥૪૯૬॥

મ્હારા અખંડાનંદસ્વરૂપ મહાસાગરમાં માયારૂપ પવનના વિભ્રમથી વિશ્વરૂપ તરંગો અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે અને વિલય પામે છે.

સ્થુલાદિભાવા મયિ કલ્પિતા ભ્રમા–
દારોપિતાનુસ્ફુરણેન લોકૈઃ ।
કાલે યથા કલ્પકવત્સરાય–
નર્ત્વાદયો નિષ્કલ નિર્વિકલ્પે ॥૪૯૭॥

જેમ લોકો વડે સૂર્યના અનુસ્ફુરણથી કલારહિત અને વિકલ્પ રહિત કાલમાં કલ્પ, વર્ષ, અયન અને ઋતુ વગેરે આરોપાયેલાં છે તેમ મ્હારા વિશુદ્ધ સ્વરૂપમાં સ્થૂલાદિ ભાવો પણ ભ્રાંતિથીજ કલ્પાએલા છે. ૪૯૭

આરોપિતં નાશ્રયદૂષકં ભવે–
ત્કદાપિ મૂઢૈરતિદોષદૂષિતૈઃ ।
નાર્દ્રીકરોત્યૂષરભૂમિભાગં,
મરીચિકાવારિમહાપ્રવાહઃ ॥૪૯૮॥

અતિદોષોથી દૂષિત થયેલા મૂઢોવડે આરોપિત કદિપણ આશ્રયને દૂષિત કરનારૂં નથી. મૃગજલનો મોટો પ્રવાહ પોતાના આશ્રયભૂત ખારી ભૂમિના ભાગને ભીનો કરી શકતો નથી. ૪૯૮

**આકાશવલ્લેપવિદૂરગોઽહ-**
**માદિત્યવદ્ભાસ્યવિલક્ષણોઽહમ્ ।**
**અહાર્યવન્નિત્યવિનિશ્ચલોઽહ-**
**મમ્ભોધિવત્પારવિવર્જિતોઽહમ્ ॥૪૯૯॥**

હું આકાશની પેઠે અત્યંત નિર્લેપ છું, હું સૂર્યની પેઠે ભાસ્યથી વિલક્ષણ છું, હું પર્વતની પેઠે નિત્ય વિનિશ્ચલ છું અને હું સાગરની પેઠે અપાર છું. ૪૯૯

**ન મે દેહેન સમ્બન્ધો મેઘેનેવ વિહાયસઃ ।**
**અતઃ કુતો મે તદ્ધર્મા જાગ્રત્સ્વપ્નસુષુપ્તયઃ ॥૫૦૦॥**

વાદળાંની સાથે આકાશના સંબંધની પેઠે મ્હારો શરીરના સાથે સંબંધ નથી; આથી તેના ધર્મરૂપ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ મ્હારામાં કયાંથીજ હોય? ૫૦૦

**ઉપાધિરાયાતિ સ એવ ગચ્છતિ,**
**સ એવ કર્માણિ કરોતિ ભુંક્તે ।**
**સ એવ જીર્યન્મ્રિયતે સદાઽહં,**
**કુલાદ્રિવન્નિશ્ચલ એવ સંસ્થિતઃ ॥૫૦૧॥**

ઉપાધિજ આવે છે અને તે જ જાય છે, તે જ કર્મ કરે છે અને તે જ કર્મનાં ફલ ભોગવે છે તેમજ તે જ જીર્ણ થઇને મરે છે, હું તો સદા કુલાદ્રિ પર્વતની પેઠે નિશ્ચલપણે જ રહેલો છું. ૫૦૧

**ન મે પ્રવૃત્તિર્ન ચ મે નિવૃત્તિઃ**
**સદૈકરૂપસ્ય નિરંશકસ્ય ।**
**એકાત્મકો યો નિવિડો નિરન્તરો,**
**વ્યોમેવ પૂર્ણઃ સ કથં નુ ચેષ્ટતે ॥૫૦૨॥**

હું સદા એકસ્વરૂપ અને અંશ વિનાનો હોવાથી મ્હારી કોઇમાં પ્રવૃત્તિ નથી અને મ્હારી કોઇથી નિવૃત્તિ નથી. જે નિરંતર એક

સ્વરૂપ, ઘનીભૂત અને આકાશની પેઠે પૂર્ણ છે તે કેવા પ્રકારે ચેષ્ટા કરે? ૫૦૨

પુણ્યાનિ પાપાનિ નિરિંદ્રિયસ્ય,
નિશ્ચેતસો નિર્વિકૃતેર્નિરાકૃતેઃ ।
કુતો મમાખંડસુખાનુભૂતે-
ર્બ્રૂતે હ્યનન્વાગતમિત્યપિ શ્રુતિઃ ॥૫૦૩॥

હું ઇંદ્રિયરહિત, ચિત્તરહિત, નિર્વિકારી, નિરાકૃતિ અને અખંડાનંદાનુભૂતિ સ્વરૂપ હોવાથી મ્હને પુણ્ય-પાપ કયાંથી? "અસંબદ્ધ છે" એમજ (બૃહ૦ ૪-૩-૨૨) શ્રુતિ પણ કહે છે. ૫૦૩

છાયયા સ્પૃષ્ટમુષ્ણં વા શીતં વા સુષ્ઠુદુઃષ્ઠુ વા ।
ન સ્પૃશત્યેવ યત્કિંચિત્પુરૂષં તદ્વિલક્ષણમ્ ॥૫૦૪॥

શરીરની છાયાને અડેલું ગરમ અથવા ઠંડુ, સારૂં અથવા નઠારૂં તે(છાયા)નાથી વિલક્ષણ પુરૂષને જરાપણ અડી શકતું નથી. ૫૦૪

ન સાક્ષિણં સાક્ષ્યધર્માઃ સંસ્પૃશન્તિ વિલક્ષણમ્ ।
અવિકારમુદાસીનં ગૃહધર્માઃ પ્રદીપવત્ ॥૫૦૫॥

જેમ ઘરના ધર્મો ઘરને પ્રકાશનાર દીવાને સ્પર્શ કરી શકતા નથી તેમ સાક્ષ્ય (સાક્ષી વડે પ્રકાશ પામતા) પદાર્થના ધર્મો વિલક્ષણ અવિકારી અને ઉદાસીન સાક્ષીને સ્પર્શ કરી શકતા નથી. ૫૦૫

રવેર્યથા કર્મણિ સાક્ષિભાવો,
વહ્નેર્યથા દાહનિયામકત્વમ્ ।
રજ્જોર્યથાઽઽરોપિતવસ્તુ સંગ-
સ્તથૈવ કૂટસ્થ ચિદાત્મનો મે ॥૫૦૬॥

જેમ કર્મમાં સૂર્યનો સાક્ષીભાવ છે, જેમ અગ્નિનું દાહકપણું છે અને જેમ રજ્જુનો આરોપિત વસ્તુ સાથે સંબંધ છે, તેમજ કૂટસ્થ અને ચિદાત્મ મ્હારો સ્થૂલાદિ સાથે સંબંધ છે. ૫૦૬

કર્તાઽપિ વા કારયિતાઽપિ નાહં,
ભોક્તાઽપિ વા ભોજયિતાઽપિ નાહમ્ ।
દ્રષ્ટાઽપિ વા દર્શયિતાઽપિ નાહં,
સોઽહં સ્વયંજ્યોતિરનીદૃગાત્મા ॥૫૦૭॥

હું કર્તા પણ નથી અથવા કરાવનાર પણ નથી, હું ભોક્તા પણ નથી અથવા ભોગવાવનાર પણ નથી, હું દ્રષ્ટા પણ નથી અથવા દર્શન કરાવનાર પણ નથી, પણ જે સ્વયં જ્યોતિ સ્વરૂપ અને ઇંદ્રિયના અવિષયરૂપ આત્મા છે તે હું છું ૫૦૭

ચલત્યુપાધૌ પ્રતિબિમ્બલૌલ્ય-
મૌપાધિકં મૂઢધિયો નયન્તિ ।
સ્વબિમ્બભૂતં રવિવદ્વિનિષ્ક્રિયં,
કર્તાઽસ્મિ ભોક્તાઽસ્મિ હતોઽસ્મિ હેતિ ॥૫૦૮॥

જેમ જલરૂપ ઉપાધિ ચલિત થતાં ઔપાધિક પ્રતિબિંબનું ચલિતપણું મૂઢબુદ્ધિવાળા તેના બિંબભૂત સૂર્યમાં માને છે તેમ સૂર્યસમાન વિનિષ્ક્રિય આત્માને હું કર્તા છું, હું ભોક્તા છું, અહો ! હું હણાયો છું એમ માને છે. ૫૦૮

જલે વાઽપિ સ્થલે વાઽપિ લુઠત્વેષ જડાત્મકઃ ।
નાહં વિલિપ્યે તદ્ધર્મૈર્ઘટધર્મૈર્નભો યથા ॥૫૦૯॥

જેમ ઘડાના ધર્મોથી આકાશ લેપાતું નથી તેમ આ જડાત્મક દેહ જલમાં અથવા સ્થલમાં ભલે ફાવે ત્યાં લોટતું રહે પણ તેના ધર્મોથી હું કદિપણ લેપાતો નથી. ૫૦૯

કર્તૃત્વભોક્તૃત્વ ખલત્વમત્તતા-
જડત્વબદ્ધત્વવિમુક્તતાદયઃ ।
બુદ્ધેર્વિકલ્પા ન તુ સન્તિ વસ્તુતઃ,
સ્વસ્મિન્પરે બ્રહ્મણિ કેવલેઽદ્વયે ॥૫૧૦॥

કર્તાપણું, ભોક્તાપણું, ખલપણું, જડપણું, બદ્ધપણું, અને વિમુક્તપણું વગેરે બુદ્ધિના વિકલ્પો છે, પોતાના પર બ્રહ્મસ્વરૂપ, અસંગ અને અદ્વિતીય આત્મામાં વસ્તુતાએ નથીજ. ૫૧૦

**સન્તુ વિકારાઃ પ્રકૃતેર્દશધા શતધા સહસ્રધા વાઽપિ ।**
**કિંમેઽસંગચિતસ્તૈર્ન ઘનઃ ક્વચિદંબરં સ્પૃશતિ ॥૫૧૧॥**

પ્રકૃતિના દશપ્રકારના, સો પ્રકારના અથવા હજાર પ્રકારના વિકારો ભલે હોય, તેથી અસંગ ચૈતન્ય સ્વરૂપ મ્હને શી હરકત છે? આકાશને વાદળ કદિ પણ સ્પર્શ કરી શકતું નથી. ૫૧૧

**અવ્યક્તાદિસ્થૂલપર્યન્તમેત-**
**દ્વિશ્વં યત્રાભાસમાત્રં પ્રતીતમ્ ।**
**વ્યોમપ્રખ્યં સૂક્ષ્મમાદ્યન્તહીનં,**
**બ્રહ્માદ્વૈતં યત્તદેવાહમસ્મિ ॥૫૧૨॥**

અવ્યક્તથી માંડીને સ્થૂલપર્યંત આ વિશ્વ જેમાં આભાસમાત્ર પ્રતીત થાય છે, જે આકાશના જેવું છે, સૂક્ષ્મ છે, આદિ–અંત રહિત છે અને અદ્વૈત બ્રહ્મસ્વરૂપ છે તેજ હું છું. ૫૧૨

**સર્વાધારં સર્વવસ્તુપ્રકાશં,**
**સર્વાકારં સર્વગં સર્વશૂન્યમ્ ।**
**નિત્યં શુદ્ધં નિશ્ચલં નિર્વિકલ્પં,**
**બ્રહ્માદ્વૈતં યત્તદેવાહમસ્મિ ॥૫૧૩॥**

જે સર્વના આધારભૂત છે, સર્વ વસ્તુના પ્રકાશરૂપ છે, સર્વસ્વરૂપ છે, સર્વવ્યાપક છે, સર્વથી રહિત છે, નિત્ય છે, શુદ્ધ છે, નિશ્ચલ છે, નિર્વિકલ્પ છે અને અદ્વૈત બ્રહ્મસ્વરૂપ છે તેજ હું છું. ૫૧૩

**યત્પ્રત્યસ્તાશેષમાયાવિશેષં,**
**પ્રત્યગ્રૂપં પ્રત્યયાગમ્યમાનં ।**
**સત્ય જ્ઞાનાનન્તમાનન્દરૂપં,**
**બ્રહ્માદ્વૈતં યત્તદેવાહમસ્મિ ॥૫૧૪॥**

જે સંપૂર્ણ માયાના સ્વરૂપથી રહિત છે, પ્રત્યગ્રુપ છે, વૃત્તિઓથી અગમ્ય છે, સત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે, અનંત છે, આનંદ સ્વરૂપ છે અને અદ્વૈત બ્રહ્મસ્વરૂપ છે તેજ હું છું. ૫૧૪

**નિષ્ક્રિયોઽસ્મ્યવિકારોઽસ્મિ**
**નિષ્કલોઽસ્મિ નિરાકૃતિઃ ।**
**નિર્વિકલ્પોઽસ્મિ નિત્યોઽસ્મિ**
**નિરાલમ્બોઽસ્મિ નિર્દ્વયઃ ।।૫૧૫।।**

હું નિષ્ક્રિય છે, નિર્વિકારી છું, નિષ્કલ છું, નિત્ય છું, નિરા- છું અને નિર્દ્વય છું. ૫૧૫

**સર્વાત્મકોઽહં સર્વોઽહં સર્વાતીતોઽહમદ્વયઃ ।**
**કેવલાખંડબોધોઽહમાનન્દોઽહં નિરંતરઃ ।।૫૧૬।।**

હું સર્વાત્મક છું, હું સર્વરૂપ છું, સર્વથી અતીત અને અદ્વય છું, કેવલ અખંડજ્ઞાનસ્વરૂપ છું, આનંદરૂપ છું અને નિરંતર છું. ૫૧૬

**સ્વારાજ્યસામ્રાજ્યવિભૂતિરેષા,**
**ભવત્કૃપાશ્રીમહિમપ્રસાદાત્ ।**
**પ્રાપ્તા મયા શ્રીગુરવે મહાત્મને,**
**નમો નમસ્તેઽસ્તુ પુનર્નમોઽસ્તુ ।।૫૧૭।।**

હે સદ્ગુરૂ દેવ ! આપશ્રીની અપૂર્વ કૃપા અને મહિમાના પ્રસાદથી મ્હને આ સ્વારાજ્ય–સામ્રાજ્ય વિભૂતિ પ્રાપ્ત થઇ છે. હે મહાત્મન્! આપના પવિત્ર ચરણકમલમાં મ્હારા વારંવાર સવિનય પ્રણામ હો, પ્રણામ હો, ફરી પ્રણામ હો. ૫૧૭

**મહાસ્વપ્ને માયાકૃતજનિજરામૃત્યુગહને,**
**ભ્રમન્તં ક્લિશ્યન્તં બહુલતરતાપૈરનુદિનમ્ ।**
**અહંકારવ્યાઘ્રવ્યથિતમિમમત્યન્તકૃપયા,**
**પ્રબોધ્ય પ્રસ્વાપાત્પરમવિતવાન્મામસિ ગુરો ।।૫૧૮।।**

હે ગુરૂદેવ ! મહાસ્વપ્નમાં માયાકૃત જન્મ, જરા અને મૃત્યુરૂપ વનમાં ભટકતા, નિરંતર અનેક પ્રકારના તાપોથી ક્લેશ પામતા તથા અહંકારરૂપ વાઘથી. દુઃખી થતા આ મ્હને અત્યંત કૃપાવડે ગાઢ નિદ્રાથી જાગૃત કરીને મ્હારી પરમ રક્ષા કરી છે. ૫૧૮

**નમસ્તસ્મૈ સદૈકસ્મૈ કસ્મૈ ચિન્મહસે નમઃ ।**
**યદેતદ્વિશ્વરૂપેણ રાજતે ગુરૂરાજ તે ॥૫૧૯॥**

હે ગુરૂરાજ ! આપને નમસ્કાર છે, જે આ વિશ્વરૂપથી વિરાજે છે તે સદા એકસ્વરૂપ અને કોઇ મહાન્ પ્રકાશસ્વરૂપ આપના આત્માને મ્હારા સવિનય નમસ્કાર છે. ૫૧૯

**ઇતિ નતમવલોક્ય શિષ્યવર્યં,**
**સમધિગતાત્મસુખં પ્રબુદ્ધતત્ત્વમ્ ।**
**પ્રમુદિતહૃદયં સ દેશિકેન્દ્રઃ,**
**પુનરિદમાહ વચઃ પરં મહાત્મા ॥૫૨૦॥**

જેણે સમાધિગત આત્મસુખને પ્રાપ્ત કર્યું છે, જેણે આત્મતત્ત્વને સમ્યક્ પ્રકારે જાણ્યું છે અને જેનું હૃદય આનંદમગ્ન બની ગયું છે એવા ઉત્તમ શિષ્યને એવા પ્રકારે નમસ્કાર કરતો જોઇને તે મોટા મનવાળા સદ્દગુરૂવર્ય ફરી આ ઉત્તમ વચન બોલ્યા. ૫૨૦

**બ્રહ્મપ્રત્યય સન્તતિર્જગદતો બ્રહ્મૈવ તત્સર્વતઃ,**
**પશ્યાધ્યાત્મદૃશા પ્રશાન્તમનસા સર્વાસ્વવસ્થાસ્વપિ ।**
**રૂપાદન્યદવેક્ષિતં કિમભિતશ્ચક્ષુષ્મતાં દૃશ્યતે,**
**તદ્વદ્બ્રહ્મવિદઃ સતઃ કિમપરં બુદ્ધેર્વિહારાસ્પદમ્ ॥૫૨૧॥**

હે શિષ્ય ! જગત્ સર્વ અવસ્થાઓમાં પણ બ્રહ્મ પ્રતીતિના પ્રવાહરૂપ છે આથી તે સર્વથા બ્રહ્મજ છે એમ તું તારી આધ્યાત્મિક દૃષ્ટિથી અને પ્રશાંત મનથી જો. આંખવાળાઓને જે ચારે બાજુ દેખાય છે તે તેમણે રૂપથી અન્ય રૂપે શું જોયું છે? તેજ પ્રમાણે

બ્રહ્મજ્ઞાનીને બુદ્ધિના વિહાર-સ્થાનરૂપ બ્રહ્મથી અતિરિક્ત શું હોઇ શકે? ૫૨૧

## અદ્વયાનંદરસાનુભવ માહાત્મ્ય

કસ્તાં પરાનન્દરસાનુભૂતિ-
મુત્સૃજ્ય શૂન્યેષુ રમેત વિદ્વાન્ ।
ચન્દ્રે મહાહ્લાદિનિ દીપ્યમાને,
ચિત્રેન્દુમાલોકયિતું ક ઇચ્છેત્ ॥૫૨૨॥

પરાનંદરસાનુભવનો ત્યાગ કરીને કયો વિદ્વાન શૂન્ય-કલ્પિતમાં રમણ કરે? જો અતિ આનંદ આપનાર ચંદ્ર દીપ્યમાન હોય તો ચિત્રના ચંદ્રને જોવા કોણ ઇચ્છે? ૫૨૨

અસત્પદાર્થાનુભવેન કિંચિ-
ન્ન હ્યસ્તિ તૃપ્તિર્ન ચ દુઃખ હાનિઃ ।
તદદ્વયાનન્દરસાનુભૂત્યા,
તૃપ્તઃ સુખં તિષ્ઠ સદાઽઽત્મનિષ્ઠયા ॥૫૨૩॥

મિથ્યા પદાર્થના અનુભવથી જરા પણ આત્મતૃપ્તિ થતી નથી અને દુઃખની નિવૃત્તિ પણ અસંભવિત છે. માટે તે અદ્વયાનંદરસાનુભૂતિ વડે તૃપ્ત થઇ સદા આત્મનિષ્ઠાથી આનંદપૂર્વક રહે. ૫૨૩

સ્વમેવ સર્વથા પશ્યન્મન્યમાનઃ સ્વમદ્વયમ્ ।
સ્વાનન્દમનુભુંજાનઃ કાલં નય મહામતે ॥૫૨૪॥

હે મહાબુદ્ધિવાળા શિષ્ય! સર્વ પ્રકારે પોતાનેજ જોતો છતો પોતાના અદ્વિતીય આત્માનેજ નક્કી કરતો છતો તથા સ્વરૂપાનંદને વારંવાર ભોગવતો છતો તારો જીવનકાલ પસાર કર. ૫૨૪

અખંડબોધાત્મનિ નિર્વિકલ્પે,
વિકલ્પનં વ્યોમ્નિ પુરપ્રકલ્પનં ।

તદદ્વયાનન્દમયાત્મના સદા,
શાન્તિં પરામેત્ય ભજસ્વ મૌનમ્ ॥૫૨૫॥

અખંડજ્ઞાન સ્વરૂપ નિર્વિકલ્પ આત્મામાં વિકલ્પ કરવો તે આકાશમાં નગરની કલ્પના કરવા જેવું છે. તેથી તે નિરંતર અદ્વયાનંદપણા વડે પરમ શાંતિને પ્રાપ્ત કરી મૌનને સેવ. ૫૨૫

તૂષ્ણીમવસ્થા પરમોપશાન્તિ–
ર્બુદ્ધેરસત્કલ્પ વિકલ્પહેતોઃ ।
બ્રહ્માત્મના બ્રહ્મવિદો મહાત્મનો,
યત્રાદ્વયાનન્દસુખં નિરન્તરમ્ ॥૫૨૬॥

મિથ્યા જેવા વિકલ્પના હેતુભૂત બુદ્ધિની પરમોપશાંતિ મૌનાવસ્થા છે, જેમાં બ્રહ્મજ્ઞાની મહાત્માઓ બ્રહ્મભાવથી નિરંતર અદ્વયાનંદ સુખનો અનુભવ કરે છે. ૫૨૬

નાસ્તિ નિર્વાસનાન્મૌનાત્પરં સુખકૃદુત્તમમ્ ।
વિજ્ઞાતાત્મસ્વરૂપસ્ય સ્વાનન્દરસપાયિનઃ ॥૫૨૭॥

આત્મ સ્વરૂપના વિજ્ઞાતા અને સ્વાનંદામૃતનું પાન કરનારાને વાસના રહિત મૌનથી અન્ય કોઇ ઉત્તમ સુખ આપનાર નથી. ૫૨૭

ગચ્છંસ્તિષ્ઠન્નુપવિશઞ્છયાનો વાઽન્યથાઽપિ વા ।
યથેચ્છયા વસેદ્વિદ્વાનાત્મારામઃ સદા મુનિઃ ॥૫૨૮॥

સદા આત્મામાંજ રમણ કરનારા વિદ્વાન્ મુનિ ઇચ્છાનુસાર ગમન કરતા છતા, ઉઠતા–બેસતા છતા સૂતા વા અન્યથા વર્તતા છતા પોતાનો જીવનકાલ પસાર કરે. ૫૨૮

ન દેશકાલાસન દિગ્યમાદિ
લક્ષ્યાદ્યપેક્ષાઽપ્રતિબદ્ધવૃત્તેઃ ।
સંસિદ્ધતત્ત્વસ્ય મહાત્મનોઽસ્તિ,
સ્વવેદને કા નિયમાદ્યવસ્થા ॥૫૨૯॥

પ્રતિબંધ વિનાની વૃત્તિવાળા અને સ્વાત્મસંસિદ્ધ મહાત્માને અન્યની પેઠે દેશ, કાલ, આસન, દિશા, યમાદિ અને લક્ષ્ય વગેરેની અપેક્ષા નથી. પોતાના આત્માના જ્ઞાનમાં નિયમાદિની અવસ્થા શી? ૫૨૯

**ઘટોઽયમિતિ વિજ્ઞાતું નિયમઃ કોઽન્વપેક્ષ્યતે ।**
**વિના પ્રમાણસુષ્ઠુત્વં યસ્મિન્સતિ પદાર્થધીઃ ॥૫૩૦॥**

"આ ઘડો છે" એમ જાણવાને માટે, જેના હોવાથી પદાર્થનું જ્ઞાન થાય છે તે પ્રમાણ-નિર્દોષપણાના વિના નિયમની અપેક્ષા કોણ કરે છે? ૫૩૦

**અયમાત્મા નિત્યસિદ્ધઃ પ્રમાણે સતિ ભાસતે ।**
**ન દેશં નાપિ વા કાલં ન શુદ્ધિં વાઽપ્યપેક્ષતે ॥૫૩૧॥**

આ આત્મા નિત્ય પ્રાપ્ત છે અને પ્રમાણ હોવાથી ભાસે છે. દેશ, કાલ અથવા શુદ્ધિની પણ તે અપેક્ષા કરતો નથી. ૫૩૧

**દેવદત્તોઽહમિત્યેતદ્વિજ્ઞાનં નિરપેક્ષકમ્ ।**
**તદ્વદ્બ્રહ્મવિદોઽપ્યસ્ય બ્રહ્માહમિતિ વેદનમ્ ॥૫૩૨॥**

"હું દેવદત્ત છું" એવું આ વિજ્ઞાન જેમ દેશકાલાદિની અપેક્ષા કરનારૂં નથી તેમ "હું બ્રહ્મ છું" એવું આ બ્રહ્મવેત્તાનું જ્ઞાન પણ દેશકાલાદિની અપેક્ષા કરનારૂં નથી. ૫૩૨

**ભાનુનેવ જગત્સર્વં ભાસતે યસ્ય તેજસા ।**
**અનાત્મકમસત્તુચ્છં કિં નુ તસ્યાવભાસકમ્ ॥૫૩૩॥**

જેમ આ સમગ્ર જગત્ સૂર્ય વડેજ ભાસે છે તેમ જેના તેજથી અનાત્મક, અસત્ અને તુચ્છરૂપે આ સર્વ ભાસે છે તે આત્માનો પ્રકાશ કરનાર શું કોઇ હોઇ શકે? ૫૩૩

**વેદશાસ્ત્ર પુરાણાનિ ભૂતાનિ સકલાન્યપિ ।**
**યેનાર્થવંતિ તં કિંનુ વિજ્ઞાતારં પ્રકાશયેત્ ॥૫૩૪॥**

વેદ, શાસ્ત્ર, પુરાણ અને આ સર્વ ભૂતો પણ જેના વડે અર્થવાળાં થાય છે, તે વિજ્ઞાતા આત્મને કોણ પ્રકાશી શકે ! ૫૩૪

**એષ સ્વયંજ્યોતિરનન્તશક્તિ–**
**રાત્માઽપ્રમેયઃ સકલાનુભૂતિઃ ।**
**યમેવ વિજ્ઞાય વિમુક્તબન્ધો,**
**જયત્યયં બ્રહ્મવિદુત્તમોત્તમઃ ॥૫૩૫॥**

આ આત્મા સ્વયંપ્રકાશ, અનંતશક્તિવાળો, અપ્રમેય અને સર્વના અનુભવ સ્વરૂપ છે. જેને જાણીને આ ઉત્તમોત્તમ બ્રહ્મજ્ઞાની ભવબંધથી વિમુક્ત થઇ જય પામે છે. ૫૩૫

**ન ખિદ્યતે નો વિષયૈઃ પ્રમોદતે,**
**ન સજ્જતે નાપિ વિરજ્યતે ચ ।**
**સ્વસ્મિન્સદા ક્રીડતિ નન્દતિ સ્વયં,**
**નિરન્તરાનન્દરસેન તૃપ્તઃ ॥૫૩૬॥**

નિરંતરાનંદ રૂપ અમૃતથી તૃપ્ત થયેલો બ્રહ્મજ્ઞાની કદિ ખેદ પામતો નથી, શબ્દાદિ વિષયોથી રાજી થતો નથી, આસક્ત થતો નથી અને વિરક્ત પણ થતો નથી. પરંતુ પોતે પોતાના આત્મામાં રમે છે તથા પોતાના આત્મામાંજ આનંદ પામે છે. ૫૩૬

**ક્ષુધાં દેહવ્યથાં ત્યકત્વા બાલઃ ક્રીડતિ વસ્તુનિ ।**
**તથૈવ વિદ્વાન્ રમતે નિર્મમો નિરહં સુખી ॥૫૩૭॥**

જેમ બાળક ભૂખ તથા દેહની પીડાને ત્યજી વસ્તુઓમાં રમે છે તેમજ મમતારહિત અને અહંભાવ રહિત સુખી વિદ્વાન્ સ્વસ્વરૂપમાંજ રમણ કરે છે. ૫૩૭

**ચિન્તાશૂન્યમદૈન્યભૈક્ષમશનં પાનં સરિદ્વારિષુ,**
**સ્વાતન્ત્ર્યેણ નિરંકુશા સ્થિતિરભીર્નિદ્રા સ્મશાને વને ।**
**વસ્ત્રં ક્ષાલનશોષણાદિરહિતં દિગ્વાઽસ્તુ શય્યા મહી,**
**સંચારો નિગમાન્તવીથિષુ વિદાં ક્રીડા પરે બ્રહ્મણિ ॥૫૩૮॥**

ચિન્તા અને દીનતા રહિત ભિક્ષાન્ન બ્રહ્મવેત્તાનું ભોજન છે, નદીનું જલ પાન છે, સ્વતંત્રપણાથી નિરંકુશ અને અભયવાળી સ્થિતિ છે, સ્મશાન અને વન નિદ્રાનાં સ્થાન છે, ધોવા અને સૂકવવા વગેરેથી રહિત દિશા વસ્ત્ર છે, પૃથ્વિ શય્યા છે, વેદાન્ત–શેરીઓમાં સંચાર છે અને પરબ્રહ્મમાં ક્રીડા છે. ૫૩૮

**વિમાનમાલમ્બ્ય શરીરમેતદ્**
**ભુનક્ત્યશેષાન્વિષયાનુપસ્થિતાન્ ।**
**પરેચ્છયા બાલવદાત્મવેત્તા,**
**યોઽવ્યક્તલિંગોઽનનુષક્ત બાહ્યઃ ॥૫૩૯॥**

જે અવ્યક્ત ચિહ્નવાળો અને બાહ્ય પદાર્થોમાં અનાસક્તિવાળો છે તે આત્મવેત્તા બાળકની પેઠે અહંભાવનું અવલંબન કર્યા વિના આ શરીરને ધારણ કરીને પ્રાપ્ત થયેલા સર્વ વિષયોને પરેચ્છાથી ભોગવે છે. ૫૩૯

**દિગમ્બરો વાઽપિ ચ સામ્બરો વા,**
**ત્વગમ્બરો વાઽપિ ચિદમ્બરસ્થઃ ।**
**ઉન્મત્તવદ્વાઽપિ ચ બાલવદ્વા ।**
**પિશાચવદ્વાઽપિ ચરત્યવન્યામ્ ॥૫૪૦॥**

ચૈતન્યરૂપ આકાશમાં સ્થિતિ કરીને રહેલો બ્રહ્મવેત્તા નાગો વા વસ્ત્રસહિત અથવા મૃગચર્માદિરૂપ વસ્ત્રવાળો, પાગલની પેઠે વા બાળકની પેઠે અથવા પિશાચની પેઠે અવનિ પર વિચરે છે. ૫૪૦

**કામાન્નિષ્કામરુપી સંશ્ચરત્યેકચરોમુનિઃ ।**
**સ્વાત્મનૈવ સદા તુષ્ટઃ સ્વયં સર્વાત્મના સ્થિતઃ ॥૫૪૧॥**

સદા સ્વાત્માવડેજ તૃપ્ત થયેલો, પોતે સર્વાત્મભાવથી સ્થિતિ કરીને રહેલો અને એકલો વિચરનાર મુનિ નિષ્કામરૂપ થઇને વિષયોનો ભોગ કરે છે. ૫૪૧

**ક્વચિન્મૂઢો વિદ્વાન્ક્વચિદપિ મહારાજવિભવઃ,**
**ક્વચિદ્ ભ્રાન્તઃ સૌમ્યઃ ક્વચિદજગરાચારકલિતઃ ।**
**ક્વચિત્પાત્રીભૂતઃ ક્વચિદવમતઃ ક્વાપ્યવિદિત-**
**શ્ચરત્યેવં પ્રાજ્ઞઃ સતતપરમાનન્દસુખિતઃ ॥૫૪૨॥**

બ્રહ્મવેત્તા કોઇ સ્થળે મૂઢ જેવા, વળી કોઇ સ્થળે મહારાજાના જેવા વૈભવવાળા, કોઇ સ્થળે ભ્રાન્ત જેવા, શાંતસ્વરૂપ અને કોઇ સ્થળે અજગરવૃત્તિને ધારણ કરીને રહેલા, કોઇ સ્થળે માન પામેલા કોઇ સ્થળે અપમાન પામેલા અને કોઇ સ્થળે કોઇ જાણે નહિ એવા રૂપે વિચરે છે, એમ એમનો અનેકવિધ વ્યવહાર છતાં જ્ઞાનીઓ નિરંતર પરમાનંદવડે પ્રસન્ન રહે છે. ૫૪૨

**નિર્ધનોઽપિ સદા તુષ્ટોઽપ્યસહાયો મહાબલઃ ।**
**નિત્યતૃપ્તોઽપ્યભુંજાનોઽપ્યસમઃ સમદર્શનઃ ॥૫૪૩॥**

બ્રહ્મવેત્તા નિર્ધન છતાં સદા સંતુષ્ટ હોય છે, સહાય વિનાના છતાં પણ મહાબલવાન્ હોય છે, નહિ ભોગવનાર છતાં નિત્યતૃપ્ત હોય છે અને સમાન નહિ છતાં સમદર્શી હોય છે. ૫૪૩

**અપિ કુર્વન્નકુર્વાણશ્ચાભોક્તા ફલભોગ્યપિ ।**
**શરીર્યપ્યશરીર્યેષ પરિચ્છિન્નોઽપિ સર્વગઃ ॥૫૪૪॥**

ઉપભોગ કરનારા છતાં અભોક્તારૂપ છે, શરીરવાળા છતાં શરીરવિનાના છે અને પરિચ્છિન્ન છતાં અપરિચ્છિન્ન છે. ૫૪૪

**અશરીરં સદા સન્તમિમં બ્રહ્મવિદં ક્વચિત્ ।**
**પ્રિયાપ્રિયે ન સ્પૃશતસ્તથૈવ ચ શુભાશુભે ॥૫૪૫॥**

સદા અશરીરભાવથી રહેતા આ બ્રહ્મજ્ઞાનીને પ્રિય-અપ્રિય તેમજ શુભ-અશુભ કદિ પણ સ્પર્શ કરતાં નથી. ૫૪૫

**સ્થૂલાદિસમ્બન્ધવતોઽભિમાનિનઃ,**
**સુખં ચ દુઃખં ચ શુભાશુભે ચ ।**

**વિધ્વસ્તબન્ધસ્ય સદાત્મનો મુનેઃ**
**કુતઃ શુભં વાઽપ્યશુભં ફલં વા ॥૫૪૬॥**

સ્થૂલાદિ સાથે સંબંધવાળા અભિમાની જીવને સુખ અને દુઃખનો તથા શુભ અને અશુભનો સ્પર્શ થાય છે, પણ જેનો ભવ-બંધ નાશ પામ્યો છે અને જે સદ્રૂપ બ્રહ્મને સ્વાત્મારૂપે જાણનાર છે એવા મુનિને શુભ અને અશુભનો અથવા તેના ફલનો સંબંધ કયાંથી ઘટે ? ૫૪૬

**તમસા ગ્રસ્તવદ્ભાનાદગ્રસ્તોઽપિ રવિર્જનૈઃ ।**
**ગ્રસ્ત ઈત્યુચ્યતે ભ્રાંત્યા હ્યજ્ઞાત્વા વસ્તુ લક્ષણમ્ ॥૫૪૭॥**

વસ્તુના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણીને લોકોવડે રાહુથી નહિ ઘેરાયેલો સૂર્ય પણ ભ્રાંતિથી ઘેરાયેલા જેવો પ્રતીત થવાથી " સૂર્ય રાહુથી ઘેરાયેલો છે" એમ કહેવાય છે. ૫૪૭

**તદ્વદ્દેહાદિબન્ધેભ્યો વિમુક્તં બ્રહ્મવિત્તમમ્ ।**
**પશ્યન્તિ દેહવન્મૂઢાઃ શરીરાભાસદર્શનાત્ ॥૫૪૮॥**

તેજ પ્રમાણે શરીરાભાસના દર્શનથી દેહાદિ બંધથી વિમુક્ત થયેલા ઉત્તમ બ્રહ્મવેત્તાને મૂઢમાણસો દેહવાળા જુએ છે. ૫૪૮

**અહિર્નિર્લ્વયનીંવાઽયં મુક્ત્વા દેહં તુ તિષ્ઠતિ ।**
**ઈતસ્તતશ્ચાલ્યમાનો યત્કિંચિત્પ્રાણવાયુના ॥૪૪૯॥**

જેમ સાપ કાંચલીનો ત્યાગ કરીને રહે છે તેમ આ બ્રહ્મવેત્તા દેહનો (દેહમાં રહેલી અહંબુદ્ધિનો) ત્યાગ કરીને રહે છે. પ્રાણવાયુથી દેહ અહિં-તહિં કાંઇ ચલાયમાન થતો જોવામાં આવે છે. ૫૪૯

**સ્રોતસા નીયતે દારૂ યથા નિમ્નોન્નતસ્થલમ્ ।**
**દૈવેન નીયતે દેહો યથા કાલોપભુક્તિષુ ॥૫૫૦॥**

જેમ નદીમાં તણાતું લાકડું પ્રવાહના બલવડે નીચા-ઉંચા સ્થલે લઇ જવાય છે, તેમ દૈવના બલવડે જ્ઞાનીનો સ્થૂલદેહ સમયાનુસાર ઉપભોગમાં લઇ જવાય છે. ૫૫૦

**પ્રારબ્ધકર્મપરિકલ્પિતવાસનાભિઃ,**
**સંસારિવચ્ચરતિ ભુક્તિષુ મુક્તદેહઃ ।**
**સિદ્ધઃ સ્વયં વસતિ સાક્ષિવદત્ર તૂષ્ણીં,**
**ચક્રસ્ય મૂલમિવ કલ્પવિકલ્પશૂન્યઃ ॥૫૫૧॥**

પ્રારબ્ધ કર્મપરિકલ્પિત વાસનાઓથી સંસારીની પેઠે મુક્તપુરુષનો દેહ ભોગોમાં પ્રવૃત્તિ કરે છે. બ્રહ્મવેત્તા પોતે અહિં સાક્ષીની પેઠે મૌન અને ચાકડાના મૂલની પેઠે સંકલ્પ-વિકલ્પ વિનાનો થઇને રહે છે. ૫૫૧

**નૈવેન્દ્રિયાણિ વિષયેષુ નિયુઙ્ક્ત એષ,**
**નૈવાપયુઙ્ક્ત ઉપદર્શનલક્ષણસ્થઃ ।**
**નૈવ ક્રિયાફલમપીષદવેક્ષતે સ,**
**સ્વાનન્દસાન્દ્રરસપાનસુમત્તચિત્તઃ ॥૫૫૨॥**

સ્વાત્માનંદરૂપ સઘન અમૃતના પાનથી સારી રીતે ઉન્મત્ત થયેલા ચિત્તવાળા અને સાક્ષીરૂપથી સ્થિત થયેલા આ મુક્ત પુરૂષો પોતાની ઇંદ્રિયોને શબ્દાદિ વિષયોમાં નિયુક્ત કરતા નથીજ અને વિષયોથી વિમુક્ત પણ કરતા નથીજ, તથા તેઓ ક્રિયા-ફલ તરફ તો લેશ પણ દૃષ્ટિ કરતા નથીજ. ૫૫૨

**લક્ષ્યાલક્ષ્યગતિં ત્યક્ત્વા યસ્તિષ્ઠેત્કેવલાત્મના ।**
**શિવ એવ સ્વયં સાક્ષાદયં બ્રહ્મવિદુત્તમઃ ॥૫૫૩॥**

લક્ષ્ય-અલક્ષ્યની ગતિનો ત્યાગ કરીને જે કેવલ આત્મસ્વરૂપે સ્થિત થાય છે, આ ઉત્તમ બ્રહ્મવેત્તા પોતે સાક્ષાત્ કલ્યાણ સ્વરૂપજ છે. ૫૫૩

**જીવન્નેવ સદા મુક્તઃ કૃતાર્થો બ્રહ્મવિત્તમઃ ।**
**ઉપાધિનાશાદ્ બ્રહ્મૈવ સન્બ્રહ્માપ્યેતિ નિર્દ્વયમ્ ॥૫૫૪॥**

ઉત્તમ બ્રહ્મવેત્તા તો જીવતાંજ સદામુક્ત અને કૃતાર્થ થાય છે.

તે પોતે બ્રહ્મજ છે છતાં ઉપાધિનો નાશ થતાં અદ્વય બ્રહ્મમાં સ્થિતિ કરે છે. ૫૫૪

**શૈલૂષો વેષસદ્ભાવાભાવયોશ્ચ યથા પુમાન્ ।**
**તથૈવ બ્રહ્મવિચ્છ્રેષ્ઠ સદા બ્રહ્મૈવ નાપરઃ ॥૫૫૫॥**

ભવૈયો જેમ ધારણ કરેલા વેષના સદ્‌ભાવમાં અને અભાવમાં પુરૂષજ છે તેજ પ્રમાણે ઉત્તમ બ્રહ્મવેત્તા સદા બ્રહ્મજ છે, અન્યરૂપ નથી. ૫૫૫

**યત્ર ક્વાપિ વિશીર્ણં સત્પર્ણમિવતરોર્વપુઃ પતતાત્ ।**
**બ્રહ્મીભૂતસ્ય યતેઃ પ્રાગેવ હિ તચ્ચિદગ્નિના દગ્ધમ્ ॥૫૫૬॥**

વૃક્ષથી ખરી પડેલાં પાંદડાંની પેઠે બ્રહ્મીભૂત યતિનું શરીર ગમે તે સમયે અને ગમે તે સ્થળે પડે. પહેલાથીજ તે શરીર ચૈતન્યરૂપ અગ્નિથી દગ્ધ થયેલું છે, એટલે જ્ઞાનીને એમ થવાથી લાભ–હાનિ જેવું કાંઇજ નથી. ૫૫૬

**સદાત્મનિ બ્રહ્મણિ તિષ્ઠતો મુનેઃ,**
**પૂર્ણાદ્વયાનન્દમયાત્મના સદા ।**
**ન દેશકાલાદ્યુચિતપ્રતીક્ષા,**
**ત્વઙ્માંસવિટપિંડવિસર્જનાય ॥૫૫૭॥**

સદ્રૂપ બ્રહ્મમાં પૂર્ણ અદ્વયાનંદમયરૂપે સદા સ્થિતિ કરનાર મુનિને ત્વચા, માંસ ને વિષ્ટારૂપ પિંડનું વિસર્જન કરવા માટે યોગ્ય દેશકાલાદિની અપેક્ષા નથી. ૫૫૭

**દેહસ્ય મોક્ષો નો મોક્ષો ન દંડસ્ય કમંડલોઃ ।**
**અવિદ્યાહૃદયગ્રંથિમોક્ષો મોક્ષો યતસ્તતઃ ॥૫૫૮॥**

દેહનો ત્યાગ મોક્ષ નથી તેમજ દંડ અને કમંડલનો ત્યાગ તે પણ મોક્ષ નથી, જેથી અજ્ઞાનરૂપ હૃદયગ્રંથિની નિવૃત્તિ મોક્ષ છે, તેથી મોક્ષ માટે દેશકાલાદિની જરૂર નથી. ૫૫૮

**કુલ્યાયામથ નદ્યાં વા શિવક્ષેત્રેઽપિ ચત્વરે ।**
**પર્ણં પતતિ ચેત્તેન તરોઃ કિં નુ શુભાશુભમ્ ।।૫૫૯।।**

ઝાડથી ખરી પડેલું પાંદડું જો વહેળામાં કે નદીમાં, શિવાલયમાં કે ચોકમાં ગમે ત્યાં પડે તો તેથી ઝાડને શું સારૂં કે શું નઠારૂં? ૫૫૯

**પત્રસ્ય પુષ્પસ્ય ફલસ્ય નાશવદ્**
**દેહેન્દ્રિયપ્રાણધિયાં વિનાશઃ ।**
**નૈવાત્મનઃ સ્વસ્ય સદાત્મકસ્યા-**
**નન્દાકૃતેર્વૃક્ષવદસ્તિ ચૈષઃ ।।૫૬૦।।**

દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને બુદ્ધિનો પત્ર, પુષ્પ અને ફલના નાશની પેઠે વિનાશ થાય છે, પણ સદ્રૂપ અને અનંદસ્વરૂપ સ્વાત્માનો વિનાશ થતો નથીજ. આ આત્મા વૃક્ષની પેઠે અવિનાશી રહે છે. ૫૬૦

**પ્રજ્ઞાનઘન ઈત્યાત્મલક્ષણં સત્યસૂચકમ્ ।**
**અનૂદ્યૌપાધિકસ્યૈવ કથયન્તિ વિનાશનમ્ ।।૫૬૧।।**

"પ્રજ્ઞાન ઘન" આ આત્મલક્ષણ આત્માની સત્યતાનું સૂચન કરનારૂં છે, એમ કહીને શ્રુતિ ઉપાધિવાળી વસ્તુનોજ વિનાશ કહે છે. ૫૬૧

**અવિનાશી વા અરેઽયમાત્મેતિ શ્રુતિરાત્મનઃ ।**
**પ્રબ્રવીત્યવિનાશિત્વં વિનશ્યત્સુ વિકારિષુ ।।૫૬૨।।**

"અરે મૈત્રેયિ! આ આત્મા અવિનાશીજ છે" (બૃહ૦ ૪-૫-૧૪) આ શ્રુતિ પણ વિકારીનો વિનાશ થયા છતાં આત્માનું અવિનાશીપણું કહે છે. ૫૬૨

**પાષાણવૃક્ષતૃણધાન્યકડંકરાદ્યા,**
**દગ્ધા ભવન્તિ હિ મૃદેવ યથા તથૈવ ।**
**દેહેન્દ્રિયાસુમનઆદિસમસ્તદૃશ્યં,**
**જ્ઞાનાગ્નિદગ્ધમુપયાતિ પરાત્મભાવમ્ ।।૫૬૩।।**

જેમ પત્થર, ઝાડ, ઘાસ, ધાન્ય અને ભુસું વગેરે સર્વ બળી

ગયા છતાં માટીરૂપજ થાય છે, તેમ દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને મન વગેરે સર્વ દૃશ્ય જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયા છતાં પરમાત્મભાવને પામે છે. ૫૬૩

**વિલક્ષણં યથા ધ્વાન્તં લીયતે ભાનુતેજસિ ।**
**તથૈવ સકલં દૃશ્યં બ્રહ્મણિ પ્રવિલીયતે ॥૫૬૪॥**

જેમ સૂર્ય પ્રકાશથી વિપરીત સ્વભાવવાળું અંધારૂં સૂર્યના તેજમાં લીન થઇ જાય છે, તેજ પ્રમાણે સકલ દૃશ્ય બ્રહ્મમાં વિલીન થઇ જાય છે. ૫૬૪

**ઘટે નષ્ટે યથા વ્યોમ વ્યોમૈવ ભવતિ સ્પુટમ્ ।**
**તથૈવોપાધિવિલયે બ્રહ્મૈવ બ્રહ્મવિત્સ્વયમ્ ॥૫૬૫॥**

જેમ ઘડાનો નાશ થવાથી ઘટાકાશ નિઃસંદેહપૂર્વક આકાશજ થાય છેઃ તેજ પ્રમાણે ઉપાધિનો વિલય થવાથી બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મજ થાય છે. ૫૬૫

**ક્ષીરં ક્ષીરે યથા ક્ષિપ્તં તૈલં તૈલે જલં જલે ।**
**સંયુક્તમેકતાં યાતિ તથાऽऽત્મન્યાત્મવિન્મુનિઃ ॥૫૬૬॥**

જેમ દુધમાં નાંખેલું દુધ, તેલમાં નાંખેલું તેલ અને જલમાં નાંખેલું જલ સંયુક્ત થઇ એકતાને પામે છે તેમ આત્મવેત્તા મુનિ આત્મામાં એકતા પામે છે. ૫૬૬

**એવં વિદેહકૈવલ્યં સન્માત્રત્વમખંડિતમ્ ।**
**બ્રહ્મભાવં પ્રપદ્યૈષ યતિર્નાવર્તતે પુનઃ ॥૫૬૭॥**

એ પ્રમાણે આ યતિ અખંડ સત્તામાત્રપણારૂપ વિદેહ કૈવલ્ય અર્થાત્ બ્રહ્મભાવને પ્રાપ્ત કરીને ફરી સંસારના ચક્રમાં ભમતો નથી. ૫૬૭

**સદાત્મૈકત્વ વિજ્ઞાનદગ્ધાવિદ્યાદિવર્ષ્મણઃ ।**
**અમુષ્ય બ્રહ્મભૂતત્વાદ્બ્રહ્મણઃ કુત ઉદ્ભવઃ ॥૫૬૮॥**

બ્રહ્મ અને આત્માના એકપણાના જ્ઞાનરૂપ અગ્નિથી જેનાં અવિદ્યાદિ શરીરો દગ્ધ થયાં છે એવા આ બ્રહ્મવેત્તાનું બ્રહ્મસ્વરૂપપણું હોવાથી તે બ્રહ્મની ઉત્પત્તિ કયા પ્રકારે સંભવે? ૫૬૮

**માયાકૢપ્તૌ બન્ધમોક્ષૌ ન સ્તઃ સ્વાત્મનિ વસ્તુતઃ ।**
**યથા રજ્જૌ નિષ્ક્રિયાયાં સર્પાભાસવિનિર્ગમૌ ॥૫૬૯॥**

બંધ અને મોક્ષ માયાએજ કલ્પેલા છે, તે વસ્તુતઃ સ્વાત્મામાં નથી. જેમ નિષ્ક્રિય દોરડામાં સર્પાભાસ અને સર્પ-નિવૃત્તિ ભ્રાંતિજન્ય છે તેમ આત્મામાં પણ બંધ-મોક્ષ માયાકલ્પિત છે. ૫૬૯

**આવૃતેઃ સદસત્ત્વાભ્યાં વક્તવ્યે બન્ધમોક્ષણે ।**
**નાવૃતિર્બ્રહ્મણઃ કાચિદન્યાભાવાદનાવૃતમ્ ॥**
**યદ્યસ્ત્યદ્વૈતહાનિઃ સ્યાદ્દ્વૈતં નો સહતે શ્રુતિઃ ॥૫૭૦॥**

આવરણના સદ્ભાવમાં અને અસદ્ભાવમાં ક્રમશઃ બંધ-મોક્ષ માટે વક્તવ્ય છે, પણ બ્રહ્મથી અતિરિક્ત વસ્તુનો અભાવ હોવાથી બ્રહ્મને કોઇ આવરણ નથી, આથી બ્રહ્મ આવરણરહિત છે. જો કોઇ પણ આવરણ છે એમ કહો-માનો તો અદ્વૈતહાનિ થાય છે, અને તે વાત અદ્વૈતનું પ્રતિપાદન કરનારી શ્રુતિ સહન કરી શકે તેમ નથી. ૫૭૦

**બન્ધં ચ મોક્ષં ચ મૃષૈવ મૂઢા,**
**બુદ્ધેર્ગુણં વસ્તુનિ કલ્પયન્તિ ।**
**દગાવૃતિં મેઘકૃતાં યથા રવૌ,**
**યતોઽદ્વયાસંગચિદેતદક્ષરમ્ ॥૫૭૧॥**

જેમ મૂર્ખ લોકો મેઘકૃત નેત્રની આવૃતિ (આવરણ)ને સૂર્યમાં કલ્પે છે તેમજ મૂઢો બુદ્ધિના ગુણરૂપ બંધ અને મોક્ષને આત્મરૂપ વસ્તુમાં મિથ્યાજ કલ્પે છે. જેથી આ અવિનાશી બ્રહ્મ અદ્વિતીય, અસંગ અને ચૈતન્યરૂપ છે. ૫૭૧

**અસ્તીતિ પ્રત્યયો યશ્ચ યશ્ચ નાસ્તીતિ વસ્તુનિ ।**
**બુદ્ધેરેવ ગુણાવેતૌ ન તુ નિત્યસ્ય વસ્તુનઃ ॥૫૭૨॥**

આત્મામાં 'છે' આવું જે જ્ઞાન અને 'નથી' આવું જે જ્ઞાન, આ બન્ને ગુણો બુદ્ધિનાજ છે, પણ નિત્યસ્વરૂપ આત્માના નથી. ૫૭૨

**અતસ્તૌ માયયાકલૃપ્તૌ બન્ધમોક્ષૌ ન ચાત્મનિ ।**
**નિષ્કલે નિષ્ક્રિયે શાન્તે નિરવદ્યે નિરંજને ॥**
**અદ્વિતીયે પરે તત્ત્વે વ્યોમવત્કલ્પના કુતઃ ॥૫૭૩॥**

આથી માયાકલ્પિત તે બંધ-મોક્ષ આત્મામાં નથી. નિષ્કલ, નિષ્ક્રિય, શાંત, નિર્દોષ, નિરંજન અને અદ્વિતીય પર બ્રહ્મમાં આકાશની પેઠે કલ્પના ક્યાંથી ઘટે? ૫૭૩

**ન નિરોધો ન ચોત્પત્તિર્ન બન્ધો ન ચ સાધકઃ ।**
**ન મુમુક્ષુર્ન વૈ મુક્ત ઈત્યેષા પરમાર્થતા ॥૫૭૪॥**

આત્મામાં નિરોધ નથી, ઉત્પત્તિ નથી, બંધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી અને મુક્ત પણ નથી, એવા પ્રકારની આ પરમાર્થતા છે. ૫૭૪

## ઉપસંહાર

**સકલનિગમચૂડાસ્વાન્તસિદ્ધાંતરૂપં,**
**પરમિદમતિગુહ્યં દર્શિતં તે મયાઽદ્ય ।**
**અપગતકલિદોષં કામનિર્મુક્તબુદ્ધિ,**
**સ્વસુતવદસકૃત્ત્વાં ભાવયિત્વા મુમુક્ષુમ્ ॥૫૭૫॥**

હે શિષ્ય! સર્વપ્રકારના કલિગત દોષોથી રહિત, નિષ્કામ બુદ્ધિવાળા અને મોક્ષની ઇચ્છાવાળા તને મેં આજે મ્હારા પોતાના પુત્રની પેઠે માનીને સર્વ વેદાંતશાસ્ત્રોના અંતર્ગત સિદ્ધાંતરૂપ, શ્રેષ્ઠ અને અતિગુહ્ય આ જ્ઞાન વારંવાર ઉપદેશ્યું છે. ૫૭૫

**ઈતિ શ્રુત્વા ગુરોર્વાક્યં પ્રશ્રયેણ કૃતાનતિઃ ।**
**સ તેન સમનુજ્ઞાતો યયૌ નિર્મુક્તબન્ધનઃ ॥૫૭૬॥**

એ પ્રમાણે શ્રીસદ્‌ગુરૂનું અમૃતમય વચન સાંભળીને તેણે અતિ નમ્રતાપૂર્વક તેઓશ્રીના ચરણારવિંદમાં નમસ્કાર કર્યા. પછી તેઓશ્રીની આજ્ઞા લઇ ભવબંધથી વિમુક્ત થયેલો તે શિષ્ય પ્રારબ્ધનિર્મિત સ્થાન પ્રતિ ગયો. ૫૭૬

**ગુરૂરેવ સદાનન્દ સિન્ધૌ નિર્મગ્નમાનસઃ ।**
**પાવયન્વસુધાં સર્વાં વિચચાર નિરન્તરઃ ।।૫૭૭।।**

સદાનંદરૂપ સમુદ્રમાં નિમગ્ન થયેલા મનવાળા શ્રીગુરૂદેવ પણ સર્વ પૃથ્વીને પાવન કરતા છતાં નિરંતર વિચરવા લાગ્યા. ૫૭૭

**ઈત્યાચાર્યસ્ય શિષ્યસ્ય સંવાદેનાત્મલક્ષણમ્ ।**
**નિરૂપિતં મુમુક્ષૂણાં સુખબોધોપપત્તયે ।।૫૭૮।।**

મુમુક્ષુઓને સુખપૂર્વક બોધની પ્રાપ્તિ માટે ગુરૂ–શિષ્યના સંવાદરૂપે આવું આત્મસ્વરૂપનું નિરૂપણ કર્યું છે. ૫૭૮

**હિતમિદમુપદેશમાદ્રિયન્તાં,**
**વિહિત નિરસ્તસમસ્તચિત્તદોષાઃ ।**
**ભવસુખવિરતાઃ પ્રશાન્ત ચિત્તાઃ**
**શ્રુતિરસિકા યતયો મુમુક્ષવો યે ।।૫૭૯।।**

જેઓ શાસ્ત્રવિહિત કર્મથી ચિત્તના સર્વ પ્રકારના દોષોથી રહિત થયેલા હોય, સંસારના સુખોમાં વૈરાગ્ય બુદ્ધિવાળા હોય, અત્યંત શાંત ચિત્તવાળા હોય, શ્રુતિરસિક હોય, જિતેંદ્રિય હોય અને મોક્ષની ઇચ્છાવાળા હોય તેઓ આ કલ્યાણકારી ઉપદેશનો આદર કરો. ૫૭૯

**સંસારાધ્વનિતાપભાનુકિરણપ્રોદ્ભૂતદાહવ્યથા–**
**ખિન્નાનાં જલકાંક્ષયા મરૂભુવિ ભ્રાન્ત્યા પરિભ્રામ્યતામ્ ।**
**અત્યાસન્ન સુધામ્બુધિં સુખકરં બ્રહ્માદ્વયં દર્શય–**
**ન્ત્યેષા શંકરભારતી વિજયતે નિર્વાણસન્દાયિની ।।૫૮૦।।**

સંસાર–માર્ગમાં ત્રીવિધતાપરૂપ સૂર્યનાં કિરણોથી ઉપજેલી દાહ–વ્યથાવડે ખિન્ન થયેલા અને જલની આકાંક્ષાથી મરૂભૂમિમાં ભ્રાંતિથી પરિભ્રમણ કરનારાને અદ્વૈતબ્રહ્મરૂપ અમૃતસાગરને અત્યંત નજીકમાં દેખાડનારી અને પરમશાંતિ આપનારી આ શ્રી શંકરાચાર્યની વાણી સર્વ પ્રકારે વિજય પામે છે. ૫૮૦

**( શ્રી વિવેકચૂડામણિ સમાપ્ત )**

# ✦ પ્રબોધસુધાકર ✦

## મંગલાચરણ

**નિત્યાનન્દૈકરસં સચ્ચિન્માત્રં સ્વયંજ્યોતિઃ ।**
**પુરૂષોત્તમમજમીશં વન્દે શ્રીયાદવાધીશમ્ ॥૧॥**

નિત્ય, આનંદસ્વરૂપ, એકરસ, સચ્ચિન્માત્ર, સ્વયંપ્રકાશ, પુરૂષોત્તમ, અજન્મા અને માયાના નિયામક યાદવાધીશ શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનને હું સવિનય પ્રણામ કરૂં છું. ૧

## શ્રીહરિ-મહિમા

**યં વર્ણયિતું સાક્ષાચ્છ્રુતિરપિ મૂકેવ મૌનમાચરતિ ।**
**સોઽસ્માકં મનુજાનાં કિં વાચાં ગોચરો ભવતિ ॥૨॥**

જેના મહિમાનું વર્ણન કરવા જતાં સાક્ષાત્ શ્રુતિભગવતિ પણ મુંગાની પેઠે મૌન સેવે છે; તે ભગવાન્ શું અમારા જેવા પામર મનુષ્યોની વાણીના વિષયરૂપ થાય ખરા કે?

**યદ્યપ્યેવં વિદિતં તથાપિ પરિભાષિતો ભવેદેવ ।**
**અધ્યાત્મશાસ્ત્રસારૈર્હરિચિન્તનકીર્તનાભ્યાસૈઃ ॥૩॥**

જોકે ભગવાન્ આવા અપાર મહિમાવાળા છે છતાં પણ અધ્યાત્મશાસ્ત્રના સારથી, હરિચિંતનથી અને કીર્તનાભ્યાસથી એમનું કથન કરવામાં આવે છેજ. ૩

## મોક્ષ-સાધન

**કલૃપ્તૈર્બહુભિરૂપાયૈરભ્યાસજ્ઞાનભક્ત્યાદ્યૈઃ ।**
**પુંસો વિના વિરાગં મુક્તેરધિકારિતા ન સ્યાત્ ॥૪॥**

અભ્યાસ, જ્ઞાન અને ભક્તિ આદિ અનેક પ્રકારનાં સંપાદિત સાધનોથી પણ પુરૂષને વૈરાગ્ય વિના મોક્ષનો અધિકાર મળતો નથી. ૪

**વૈરાગ્યમાત્મબોધો ભક્તિશ્ચેતિ ત્રયં ગદિતમ્ ।**
**મુક્તેઃ સાધનમાદૌ તત્ર વિરાગો વિતૃષ્ણતા પ્રોક્તા ॥૫॥**

વૈરાગ્ય, આત્મબોધ અને ભક્તિ એમ ત્રણ પ્રકારનાં મુક્તિનાં સાધન કહ્યાં છે; તેમાં વિતૃષ્ણતારૂપ વૈરાગ્ય પ્રથમ સાધન રૂપ કહ્યો છે. ૫

**સા ચાહંમમતાભ્યાં પ્રચ્છન્ના સર્વદેહેષુ ।**
**તત્રાહંતા દેહે મમતા ભાર્યાદિવિષયેષુ ॥૬॥**

તે વિતૃષ્ણતા સર્વ દેહોમાં અહંતા અને મમતા ઉભય દોષથી ઢંકાયેલી છે; તેમાં અહંતા દેહમાં અને મમતા ભાર્યાદિ વિષયોમાં થાય છે. ૬

**દેહઃ કિમાત્મકોઽયં કઃ સમ્બન્ધોઽસ્ય વા વિષયૈઃ ।**
**એવં વિચાર્યમાણેઽહંતામમતે નિવર્તેતે ॥૭॥**

"આ દેહ શાથી ઉત્પન્ન થયેલો છે? અને આ દેહનો વિષયો સાથે કેવા પ્રકારનો સંબંધ છે?" આ પ્રમાણે વિચાર કરતા રહેવાથી અહંતા અને મમતા બન્ને નિવૃત્ત થાય છે. ૭

## જઠર–પીડા વર્ણન

**સ્ત્રીપુંસોઃ સંયોગાત્સમ્પાતે શુક્રશોણિતયોઃ ।**
**પ્રવિશઞ્જીવઃ શનકૈઃ સ્વકર્મણા દેહમાધત્તે ॥૮॥**

સ્ત્રી–પુરૂષના સંયોગથી રજ–વીર્યનો મેળ થવાથી સ્વકર્માનુસાર જીવ પ્રવેશ કરીને ધીમે ધીમે દેહને ધારણ કરે છે. ૮

**માતૃગુરુદરદર્યાં કફમૂત્રપુરીષપૂર્ણાયામ્ ।**
**જઠરાગ્નિજ્વાલાભિર્નવમાસં પચ્યતે જન્તુઃ ॥૯॥**

કફ, મૂત્ર ને વિષ્ટાથી ભરેલી માતાની મોટી કુખરૂપ ગુફામાં જીવ નવ મહિના સુધી જઠરાગ્નિની પ્રચંડ જ્વાલાઓથી રંધાયા કરે છે. ૯

**દૈવાત્પ્રસૂતિસમયે શિશુસ્તિરશ્ચીનતાં યદા યાતિ ।**
**શસ્ત્રૈર્વિખંડય સ તદા બહિરિહ નિષ્કાસ્યતેઽતિબલાત્ ॥૧૦॥**

દૈવવશાત્ પ્રસૂતિ સમયે જો બાળક ગર્ભસ્થાનમાં આડું થઈ જાય છે તો તેને શસ્ત્રથી કાપી કાપીને અતિબલપૂર્વક બહાર કાઢવામાં આવે છે. ૧૦

**અથવા યન્ત્રચ્છિદ્રાદ્યદા તુ નિઃસાર્યતે પ્રબલૈઃ ।**
**પ્રસવસમીરૈશ્ચ તદા યઃ કલેશઃ સોઽપ્યનિર્વાચ્યઃ ॥૧૧॥**

અથવા તો જ્યારે પ્રબલપ્રસવ વાયુથી સંકોચાયેલા યોનિદ્વારથી બાળકને બહાર કાઢવામાં આવે છે ત્યારે જે ક્લેશ-પીડા થાય છે તે પણ કહી શકાય તેમ નથી. ૧૧

**આધિવ્યાધિવિયોગાત્મીયવિપત્કલહદીર્ઘદારિદ્રયૈઃ ।**
**જન્માનન્તરમપિ યઃ કલેશઃ કિં શકયતે વકતુમ્ ॥૧૨॥**

જન્મ થયા પછી પણ આધિ, વ્યાધિ, વિયોગ, આત્મીય વિપત્તિ, કલહ, અને લાંબા સમય રહેનારી દરિદ્રતાથી જે પીડા થાય છે તેનું વર્ણન શું કરી શકાય તેમ છે?

**નરપશુવિહઙ્ગતિર્યગ્યોનીનાં ચતુરશીતિલક્ષાણામ્ ।**
**કર્મનિબદ્ધો જીવઃ પરિભ્રમન્યાતના ભુઙ્કતે ॥૧૩॥**

કર્મરૂપ સાંકળથી બંધાયેલો જીવ મનુષ્ય, પશુ, પક્ષી, અને તિર્યગાદિરૂપ ચોરાશી લાખ યોનિમાં પરિભ્રમણ કરતો છતો અનેક પ્રકારની યાતનાઓ ભોગવે છે. ૧૩

## માનવદેહની શ્રેષ્ઠતા

**ચરમસ્તત્ર નૃદેહસ્તત્રોજ્જન્માન્વયોત્પત્તિઃ ।**
**સ્વકુલાચારવિચારઃ શ્રુતિપ્રચારશ્ચ તત્રાપિ ॥૧૪॥**
**આત્માનાત્મવિવેકો નો દેહસ્ય ચ વિનાશિતાજ્ઞાનમ્ ।**
**એવં સતિ સ્વમાયુઃ પ્રાજ્ઞૈરપિ નીયતે મિથ્યા ॥૧૫॥**

તે (ચોરાશી લાખ યોનિયો)માં મનુષ્યદેહ સર્વોત્તમ છે, તેમાં પણ ઉચ્ચ કુલમાં જન્મ, પોતાના કુટુંબનો આચાર-વિચાર અને શ્રુતિજ્ઞાન આ સર્વ પ્રાપ્ત થયા છતાં પણ જેમને આત્મ-અનાત્મનો વિવેક તથા દેહના વિનાશીપણાનું જ્ઞાન થયું નથી તેઓ ભલે જ્ઞાની હોય છતાં પણ પોતાનું આયુષ્ય વ્યર્થ પસાર કરે છે. ૧૪-૧૫

**આયુઃ ક્ષણલવમાત્રં ન લભ્યતે હેમ કોટિભિઃ ક્વાપિ ।**
**તચ્ચેદ્ગચ્છતિ સર્વં મૃષા તતઃ કાધિકા હાનિઃ ॥૧૬॥**

કરોડો સુવર્ણ મ્હોરો આપવાથી પણ ક્ષણ-લવ માત્ર આયુષ્ય મળી શકતું નથી; જો આવું તે અલભ્ય આયુષ્ય સર્વ મિથ્યા જાય તો મનુષ્યને તેનાથી અધિક હાનિ બીજી કયી છે? ૧૬

**નરદેહાતિક્રમણાત્પ્રાપ્તૌ પશ્વાદિદેહાનામ્ ।**
**સ્વતનોરપ્યજ્ઞાને પરમાર્થસ્યાત્ર કા વાર્તા ॥૧૭॥**

નરદેહનો નાશ થવાથી મળતી પશુ આદિની યોનિઓમાં (જ્યાં) પોતાના શરીરનું પણ ભાન હોતું નથી; પછી અહિં પરમાર્થની તો વાત શી? ૧૭

**સતતં પ્રવાહ્યમાનૈર્વૃષભૈરશ્વૈઃ ખરૈર્ગજૈર્મહિષૈઃ ।**
**હા કષ્ટં ક્ષુત્ક્ષામૈઃ શ્રાન્તૈર્નો શક્યતે વક્તુમ્ ॥૧૮॥**

અહો! ભૂખે મરી ગયેલા અને ભાર ઉપાડવાથી થાકી ગયેલા છતાં નિરંતર ભાર ઉપાડનારા બળદ, ઘોડા, ગધાડા, હાથી અને પાડા પોતાના દુઃખની વાત પણ કોઇને કહી શકતા નથી. ૧૮

## સ્થૂલદેહની નિંદા

**રૂધિરત્રિધાતુમજ્જામેદોમાંસાસ્થિ સંહતિર્દેહઃ ।**
**સ બહિસ્ત્વચા પિનદ્ધસ્તસ્માન્નો ભક્ષ્યતે કાકૈઃ ॥૧૯॥**

આ દેહ રૂધિર, ત્રિધાતુ (વાત-પિત્ત-કફ), મજ્જા, મેદ, માંસ અને હાડકાંનો સમૂહ છે. તે ઉપરથી ચામડીવડે મઢાયેલો છે, તેથી તેને કાગડા પણ ખાતા નથી. ૧૯

**નાસાગ્રાદ્વદનાદ્વા કફં મલં પાયુતો વિસૃજન્ ।**
**સ્વયમેવૈતિ જુગુપ્સામન્તઃ પ્રસૃતં ચ નો વેત્તિ ॥૨૦॥**

નાકથી વા મોંઢાથી કફને અને ગુદાથી મલને કાઢતી વખતે મનુષ્ય પોતે પણ ઘૃણા કરે છે; આમ છતાં શરીરની અંદર ભરેલો છે તે જાણતો નથી. ૨૦

**પથિ પતિતમસ્થિ દૃષ્ટ્વા સ્પર્શભયાદન્યમાર્ગતો યાતિ ।**
**નો પશ્યતિ નિજદેહં ચાસ્થિસહસ્રાવૃતં પરિતઃ ॥૨૧॥**

માર્ગમાં પડેલા હાડકાને જોઇ કદાચિત્ અડી જવાશે તે ભયથી મનુષ્ય બીજા માર્ગે થઇને જાય છે, પરંતુ સર્વભણીથી હજારો હાડકાંથી ભરેલા પોતાના દેહને જોતો નથી. ૨૧

**કેશાવધિ નખરાગ્રાદિદમન્તઃ પૂતિગન્ધ સમ્પૂર્ણમ્ ।**
**બહિરપિ ચાગરૂચન્દન કર્પૂરાદ્યૈર્વિલેપયતિ ॥૨૨॥**

નખના અગ્રભાગથી શિખા સુધી આ શરીરમાં દુર્ગંધ ભરેલી છે; છતાં પણ મનુષ્ય બહારથી અગરૂ–ચંદન અને કર્પૂરાદિ સુગંધ-મય પદાર્થોનો સારી રીતે લેપ કરે છે. ૨૨

**યત્નાદસ્ય પિધત્તે સ્વાભાવિકદોષસઙ્ઘાતમ્ ।**
**ઔપાધિકગુણનિવહં પ્રકાશયઞ્છ્લાઘતે મૂઢઃ ॥૨૩॥**

મૂઢ બુદ્ધિવાળા મનુષ્યો આના સ્વાભાવિક દોષ સમૂહને યત્ન-પૂર્વક છૂપાવે છે અને ઔપાધિક ગુણ સમૂહને પ્રકટ કરતા છતા વખાણે છે. ૨૩

**ક્ષતમુત્પન્નં દેહે યદિ ન પ્રક્ષાલ્યતે ત્રિદિનમ્ ।**
**તત્રોત્પતન્તિ બહવઃ કૃમયો દુર્ગન્ધ સંકીર્ણાઃ ॥૨૪॥**

શરીરમાં થોડો પણ ઘા થયો હોય અને જો તેને ત્રણ દિવસ સુધી ધોવામાં ન આવે તો તે જગાએ દુર્ગંધના કારણથી ઘણાજ કૃમિ ઉત્પન્ન થાય છે. ૨૪

**યો દેહઃ સુપ્તોઽભૂત્સુપુષ્પશય્યોપશોભિતે તલ્પે ।**
**સમ્પ્રતિ સ રજ્જુકાષ્ઠૈર્નિયન્ત્રિતઃ ક્ષિપ્યતે વહ્નૌ ॥૨૫॥**

જે શરીર સુશોભિત અને અતિ સુગંધવાળાં પુષ્પોની શય્યામાં સુખપૂર્વક સુતેલું હતું તેજ શરીર આજે વાંસની પાલખીમાં ડાભની રસ્સીથી સજ્જડ બંધાઇ મસાણના ભયંકર અગ્નિમાં ફેંકાઇ રહ્યું છે. ૨૫

**સિંહાસનોપવિષ્ટં દૃષ્ટ્વા યં મુદમવાપ લોકોઽયમ્ ।**
**તં કાલાકૃષ્ટતનું વિલોક્ય નેત્રે નિમીલયતિ ॥૨૬॥**

જેને સિંહાસન પર આરૂઢ થયેલો જોઇને આ લોક પ્રસન્ન થતા હતા તે પુરૂષને આજે મૃત્યુના ભયંકર ગલફોરામાં પડેલો જોઇને પોતાની આંખો મીંચી લે છે. ૨૬

**એવંવિધોઽતિમલિનો દેહો યત્સત્તયા ચલતિ ।**
**તં વિસ્મૃત્ય પરેશં વહત્યહંતામનિત્યેઽસ્મિન્ ॥૨૭॥**

એવો અતિમલિન દેહ જેની સત્તાથી ચાલે છે તે પરમાત્માને ભૂલી જઇને મૂર્ખ મનુષ્યો આ અનિત્ય દેહમાં અહંતા કરે છે. ૨૭

**ક્વાત્મા સચ્ચિદ્રૂપઃક્વ માંસ રૂધિરાસ્થિનિર્મિતો દેહઃ ।**
**ઈતિ યો લજ્જતિ ધીમાનિતર શરીરં સ કિં મનુતે ॥૨૮॥**

"સચ્ચિદ્રૂપ આત્મા ક્યાં? અને માંસ, રૂધિર તથા હાડકાંનો બનેલો દેહ ક્યાં?" આ પ્રમાણે વિચાર કરીને જે બુદ્ધિશાળી પુરૂષ લજ્જિત થાય છે તે બીજાના શરીરને શું માનશે? ૨૮

## વિષયદોષ નિરૂપણ

**મૂઢઃ કુરૂતે વિષયજકર્દમસમ્માર્જનં મિથ્યા ।**
**દુરદૃષ્ટ વૃષ્ટિભિરસૌ દેહો ગેહં પતત્યેવ ॥૨૯॥**

મૂઢ માણસો વિષયજનિત ગંદા દેહનું સમ્માર્જન વ્યર્થ કરે છે. દુર્ભાગ્યરૂપ વૃષ્ટિથી આ દેહ રૂપ ગૃહ એક દિવસ પડી જાય છેજ. ૨૯

**ભાર્યાસ્વરૂપ વિહીના મનસઃક્ષોભાય જાયતે પુંસામ્ ।**
**અત્યન્તં સ્વરૂપાઢ્યા સા પરપુરૂષૈર્વશીક્રિયતે ॥૩૦॥**

રૂપ વિનાની સ્ત્રી પુરૂષોને મનમાં ક્ષોભ ઉપજાવે છે અને અત્યંત રૂપાળી સ્ત્રી જે હોય છે તે પરપુરૂષોથી વશ થઇ જાય છે. ૩૦

**યઃકશ્ચિત્પરપુરૂષો મિત્રં ભૃત્યોઽથવા ભિક્ષુઃ ।**
**પશ્યતિ હિ સાભિલાષં વિલક્ષણોદાર સ્વરૂપવતીમ્ ॥૩૧॥**

મિત્ર, નોકર અથવા ભિક્ષુક કોઇ પણ પરપુરૂષ અતિ અદ્ભૂત સ્વરૂપવાળી સ્ત્રીના તરફ અભિલાષાપૂર્વકજ જુએ છે. ૩૧

**યં કશ્ચિત્પુરૂષવરં સ્વભર્તુરતિ સુન્દરં દૃષ્ટ્વા ।**
**મૃગયતિ કિં ન મૃગાક્ષી મનસૈવ પરશ્રિયં પુરૂષઃ ॥૩૨॥**

જેમ પુરૂષ કોઇ રૂપાળી પરસ્ત્રીની શોધમાં રહે છે તેમ મૃગના જેવી અણિયાળી આંખવાળી સ્ત્રી પોતાના પતિના કરતાં અતિસુંદર અને સારા પુરૂષને જોઇને તેને મેળવવા માટે મનથીજ શું ઉપાયો શોધતી નથી? ૩૨

**એવં સુસ્વરૂપનાર્યાં ભર્તા કોપાત્પ્રતિક્ષણં ક્ષીણઃ ।**
**નો લભતે સુખલેશં બલિમિવ બલિભુગ્બહુષ્વેકઃ ॥૩૩॥**

એવી રીતે સ્વરૂપવાન્ સ્ત્રીનો પતિ પ્રતિક્ષણે ક્રોધથી ક્ષીણ થઇ જેમ ધણા કાગડાઓની વચમાં પડેલા બલિને એક કાગડો લઇ શકતો નથી તેમ લેશમાત્ર પણ સુખ પામતો નથી. ૩૩

**વનિતા નિતાન્તમજ્ઞા સ્વાજ્ઞામુલ્લંઘ્ય વર્તતે યદિ સા ।**
**શત્રોરપ્યધિકતરા પરાભિલાષિણ્યસૌ કિમુત ॥૩૪॥**

સ્ત્રી અત્યંત અજ્ઞાન હોય છે. જો તે આપણી આજ્ઞાનું ઉલ્લંધન કરીને વર્તે તો શત્રુથી પણ અધિકતર છે; પછી પરપુરૂષના પ્રેમમાં ફસાયેલી હોય ત્યારે તો તેના માટે કહેવુંજ શું? ૩૪

**લોકો નાપુત્રસ્યાસ્તીતિ શ્રુત્યાસ્ય કઃ પ્રભાષિતો લોકઃ ।**
**મુક્તિઃ સંસરણં વા તદન્યલોકોઽથવા નાદ્યઃ ॥૩૫॥**

"અપુત્રને લોકની પ્રાપ્તિ નથી" આ શ્રુતિમાં 'લોક' શબ્દથી શું અર્થ ગ્રહણ કરવાનો છે? મુક્તિ, સંસાર વા તે બન્નેથી કોઇ ભિન્ન લોક? પહેલો પક્ષ અહિં સંભવતો નથી. ૩૫

**સર્વેઽપિ પુત્રભાજસ્તન્મુક્તૌ નૈવ સંસૃતિર્ભવતિ ।**
**શ્રવણાદયોઽપ્યુપાયા મૃષા ભવેયુસ્તૃતીયેઽપિ ॥૩૬॥**

કારણકે પ્રાયઃ સર્વે પુત્રવાન્ હોય છે; તેમની સર્વની મુક્તિ થાય તો સંસાર રહેતોજ નથી, તથા શ્રવણાદિ સાધનો પણ મિથ્યા ઠરે છે. ત્રીજામાં પણ આ રીતે અસંભવ છે. ૩૬

**તત્પ્રાપ્ત્યુપાયસત્ત્વાદ્ દ્વિતીયપક્ષેઽપ્યપુત્રસ્ય ।**
**પુત્રેષ્ટ્યાદિક યાગ પ્રવૃત્તયે વેદવાદોઽયમ્ ॥૩૭॥**

કારણકે તે સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે યજ્ઞાદિક સાધનો કહ્યાં છે. બીજા પક્ષમાં પણ અપુત્રની પુત્રેષ્ટ્યાદિ યાગમાં પ્રવૃત્તિ કરાવવા માટેજ આ વેદ વાક્ય છે. ૩૭

**નાનાશરીરકષ્ટૈર્ધનવ્યયૈઃ સાધ્યતે પુત્રઃ ।**
**ઉત્પન્નમાત્રપુત્રે જીવિતચિન્તા ગરીયસી તસ્ય ॥૩૮॥**

અનેક પ્રકારનાં શારીરિક કષ્ટ અને દ્રવ્યના વ્યયથી પુત્ર ઉત્પન્ન તો થાય છે પણ ઉત્પન્ન થયા છતાં તે પુત્ર જીવતો રહેવાની ભારે ચિંતા લાગુ પડે છે. ૩૮

**જીવન્નપિ કિં મૂર્ખઃ પ્રાજ્ઞઃ કિંવા સુશીલભાગ્ભવિતા ।**
**જારશ્ચોરઃ પિશુનઃ પતિતો દ્યૂતપ્રિયઃ ક્રૂરઃ ॥૩૯॥**

જીવતો રહે તો પણ મૂર્ખ, પ્રાજ્ઞ, સુશીલ, વ્યભિચારી, ચોર, ચાડીચુગલી કરવાવાળો, પતિત, જુગારી કે ક્રૂર કોણ જાણે કેવી પ્રકૃતિનો થશે? આ ચિંતા પણ રહે છે. ૩૯

**પિતૃમાતૃબન્ધુઘાતી મનસઃ ખેદાય જાયતે પુત્રઃ ।**
**ચિન્તયતિ તાતનિધનં પુત્રો દ્રવ્યાદ્યધીશતાહેતોઃ ॥૪૦॥**

પિતા, માતા અને બંધુજનોની ઘાત કરવાવાળો પુત્ર કેવળ માતાપિતાના મનને દુઃખ આપવાજ ઉત્પન્ન થાય છે. તેવો પુત્ર દ્રવ્યાદિનું આધિપત્ય મેળવવાના હેતુથી પોતાના પિતાના મરણની રાહ જુએ છે. ૪૦

**સર્વગુણૈરૂપપન્નઃ પુત્રઃ કસ્યાપિ કુત્ર ચિદ્ભવતિ ।**
**સોઽલ્પાયૂ રુગ્ણો વાદ્યનપત્યો વા તથાપિ ખેદાય ॥૪૧॥**

સર્વ ગુણ સંપન્ન પુત્ર તો કદિ કોઇકને ત્યાંજ થાય છે; તે પણ જો ઓછા આયુષ્યવાળો, રોગી અથવા પુત્ર વિનાનો હોય તો તો દુઃખના કારણભૂતજ થાય છે. ૪૧

**પુત્રાત્સદ્ગતિરિતિ ચેત્તદપિ પ્રાયોऽસ્તિ યુક્ત્યસહમ્ ।**
**ઇત્થં શરીરકષ્ટૈર્દુઃખં સમ્પ્રાર્થ્યતે મૂઢૈઃ ॥૪૨॥**

"પુત્રથી સદ્ગતિ થાય છે" એમ જો કોઇ કહે તો તે પ્રાયઃ યુક્તિ–વિરૂદ્ધ છે. એવી રીતે મૂઢ પુરૂષો જાણી–બુઝીને શારીરિક કષ્ટ ઉઠાવીને દુઃખોને માગી લે છે. ૪૨

**પિતૃ માતૃ બન્ધુ ભગિની પિતૃવ્ય જામાતૃમુખ્યાનામ્ ।**
**માર્ગસ્થાનામિવ યુતિરનેકયોનિ ભ્રમાત્ક્ષણિકા ॥૪૩॥**

માર્ગમાં મળેલા મુસાફરોની પેઠે અનેક યોનિઓમાં ભ્રમણ કરતા છતા પિતા, માતા, ભાઇ, બ્હેન, કાકા અને જમાઇ વગેરેનો મેળાપ ક્ષણિક–ઘડીભરના માટેજ થાય છે. ૪૩

**દૈવં યાવદ્વિપુલં યાવત્પ્રચુરઃ પરોપકારશ્ચ ।**
**તાવત્સર્વે સુહૃદો વ્યત્યયતઃ શત્રવઃ સર્વે ॥૪૪॥**

જ્યાં સુધી દૈવ સાનુકૂલ હોય છે તથા જ્યાં સુધી પરોપકાર વિશેષ પ્રમાણમાં કરી શકાય તેમ હોય છે; ત્યાં સુધી સર્વે સગાં થાય છે, પણ જો તેમાં કાંઇ ઉણપ રહે તો ઉલટાં સર્વે શત્રુ રૂપ બને છે. ૪૪

**અશ્નન્તિ ચેદનુદિનં વન્દિન ઇવ વર્ણયન્તિ સન્તૃપ્તાઃ ।**
**તચ્ચેદ્ દ્વિત્રદિનાન્તરમભિનિન્દન્તઃ પ્રકુપ્યન્તિ ॥૪૫॥**

જો પ્રતિદિન તે સર્વને કાંઇ ને કાંઇ ખાવા મળે તો તેનાથી સંતૃપ્ત થઇને બંદીવાનની પેઠે આપણાં વખાણ કરે છે; તેમાં પણ જો બે ત્રણ દિવસનું અંતર પડી જાય તો તેજ માણસો નિંદા કરતાં છતાં આપણા ઉપર પ્રકોપ કરે છે. ૪૫

**દુર્ભર જઠરનિમિત્તં સમુપાર્જયિતું પ્રવર્તતે ચિત્તમ્ ।
લક્ષાવધિ બહુવિત્તં તથાપ્યલભ્યં કપર્દિકામાત્રમ્ ॥૪૬॥**

આ કદિ પણ ભરાતું નથી એવા પાપી પેટને માટે ચિત્ત લક્ષાવધિ બહુ ધન કમાવાને પ્રવૃત્ત થાય છે, તથાપિ પ્રારબ્ધ વિના એક ફૂટી કૌડી પણ મળતી નથી. ૪૬

**લબ્ધશ્ચેદધિકોઽર્થઃ પત્ન્યાદીનાં ભવેત્સ્વાર્થઃ ।
નૃપચૌરતોઽપ્યનર્થસ્તસ્માદ્ દ્રવ્યોદ્યમો વ્યર્થઃ ॥૪૭॥**

જો અધિક ધન પ્રાપ્ત થાય તો સ્ત્રી આદિનો સ્વાર્થ થાય છે. તથા રાજા અને ચોરથી પણ અનર્થ થાય છે; તેથી ધનપ્રાપ્તિ માટે ઉદ્યમ કરવોજ વ્યર્થ છે. ૪૭

**અન્યાયમર્થભાજાં પશ્યતિ ભૂપોઽધ્વગામિતાં ચૌરઃ ।
પિશુનો વ્યસનપ્રાપ્તિં દાયાદાનાં ગણઃ કલહમ્ ॥૪૮॥**

રાજા પૈસાદારોના અન્યાયની રાહ જુએ છે, ચોર તેમના માર્ગ-ગમનની ઇચ્છા કરે છે, દુષ્ટ તેમની વ્યસનપ્રાપ્તિ માટે રૂવે છે અને કુટુંબીઓનો સમૂહ ક્લેશને પસંદ કરે છે. ૪૮

**પાતકભરૈરનેકૈરર્થં સમુપાર્જયન્તિ રાજાનઃ ।
અશ્વમતંગજહેતોઃ પ્રતિક્ષણં નાશ્યતે સોઽર્થઃ ॥૪૯॥**

રાજાઓ અનેક પ્રકારનાં પાપ-કર્મોથી દ્રવ્યોપાર્જન કરે છે, અને તે ધન હાથી-ઘોડાના માટે પ્રતિક્ષણે વાપરી નાંખવામાં આવે છે. ૪૯

**રાજાન્તરાભિગમનાદ્રણભંગાન્મંત્રિભૃત્યદોષાદ્વા ।
વિષશસ્ત્ર ગુપ્તઘાતાન્મગ્નાશ્ચિન્તાર્ણવે ભૂપાઃ ॥૫૦॥**

રાજાઓ અન્ય રાજાઓના આક્રમણથી, રણમાં પરાજય પામવાથી, મંત્રી વા નોકરના દોષથી તથા વિષ અને હથિઆરના ગુપ્ત ઘાતથી નિરંતર ચિંતારૂપ સમૂદ્રમાં ડૂબેલા રહે છે. ૫૦

## ચિત્ત-દોષ નિરૂપણ

**હસતિ કદાચિદ્રૌતિ ભ્રાન્તં સદ્દશદિશો ભ્રમતિ ।**
**હૃષ્ટં કદાપિ રૂષ્ટં શિષ્ટં દુષ્ટં ચ નિન્દતિ સ્તૌતિ ॥૫૧॥**
**કમપિ દ્વેષ્ટિ સરોષંહ્યાત્માનં શ્લાઘતે કદાચિદપિ ।**
**ચિત્તં પિશાચમભવદ્રાક્ષસ્યા તૃષ્ણયા વ્યાપ્તમ્ ॥૫૨॥**

તૃષ્ણારૂપ રાક્ષસીના વશ બની આ ચિત્ત પિશાચરૂપ થઇ ગયું છે. કદિ હસે છે, કદિ રૂવે છે અને કદિ ભ્રાન્તના જેવું બની સર્વ દિશાઓમાં ફાવે ત્યાં ભમ્યા કરે છે, કદિ રાજી થાય છે અને કદિ રીસાઇ જાય છે, કદિ સત્પુરૂષોની નિંદા કરે છે અને દુષ્ટ માણુસોનાં વખાણ કરે છે. કદિ રોષપૂર્વક બીજા ઉપર દ્વેષ કરે છે અને કદિ પોતાનાંજ વખાણ કરવા મંડી પડે છે. ૫૧-૫૨

**દમ્ભાભિમાનલોભૈઃ કામ ક્રોધોરૂમત્સરૈશ્ચેતઃ ।**
**આકૃષ્યતે સમન્તાચ્છ્વભિરિવ પતિતાસ્થિકં માર્ગે ॥૫૩॥**

માર્ગમાં પડેલા હાડકાને પોતપોતાની તરફ ખેંચતા કુતરાઓની પેઠે દંભ, અભિમાન, લોભ, કામ, ક્રોધ અને મત્સર વડે ચિત્ત સર્વ ભણીથી ખેંચાઇ રહ્યું છે. ૫૩

**તસ્માચ્છુદ્ધવિરાગો મનોઽભિલષિતં ત્યજેદર્થમ્ ।**
**તદનભિલષિતં કુર્યાન્નિર્વ્યાપારં તતો ભવતિ ॥૫૪॥**

તેથી શુદ્ધ વૈરાગ્યવાળો પુરૂષ મનને ગમેલા પદાર્થનો ત્યાગ કરે અને ન ગમતા પદાર્થનું ગ્રહણ કરે; તેમ કરવાથી મન નિષ્ક્રિય થઇ જાય છે. ૫૪

**સંસૃતિપારાવારે હ્યગાધવિષયોદકેન સમ્પૂર્ણે ।**
**નૃશરીરમમ્બુતરણં કર્મસમીરૈરિતસ્તતશ્ચલતિ ॥૫૫॥**

અગાધ વિષય-જલથી ભરેલા આ અપાર સંસાર-સમુદ્રમાં મનુષ્ય દેહરૂપ નૌકા છે; તે કર્મ રૂપ પવનના સપાટાથી અહિં-તહિં ડગમગતી ફરે છે. ૫૫

**છિદ્રૈર્નવભિરૂપેતં જીવો નૌકાપતિર્મહાનલસઃ ।**
**છિદ્રાણામનિરોધાજ્જલપરિપૂર્ણં પતત્યધઃ સતતમ્ ॥૫૬॥**

આ નૌકા નવ છિદ્રોવાળી છે, તેનો નૌકાપતિ મહાન્ આળસુ જીવ છે. છિદ્રોને નહિ રોકવાથી જલ સંપૂર્ણ ભરાઇ જાય છે અને તેથીજ તે નિરંતર ડૂબકાં ખાતી રહે છે. ૫૬

### ઈંદ્રિય નિગ્રહની આવશ્યકતા

**છિદ્રાણાં તુ નિરોધાત્સુખેન પારં પરં યાતિ ।**
**તસ્માદિન્દ્રિયનિગ્રહમૃતે ન કશ્ચિત્તરત્યનૃતમ્ ॥૫૭॥**

છિદ્રોને રોકવાથી સંસાર–સાગરની પેલી પાર આનંદ પૂર્વક પહોંચી જાય છે. તેથી ઇંદ્રિય નિગ્રહ વિના કોઇ પણ આ મિથ્યા પ્રપંચરૂપ મહાસાગરને તરી શકતું નથી. ૫૭

**પશ્યતિ પરસ્ય યુવતિં સકામમપિ તન્મનોરથં કુરૂતે ।**
**જ્ઞાત્વૈવ તદપ્રાપ્તિં વ્યર્થં મનુજોઽતિપાપ ભાગ્ભવતિ ॥૫૮॥**

વ્યભીચારી પુરૂષ પરસ્ત્રીને કામવશ થયેલી જુએ છે તથા તેને મેળવવા માટે મનોરથ પણ કરે છે. જો કે તે જાણે છે કે તે મળી શકે તેમ નથી. છતાં પણ તે મનુષ્ય તેમ કરીને વ્યર્થ અતિ ઘોર પાપનો ભાગી બને છે. ૫૮

**પિશુનૈઃ પ્રકામમુદિતાં પરસ્ય નિન્દાં શ્રૃણોતિ કર્ણાભ્યામ્ ।**
**તેન પરઃ કિં મ્રિયતે વ્યર્થં મનુજોઽતિ પાપભાગ્ભવતિ ॥૫૯॥**

દૂષ્ટ પુરૂષોદ્વારા કરાયેલી પોતાના મનને આનંદ ઉપજાવનારી પારકી નિંદા પોતાના કાનથી પ્રેમપૂર્વક સાંભળે છે; તેથી શું પરાયો માણસ મરી જાય છે? નહિજ. છતાં પણ તે મનુષ્ય તેમ કરીને વ્યર્થ અતિઘોર પાપનો ભાગી બને છે. ૫૯

**અનૃતં પરાપવાદં રસના વદતિ પ્રતિક્ષણં તેન ।**
**પરહાનિર્લબ્ધિઃ કા વ્યર્થં મનુજોઽતિપાપ ભાગ્ભવતિ ॥૬૦॥**

જીહ્વા પ્રતિક્ષણે જુઠું બોલે છે અને પારકી નિંદા કરે છે, તેથી પારકાને શું લાભ-હાનિ થાય તેમ છે? કાંઇજ નહિ. છતાં પણ તે મનુષ્ય તેમ કરીને વ્યર્થ અતિઘોર પાપનો ભાગી બને છે. ૬૦

**વિષયેન્દ્રિયયોર્યોગે નિમેષસમયેન યત્સુખં ભવતિ ।**
**વિષયે નષ્ટે દુઃખં યાવજ્જીવં ચ તત્તયોર્મધ્યે ॥૬૧॥**
**હેયમુપાદેયં વા પ્રવિચાર્યં સુનિશ્ચિતં તસ્માત્ ।**
**અલ્પસુખસ્ય ત્યાગાદનલ્પદુઃખં જહાતિ સુધીઃ ॥૬૨॥**

વિષય અને ઇંદ્રિયોનો સંયોગ થવાથી પુરૂષને થોડાજ સમય માટે જે સુખ થાય છે તે વિષયનો નાશ થવાથી જીવે ત્યાંસુધી દુઃખરૂપ બને છે. તેથી તે બન્નેની મધ્યમાં ગ્રહણ કરવા યોગ્ય શું? અને ત્યાગ કરવા યોગ્ય શું? આ સંબંધી ખૂબ વિચાર કરીને નક્કી કર્યું કે સમજુ પુરૂષ અલ્પસુખના ત્યાગથી અઢળક દુઃખનો અંત આણે છે. ૬૧-૬૨

**ધીવરદત્તમહામિષમશ્નન્વૈસારિણો મ્રિયતે ।**
**તદ્વદ્વિષયાન્ભુંજન્કાલાકૃષ્ટો નરઃ પતતિ ॥૬૩॥**

જેમ માછીમારે આપેલા થોડા માંસને ખાવા જતાં માછલી પોતેજ મરી જાય છે તેમ પુરૂષ પણ વિષય-ભોગ કરતો છતો કાલની વિકરાલ દાઢમાં પડે છે અર્થાત્ નાશ પામે છે. ૬૩

**ઉરગગ્રસ્તાર્ધતનુર્ભેકોऽશ્નાતીહ મક્ષિકાઃશતશઃ ।**
**એવં ગતાયુરપિ સન્વિષયાન્સમુપાર્જયત્યન્ધઃ ॥૬૪॥**

જેમ સાપે અર્ધું ગળેલું દેડકું (કાળનાજ મોંઢામાં પડેલું છે છતાં) સેંકડો માખીઓને ખાઇ જાય છે તેમ વિષયવાસનાથી અંધ બનેલો પુરૂષ આધેડ ઉંમર થઇ જવા છતાં પણ વિષય-ભોગ કરતો રહે છે. ૬૪

**સ્વીયોદ્ગમતોયવહા સાગરમુપયાતિ નીચમાર્ગેણ ।**
**સા સ્વીયોદ્ગમએવ સ્થિરા સતી કિં ન યાતિ વાર્ધિત્વમ્ ॥૬૫॥**

પોતાના મૂલ (ઉત્પત્તિ) સ્થાનમાંથી નીકળી નીચા માર્ગથી વહન કરનારી નદી સાગરમાં જઇ મળે છે, તે જો પોતાના મૂલ સ્થાનમાંજ સ્થિર રહે તો શું વધીને પોતેજ સાગરરૂપ બની ન જાય? ૬૫

**એવં મનઃ સ્વહેતું વિચાર યત્સુસ્થિરં ભવેદન્તઃ ।**
**ન બહિર્વોદેતિ તદા કિં નાત્મત્વં સ્વયં યાતિ ॥૬૬॥**

એજ પ્રમાણે મન જો પોતાના હેતુભૂત આત્માનો સારી રીતે વિચાર કરીને પોતાનામાંજ સુસ્થિર થઇ જાય અને બહારના વિષયોમાં ભટકવાનું મુકી દે તો શું તે પોતેજ આત્મારૂપ ન થઇ જાય? ૬૬

**વર્ષાસ્વમ્ભઃ પ્રચયાત્કૂપે ગુરૂનિર્ઝરે પયઃ ક્ષારમ્ ।**
**ગ્રીષ્મેણૈવ તુ શુષ્કે માધુર્યં ભજતિ તત્રામ્ભઃ ॥૬૭॥**

વર્ષાનું જલ કૂવા અને મોટા ઝરાઓમાં વધારે પ્રમાણમાં એકઠું થવાથી ખારૂં થાય છે; અને તેમાંનુંજ જલ ગ્રીષ્મઋતુના તાપથી સુકાઇને ઓછું રહેવાથી મીઠું થાય છે. ૬૭

**તદ્વદ્વિષયોદ્રિક્તં તમઃ પ્રધાનં મનઃ કલુષમ્ ।**
**તસ્મિન્વિરાગ શુષ્કે શનકૈરાવિર્ભવેત્સત્ત્વમ્ ॥૬૮॥**

તેજ પ્રમાણે વિષયોથી વિવૃદ્ધ થયેલું મન તમઃ પ્રધાન અને પાપી હોય છે. વૈરાગ્યવડે શુષ્ક બનતાં તેમાં ધીમે ધીમે સત્ત્વગુણનો ઉદય થાય છે. ૬૮

**યં વિષયમભિલષિત્વા ધાવતિ બાહ્યેન્દ્રિયદ્વારા ।**
**તસ્યાપ્રાપ્તૌ ખિદ્યતિ તથા યથા સ્વં ગતં કિંચિત્ ॥૬૯॥**

જેમ પોતાનું કાંઇ ખોવાઇ જતાં કોઇ માણસ ખેદ કરે છે, તેમ મન પણ જે વિષયની અભિલાષા કરીને બાહ્યેંદ્રિયદ્વારા બહાર દોડે છે; તે વિષયની પ્રાપ્તિ નહિ થતાં પોક મૂકીને રૂવે છે. ૬૯

**નગનગર દુર્ગદુર્ગમસરિતઃ પરિતઃપરિભ્રમચ્ચેતઃ ।**
**યદિ નો લભતે વિષયં યન્ત્રિતમિવ ખિન્નતાં યાતિ ॥૭૦॥**

ચિત્ત પોતાના અભીષ્ટ વિષયની ખોળ કરવા માટે પહાડ, નગર, કિલ્લા, અને દુર્ગમ સરિતા એમ દશે દિશાઓમાં પરિભ્રમણ કરે છે, પણ જો અભીષ્ટ વિષયની પ્રાપ્તિ ન થાય તો તે યંત્રિતની પેઠે ખિન્નતા પામે છે. ૭૦

**તુમ્બીફલં જલાન્તર્બલાદધઃ ક્ષિપ્તમપ્યુપૈત્યૂર્ધ્વમ્ ।**
**તદ્વન્મનઃ સ્વરૂપે નિહિતં યત્નાદ્બહિર્યાતિ ॥૭૧॥**

જેમ તંબુડાને જલમાં બલપૂર્વક ફેંકવામાં આવે તો પણ તે તુરત ઉપર આવી જાય છે, તેમ વિષયી મનને સ્વરૂપમાં યત્નપૂર્વક સ્થિર કરવામાં આવે છે, તો તે પણ તુરત બહાર આવતું રહે છે. ૭૧

**ઈહ વા પૂર્વભવે વા સ્વકર્મણૈવાર્જિતં ફલં યદ્યત્ ।**
**શુભમશુભં વા તત્તદ્ભોગોઽપ્યપ્રાર્થિતો ભવતિ ॥૭૨॥**

આ જન્મમાં કે પૂર્વજન્મમાં પોતાના કર્મથીજ મળેલાં જે જે શુભ–અશુભ ફલ ભોગવવાનાં હોય છે; તેના તેના ભોગ પણ માગ્યા વિનાજ મળે જાય છે. ૭૨

**ચેતઃપશુમશુભપથં પ્રધાવમાનં નિરાકર્તુમ્ ।**
**વૈરાગ્યમેકમુચિતં ગલકાષ્ઠં નિર્મિતં ધાત્રા ॥૭૩॥**

હરાયા ઢોરની પેઠે અશુભ માર્ગમાં વેગપૂર્વક દોડતા ચિત્તરૂપ પશુને ઠેકાણે લાવવા માટે વિધાતાએ વૈરાગ્યરૂપ એક યોગ્ય ગળે બાંધવાનો ડેરો બનાવ્યો છે. ૭૩

**નિદ્રાવસરે યત્સુખમેતત્કિં વિષયજં યસ્માત્ ।**
**ન હિ ચેન્દ્રિયપ્રદેશાવસ્થાનં ચેતસો નિદ્રા ॥૭૪॥**

નિદ્રાના સમયે જે સુખ થાય છે તે શું વિષયજનિત છે? નહિજ. કારણકે ચિત્તનું ઇંદ્રિયોના ગોલકોમાં ન રહેવું એનું જ નામ નિદ્રા છે. ૭૪

**અદ્વારતુંગકુડચે ગૃહેઽવરુદ્ધો યથા વ્યાઘ્રઃ ।**
**બહુનિર્ગમપ્રયત્નૈઃ શ્રાન્તસ્તિષ્ઠતિ પતઞ્છ્વસંશ્ચ તથા ॥૭૫॥**

**સર્વેન્દ્રિયાવરોધાદુદ્યોગ શતૈરનિર્ગમં વીક્ષ્ય ।**
**શાન્તં તિષ્ઠતિ ચેતો નિરૂદ્યમત્વં તદા યાતિ ॥૭૬॥**

જેમ બારણા વિનાના ઉચી દિવાલવાળા ઘરમાં પૂરેલો વાઘ પોતાનાથી બનતા ઘણાજ પ્રયત્ન કરવા છતાં નીકળી નહિ શકવાથી છેવટે થાકીને લાંબા શ્વાસ લેતો છતો જમીન ઉપર પડયો રહે છે; તેમ સર્વ ઇદ્રિયોનો અવરોધ કરવાથી સેંકડો ઉપાયો કરવા છતાં નીકળી નહિ શકાય એમ જોઇને ચિત્ત શાંત બની સ્થિર થઈ જાય છે. અને પછી પહેલાંની પેઠે દોડધામ કરવાનું મૂકી દે છે. ૭૫–૭૬

**પ્રાણસ્પન્દનિરોધાત્સત્સંગાદ્વાસનાત્યાગાત્ ।**
**હરિચરણભક્તિયોગાન્મનઃ સ્વવેગં જહાતિ શનૈઃ ॥૭૭॥**

પ્રાણ–સ્પન્દના નિરોધથી, સત્સંગથી, વાસનાત્યાગથી અને હરિચરણ–ભક્તિયોગથી મન ધીમે ધીમે પોતાના વેગને ત્યજી દે છે. ૭૭

## વૈરાગ્ય–સ્વરૂપ

**પરગૃહગૃહિણી પુત્રદ્રવિણાનામાગમે વિનાશે વા ।**
**પ્રથિતૌ હર્ષવિષાદૌ કિંવા સ્યાતાં ક્ષણં સ્થાતુઃ ॥૭૮॥**

પરગૃહ, સ્ત્રી, પુત્ર અને ધનાદિકની પ્રાપ્તિ-વિનાશમાં થતો હર્ષ–વિષાદ શું ત્યાં ક્ષણભર રહેવાવાળાને થઇ શકે છે ? નહિજ. ૭૮

**દૈવાત્સ્થિતં ગતં વા યં કશ્ચિદ્વિષયમીડયમલ્પં વા ।**
**નો તુષ્યન્ન ચ સીદન્વીક્ષ્ય ગૃહેષ્વતિથિવન્નિવસેત્ ॥૭૯॥**

કોઈ પણ સ્તુત્ય વા અલ્પ વિષયને દૈવવશાત્ રહેલો વા ગયેલો જોઇને મુમુક્ષુ ન તો રાજી થાય અને ન તો કરાજી થાય, અને ઘરમાં પણ અતિથિની પેઠેજ રહે. ૭૯

**મમતાભિમાનશૂન્યો વિષયેષુ પરાઙ્મુખઃ પુરૂષઃ ।**
**તિષ્ઠન્નપિ નિજસદને ન બાધ્યતે કર્મભિઃ ક્વાપિ ॥૮૦॥**

અહંતા–મમતા વિનાનો અને વિષયોમાં વિમુખતાવાળો પુરૂષ પોતાના ઘરમાં રહેતો છતો કર્મોથી કોઇ પણ પ્રકારે કદિપણ બાધ પામતો નથી. ૮૦

**કુત્રાપ્યરણ્યદેશે સુનીલતૃણવાલુકોપચિતે ।**
**શીતલતરૂતલભૂમૌ સુખં શયાનસ્ય પુરૂષસ્ય ॥૮૧॥**
**તરવઃ પત્રફલાઢ્યાઃ સુગન્ધ શીતાનિલાઃ પરિતઃ ।**
**કલકૂજિતવરવિહગાઃ સરિતો મિત્રાણિ કિં ન સ્યુઃ ॥૮૨॥**

હરિયાળાં ઘાસ અને સુંવાળી રેતથી સમૃદ્ધ કોઇ વનભૂમિમાં કોઇ વૃક્ષની નિચે શીતલ છાયામાં પથારી કરીને સુખપૂર્વક સૂઇ રહેલા પુરૂષના માટે પત્ર–ફલ યુક્ત વૃક્ષ, સુગન્ધ શીતલ વાયુ, સર્વ ભણીથી સુંદર કલરવ કરતાં પક્ષી અને સરિતા આ સર્વ શું મિત્ર-રૂપ થતાં નથી? ૮૧–૮૨

**વૈરાગ્યભાગ્યભાજઃ પ્રસન્નમનસો નિરાશસ્ય ।**
**અપ્રાર્થિતફલભોક્તુઃ પુંસો જન્મનિ કૃતાર્થતેહ સ્યાત્ ॥૮૩॥**

આ સંસારમાં વૈરાગ્યરૂપ ભાગ્યના પાત્રરૂપ, પ્રસન્ન મનવાળો, કોઇની પણ આશા નહિ રાખનારો અને પ્રારબ્ધવશાત્ જે કાંઇ માગ્યા વિના મળે તેનો ભોગ કરનારો પુરૂષ આ જન્મમાંજ કૃતાર્થતા પ્રાપ્ત કરે છે. ૮૩

**દ્રવ્યંપાણિતલાચ્ચ્યુતં યદિ ભવેત્કવાપિ પ્રમાદાત્તદા,**
**શોકાયાથ તદર્પિતં શ્રુતવતે તોષાય ચ શ્રેયસે ।**
**સ્વાતંત્ર્યાદ્વિષયાઃ પ્રયાન્તિ યદમી શોકાય તે સ્યુશ્ચિરં,**
**સન્ત્યકતાઃ સ્વયમેવચેત્સુખમયં નિઃશ્રેયસં તન્વતે ॥૮૪॥**

જેમ કોઇના હાથમાંથી પ્રમાદવશાત્ નીચે પડી ગયેલો દ્રવ્ય–પદાર્થ શોકના કારણભૂત બને છે; અને તેજ પદાર્થ જો કોઈ શ્રોત્રિયને અર્પણ કરવામાં આવે તો સંતોષ અને કલ્યાણના કારણભૂત થાય છે,

તેમ જો વિષયો પોતાની મેળેજ ચાલ્યા જાય છે તો તે ઘણા કાલ સુધી શોકના કારણભૂત બને છે; અને જો આપણી પોતાની ઈચ્છાથી તેમનો ત્યાગ કરવામાં આવે તો તેઓ સુખ અને કલ્યાણ કરવાવાળા થાય છે. ૮૪

**વિસ્મૃત્યાત્મનિવાસમુત્કટભવાટવ્યાં ચિરં પર્યટ–**
**ન્સન્તાપત્રયદીર્ઘદાવદહન જ્વાલાવલીવ્યાકુલઃ ।**
**વલ્ગન્ફલ્ગુષુ સુપ્રદીપ્તનયનશ્ચેતઃ કુરંગો બલા–**
**દાશાપાશવશીકૃતોઽપિ વિષયવ્યાઘ્રૈર્મૃષા હન્યતે ॥૮૫॥**

પોતાના નિવાસ સ્થાનને ભૂલી આ ભયંકર ભવાટવિમાં લાંબા સમયથી ભટકતું અને ત્રિવીધિ તાપરૂપ પ્રચંડ અગ્નિની જ્વાલાવલીથી વ્યાકુલ બની મિથ્યા વિષયોમાટે કૂદતું આ ચમકતી આંખવાળું ચિત્તરૂપ હરણ બલપૂર્વક આશા–પાશમાં ફસાઇને ફોગટ વિષયરૂપ વાઘ્રથી હણાય છે. ૮૫

## આત્મ–પ્રબોધ

**ઉત્પન્નેઽપિ વિરાગે વિના પ્રબોધં સુખં ન સ્યાત્ ।**
**સ ભવેદ્ગુરૂપદેશાત્તસ્માદ્ગુરૂમાશ્રયેત્પ્રથમમ્ ॥૮૬॥**

વૈરાગ્ય ઉત્પન્ન થયા છતાં પણ આત્મજ્ઞાન વિના સુખ થતું નથી. તે જ્ઞાન ગુરૂના ઉપદેશથી થાય છે; માટે મુમુક્ષુએ સૌના પહેલાં શ્રીસદ્ગુરૂનો આશ્રય લેવો જોઇએ. ૮૬

**યદ્યપિ જલધેરૂદકં યદ્યપિ વા પ્રેરકોઽનિલસ્તત્ર ।**
**તદપિ પિપાસાકુલિતઃ પ્રતીક્ષતે ચાતકો મેઘમ્ ॥૮૭॥**

જો કે સાગરનું જલ ભરેલું છે અને તેનો પ્રેરક વાયુ પણ ત્યાં તૈયાર છે; તથાપિ તરસથી આકુલ–વ્યાકુલ બનેલું ચાતક મેઘની પ્રતીક્ષા કરે છે. ૮૭

**ત્રેધા પ્રતીતિરૂક્તા શાસ્ત્રાદ્ગુરૂતસ્તથાત્મનસ્તત્ર ।**
**શાસ્ત્રપ્રતીતિરાદૌ યદ્વન્મધુરો ગુડોઽસ્તીતિ ॥૮૮॥**

શાસ્ત્રથી, ગુરૂથી અને મનથી એમ ત્રણ પ્રકારે આત્માની પ્રતીતિ કહી છે. તેમાં પ્રથમ શાસ્ત્ર પ્રતીતિ છે. જેમકે "ગોળ મીઠો હોય છે." ૮૮

**અગ્રે ગુરૂપ્રતીતિર્દૂરાદ્દ્ગુડદર્શનં યદ્વત્ ।**
**આત્મપ્રતીતિરસ્માદ્ ગુડભક્ષણજં સુખં યદ્વત્ ॥૮૯॥**

છેટેથી ગોળને જોવાની પેઠે બીજી પ્રતીતિ ગુરૂથી થાય છે, અને ગોળ ખાવાથી ઉત્પન્ન થતા સુખની પેઠે ત્રીજી પ્રતીતિ આત્માથી થાય છે. ૮૯

**રસગન્ધરૂપશબ્દસ્પર્શો અન્યે પદાર્થાશ્ચ ।**
**કસ્માદનુભૂયન્તે નો દેહાન્નેન્દ્રિયગ્રામાત્ ॥૯૦॥**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ તથા અન્ય પદાર્થો કોનાવડે અનુભવાય છે ? દેહ કિંવા ઇંદ્રિયો વડે તો તેમનો અનુભવ થઇ શકે તેમ નથી. ૯૦

**મૃતદેહેન્દ્રિયવર્ગો યતો ન જાનાતિ દાહજં દુઃખમ્ ।**
**પ્રાણશ્ચેન્નિદ્રાયાં તસ્કરબાધાં સ કિં વેત્તિ ॥૯૧॥**

કારણકે મરી ગયેલા પ્રાણીનો દેહ અને ઈંદ્રિયો અગ્નિના દાહથી ઉત્પન્ન થતા દુઃખને જાણતાં નથી. જો પ્રાણવડે અનુભવાય છે એમ કહો તો તે પણ બની શકે તેમ નથી. કારણ કે નિદ્રામાં હોઇએ ત્યારે ચોરથી થતા નુકશાનને શું તે પ્રાણો જાણે છે ? નહિજ.૯૧

**મનસો યદિ વા વિષયસ્તદ્યુગપત્કિં ન જાનાતિ ।**
**તસ્ય પરાધીનત્વાદ્યતઃ પ્રમાદસ્ય કસ્ત્રાતા ॥૯૨॥**

અથવા જો મનવડે અનુભવાય છે એમ કહો તો તે એક સાથેજ બધાને કેમ જાણી લેતું નથી ? તેના પરાધીનપણાથી બધાંને એક સાથે જાણી લેવાની શક્તિ તેનામાં નથી. અગર જો તે સ્વતંત્ર છે એમ કહો તો તેને પ્રમાદથી કોણ બચાવનાર છે ? ૯૨

ગાઢધ્વાન્તગૃહાન્તતઃ ક્ષિતિતલે દીપં નિધાયોજ્જ્વલં,
પંચચ્છિદ્રમધોમુખં હિ કલશં તસ્યોપરિ સ્થાપયેત્ ।
તદ્બાહ્યે પરિતોઽનુરન્ધ્રમમલાં વીણાં ચ કસ્તૂરિકાં,
સદ્રત્નં વ્યજનં ન્યસેચ્ચ કલશચ્છિદ્રાધ્વનિર્ગચ્છતા ॥૯૩॥

ગાઢ અંધકારવાળા ઘરમાં જમીન પર એક ઉજ્જવલ દીવો મૂકી તેના ઉપર પાંચ છિદ્રોવાળો માટીનો ઘડો ઉંધો કરી સ્થાપે. તે ઘડાની બહાર દરેક છિદ્રની સામે સુંદર વીણા, કસ્તૂરી, રત્ન અને પંખો મૂકે. ઘડાના છિદ્રોથી બહાર નીકળતા—૯૩

તેજોંઽશેન પૃથક્પદાર્થનિવહજ્ઞાનં હિ યજ્જાયતે,
તદ્રન્ધ્રૈઃ કલશેન વા કિમુ મૃદા ભાણ્ડેન તૈલેન વા ।
કિં સૂત્રેણ ન ચૈતદસ્તિ રૂચિરં પ્રત્યક્ષબાધાદતો,
દીપજ્યોતિરિહૈકમેવ શરણં દેહે તથાત્મા સ્થિતઃ ॥૯૪॥

પ્રકાશના અંશોથી વિવિધ પદાર્થોનું પૃથક્ પૃથક્ જ્ઞાન જે થાય છે, તે જ્ઞાન શું છિદ્રોથી, ઘડાથી, માટીથી, પાત્રથી, તૈલથી વા બત્તીથી થાય છે? પ્રત્યક્ષ-બાધથી આ કોઇ વડે પણ થાય છે એમ કહેવું રૂચિકર નથી. આથી દીવાનો પ્રકાશ એકજ અહિં કારણભૂત છે. તેવીજ રીતે દેહમાં પણ આત્મા સર્વના કારણભૂત રહેલો છે. ૯૪

## બ્રહ્માશ્રિત–માયા

ચિન્માત્રઃ પરમાત્મા હ્યપશ્યદાત્માનમાત્મતયા ।
અભવત્સોઽહંનામા તસ્માદાસીદ્ભિદો મૂલમ્ ॥૯૫॥

ચૈતન્ય સ્વરૂપ પરમાત્માએજ પોતાને પોતાના આત્મરૂપે જોયા, ત્યારે "તે હું" નામવાળો અહંકાર પેદા થયો; તેથી ભેદનું મૂલ રોપાયું. ૯૫

દ્વેધૈવ ભાતિ તસ્માત્પતિશ્ચ પત્ની ચ તૌ ભવેતાં વૈ ।
તસ્માદયમાકાશઃસ્ત્રિયૈવ પરિપૂર્યતે સતતમ્ ॥૯૬॥

**સેયમપીક્ષામ્યચક્રે તતો મનુષ્યા અજાયન્ત ।**
**ઈત્યુપનિષદઃ પ્રાહુર્બૃહદારણ્યકે યાજ્ઞવલ્કયોક્ત્યા ॥૯૭॥**

બૃહદારણ્યક શાખામાં યાજ્ઞવલ્કયની ઉક્તિદ્વારા ઉપનિષદ્ એમ કહે છે કેઃ—એવી રીતે તે બેરૂપે ભાસે છે, તેથી પતિ–પત્નિ તે બન્નેનો આવિર્ભાવ થાય છે; અને તેમ થતાં આ આકાશ નિરંતર સ્ત્રીદ્વારાજ પરિપૂર્ણ બને છે. તે સ્ત્રીએ ઇચ્છા કરી તેથી મનુષ્યોની ઉત્પત્તિ થઈ. ૯૬–૯૭

**ચિરમાનન્દાનુભવાત્સુષુપ્તિરિવ કાપ્યવસ્થાભૂત્ ।**
**પરમાત્મનસ્તુ તસ્યાત્સ્વપ્નવદ્દેવોત્થિતા માયા ॥૯૮॥**

લાંબા કાલના આનંદાનુભવથી પરમાત્માની સુષુપ્તિના જેવી કોઈ અવસ્થા થઈ; તેથી સ્વપ્નના સમાન માયા ઉત્પન્ન થઇ છે. ૯૮

**સદસદ્વિલક્ષણાસૌ પરમાત્મસદાશ્રયાનાદિઃ ।**
**સા ચ ગુણત્રયરૂપા સૂતે સચરાચરં વિશ્વમ્ ॥૯૯॥**

તે માયા સત્–અસતથી વિલક્ષણ, સદા પરમાત્માના આશ્રયે રહેવાવાળી અને અનાદિ છે. આ ત્રિગુણાત્મિકા માયા ચર–અચર ઉભયાત્મક વિશ્વને ઉત્પન્ન કરે છે. ૯૯

**માયા તાવદદૃશ્યા દૃશ્યં કાર્યં કથં જનયેત્ ।**
**તન્તુભિરદૃશ્યરૂપૈઃ પટોઽત્ર દૃશ્યઃ કથં ભવતિ ॥૧૦૦॥**

માયા તો અદૃશ્ય છે, પછી દૃશ્ય કાર્યને કેવી રીતે ઉત્પન્ન કરી શકે? એમ કહો તો તમે જ અહિં બતાવો કે અદૃશ્યરૂપ તંતુઓથી દૃશ્યરૂપ પટ કેવી રીતે ઉત્પન્ન થાય છે? ૧૦૦

**સ્વપ્ને સુરતાનુભવાચ્છુક્રદ્રાવો યથા શુભે વસને ।**
**અનૃતં રતં પ્રબોધે વસનોપહતિર્ભવેત્સત્યા ॥૧૦૧॥**
**સ્વપ્ને પુરૂષઃ સત્યો યોષિદસત્યા તયોર્યુતિશ્ચ મૃષા ।**
**શુક્રદ્રાવઃ સત્યસ્તદ્વત્પ્રકૃતેઽપિ સમ્ભવતિ ॥૧૦૨॥**

સ્વપ્નમાં સ્ત્રી–સંભોગનો અનુભવ થતો હોવાથી જેમ શુદ્ધ વસ્ત્રમાં વીર્યપાત થાય છે, તેમ અદૃશ્ય માયાથી દૃશ્ય જગત્‌ની ઉત્પત્તિ થાય છે. જાગ્રત્ થતાં રતિ-સંભોગ તો મિથ્યા થાય છે, પણ તેનાથી વસ્ત્ર બગડે છે તે વાત સાચીજ ઠરે છે. સ્વપ્નમાં પુરૂષ તો સત્ય છે, પણ સ્ત્રી અને સ્ત્રી–પુરૂષનો સંયોગ અસત્ય છે; છતાં વીર્યપાત સાચોજ થાય છે. તેજ પ્રમાણે પ્રકૃતિ–માયાથી પણ આ વિશ્વની ઉત્પત્તિ સંભવે છે. ૧૦૧–૧૦૨

**એવમદૃશ્યા માયા તત્કાર્યં જગદિદં દૃશ્યમ્ ।**
**માયા તાવદિયં સ્યાદ્યા સ્વવિનાશેન હર્ષદા ભવતિ ॥૧૦૩॥**

આ પ્રમાણે માયા અદૃશ્ય છે અને તેના કાર્યરૂપ આ જગત્ દૃશ્ય છે. માયા તો આ છે કે જે પોતાના વિનાશથી આનંદ આપનારી થાય છે. ૧૦૩

**રજનીવાતિદુરન્તા ન લક્ષ્યતેઽત્રસ્વભાવોઽસ્યાઃ ।**
**સૌદામનીવ નશ્યતિ મુનિભિઃ સમ્પ્રેક્ષ્યમાણૈવ ॥૧૦૪॥**

આ માયા રાત્રિના સમાન અતિદુરંત છે. આનો સ્વભાવ કેવા પ્રકારનો છે તે અહિં આપણાથી જાણી શકાય તેમ નથી. મુનિઓ દ્વારા ખૂબવિચારપૂર્વક જોવામાં આવ્યું છે કે તે માયા વીજળીના સમાન નાશ પામે છે. ૧૦૪

**માયા બ્રહ્મોપગતાવિદ્યા જીવાશ્રયાપ્રોક્તા ।**
**ચિદચિદ્ગ્રન્થિ શ્ચિતસ્તદક્ષયં જ્ઞેયમામોક્ષાત્ ॥૧૦૫॥**

બ્રહ્મના આધીન હોવાથી 'માયા' કહેવાય છે અને જીવની આશ્રિત થવાથી અવિદ્યા કહેવાય છે. આ ચિત્–અચિત્‌ની ગ્રંથિ એજ ચિત્ત કહેવાય છે. મોક્ષ ન થાય ત્યાંસુધી તેને અક્ષય જાણવું જોઇએ. ૧૦૫

**ઘટમઠકુડ્યૈરાવૃતમાકાશં તત્તદાહ્વયં ભવતિ ।**
**તદ્વદવિદ્યાવૃતમિહ ચૈતન્યં જીવ ઇત્યુક્તઃ ॥૧૦૬॥**

ઘટ, મઠ અને દિવાલરૂપ ઉપાધિઓથી આવૃત આકાશ પણ તે તે ઉપાધિઓના નામવાળું થાય છે; તેજ પ્રમાણે અવિદ્યાથી આવૃત શુદ્ધ ચૈતન્ય અહિં જીવ એમ કહેવાય છે. ૧૦૬

**નનુ કથમાવરણં સ્યાદજ્ઞાનં બ્રહ્મણો વિશુદ્ધસ્ય ।**
**સૂર્યસ્યેવ તમિસ્રં રાત્રિભવં સ્વપ્રકાશસ્ય ॥૧૦૭॥**

શંકા—અજ્ઞાન વિશુદ્ધ બ્રહ્મનું આવરણ કયી રીતે કરી શકે? શું સ્વયંપ્રકાશ સૂર્યને રાત્રિનો અંધકાર ઢાંકી શકે છે? ૧૦૭

**દિનકરકિરણોત્પન્નૈર્મેઘૈરાચ્છાદ્યતે યથા સૂર્યઃ ।**
**ન ખલુ દિનસ્ય દિનત્વં તૈર્વિકૃતં સાન્દ્ર સઙ્ઘાતૈઃ ॥૧૦૮॥**

સમાધાન—સૂર્યનાં કિરણોથી ઉત્પન્ન થયેલાં વાદળાંઓથી જેમ સૂર્ય આચ્છાદન પામે છે, પણ તે ઘન વાદળ સમૂહથી દિવસનું દિવસપણું વિકૃત થતું નથી. ૧૦૮

**અજ્ઞાનેન તથાત્મા શુદ્ધોઽપિચ્છાદ્યતે સુચિરમ્ ।**
**ન પરન્તુ લોકસિદ્ધા પ્રાણિષુ તચ્ચેતનાશક્તિઃ ॥૧૦૯॥**

તેજ પ્રમાણે શુદ્ધ બ્રહ્મ પણ અજ્ઞાનથી લાંબાકાલ સુધી આચ્છાદિત થાય છે. પરંતુ પ્રાણીઓમાં જે લોકપ્રસિદ્ધ ચેતનાશક્તિ તે તેનાથી આચ્છાદિત થતી નથી. ૧૦૯

## દેહનિરૂપણ

**સ્થૂલશરીરસ્યાન્તર્લિઙ્ગશરીરં ચ તસ્યાન્તઃ ।**
**કારણમસ્યાપ્યન્તસ્તતો મહાકારણં તુર્યમ્ ॥૧૧૦॥**

સ્થૂલ શરીરની અંદર લિંગ શરીર છે, તેની અંદર કારણ શરીર છે અને તેની અંદર મહાકારણ–તુરીય છે. ૧૧૦

**સ્થૂલં નિરૂપિતં પ્રાગધુના સૂક્ષ્માદિ બ્રૂમઃ ।**
**અઙ્ગુષ્ઠમાત્રઃ પુરૂષઃ શ્રુતિરિતિ યત્પ્રાહતત્સૂક્ષ્મમ્ ॥૧૧૧॥**

સ્થૂલ શરીરનું તો પહેલા નિરૂપણ કરવામાં આવ્યું છે, હવે સૂક્ષ્માદિનું નિરૂપણ કરવામાં આવે છે. જેને શ્રુતિએ "અંગુષ્ઠમાત્ર પુરૂષ" કહ્યો છે, તે આ સૂક્ષ્મશરીર છે. ૧૧૧

**સૂક્ષ્માણિ મહાભૂતાન્યસવઃ પંચેન્દ્રિયાણિ પંચેવ ।**
**ષોડશમન્તઃકરણં તત્સઙ્ઘાતો લિઙ્ગતનુઃ ॥૧૧૨॥**

પાંચ સૂક્ષ્મ મહાભૂત, પાંચ પ્રાણ, પાંચ ઈન્દ્રિયો અને સોળમું અંતઃકરણ તે સમૂહ લિંગશરીર કહેવાય છે. ૧૧૨

**તત્કારણં સ્મૃતં યત્તસ્યાન્તર્વાસનાજાલમ્ ।**
**તસ્ય પ્રવૃત્તિહેતુર્બુદ્ધયાશ્રયમત્ર તુર્યં સ્યાત્ ॥૧૧૩॥**

જે તે લિંગશરીરના અંદર વાસનાઓનો સમૂહ છે તેને કારણ શરીર કહેવાય છે. તેની પ્રવૃત્તિના હેતુભૂત તથા બુદ્ધિના આશ્રયભૂત અહિં જે છે તે તુર્ય છે. ૧૧૩

**તત્સારભૂતબુદ્ધૌ યત્પ્રતિફલિતં તુ શુદ્ધ ચતન્યમ્ ।**
**જીવઃ સ ઉક્ત આદ્યૈરોઽહમિતિ સ્ફૂર્તિકૃદ્વપુષિ ॥૧૧૪॥**

તે લિંગ શરીરના સારભૂત બુદ્ધિમાં જે શુદ્ધ બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે તેને પૂર્વાચાર્યોએ જીવ કહ્યો છે; જેને લઇને 'હું' એવી સ્ફૂર્તિ શરીરમાં થાય છે. ૧૧૪

**ચલતરતરઙ્ગસઙ્ઘાત્પ્રબિમ્બં ભાસ્કરસ્ય ચ ચલં સ્યાત્ ।**
**અસ્તિ તથા ચંચલતા ચૈતન્યે ચિત્તચાંચલ્યાત્ ॥૧૧૫॥**

જેમ અતિચંચલ તરંગોના સંઘાતથી સૂર્યનું પ્રતિબિંબ પણ ચલિત થાય છે, તેમ ચિત્તની ચંચલતાથી ચૈતન્યમાં પણ ચંચલતા જણાય છે. ૧૧૫

**નન્વર્કપ્રતિબિમ્બઃ સલિલાદિષુ યઃ સ ચાવભાસયતિ ।**
**કિમિતરપદાર્થનિવહં પ્રતિબિમ્બોઽપ્યાત્મનસ્તદ્વત્ ॥૧૧૬॥**

શંકા—સૂર્યનું પ્રતિબિંબ જે જલાદિમાં પડેલું છે તે તો અન્ય પદાર્થોને પ્રકાશિત કરે છે, શું આત્મ-પ્રતિબિંબ પણ તેની પેઠે અન્ય પદાર્થોને પ્રકાશિત કરે છે? ૧૧૬

**પ્રતિફલિતં યત્તેજઃસવિતુઃકાંસ્યાદિપાત્રેષુ ।**
**તદનુ પ્રવિષ્ટમન્તર્ગૃહમન્યાર્થાન્પ્રકાશયતિ ॥૧૧૭॥**

સમાધાન—કાંસ્યાદિપાત્રમાં પડેલું જે સૂર્યના તેજનું પ્રતિબિંબ તે ઘરની અંદર પ્રવેશ કરીને ઘરમાંના અન્ય પદાર્થોને પ્રકાશે છે. ૧૧૭

**ચિત્પ્રતિબિમ્બસ્તદ્વદ બુદ્ધિષુ યો જીવતાં પ્રાપ્તઃ ।**
**નેત્રાદીન્દ્રિયમાર્ગૈર્બહિરર્થાન્ સોઽવભાસયતિ ॥૧૧૮॥**

તેજ પ્રમાણે ચૈતન્યનું પ્રતિબિંબ જે જીવપણાને પ્રાપ્ત થયું છે તે નેત્રાદિ ઇંદ્રિયોના માર્ગે થઇને બહારના પદાર્થોને પ્રકાશિત કરે છે. ૧૧૮

## અભેદજ્ઞાન

**તદિદં ય એવમાર્યો વેદ બ્રહ્માહમસ્મીતિ ।**
**સ ઇદં સર્વં ચ સ્યાત્તસ્ય હિ દેવાશ્ચ નેશતેઽભૂત્યૈ ।૧૧૯॥**

"તે બ્રહ્મ હું છું" એમ જે સત્યપુરૂષ જાણે છે, તે આ સર્વ વિશ્વરૂપ થઇ જાય છે. તેને તેના તે પ્રકારના અનુભવથી ચલિત કરવાને દેવો પણ સમર્થ નથી. ૧૧૯

**એષાં સ ભવત્યાત્મા યોઽન્યામથ દેવતામુપાસ્તેઽન્યઃ ।**
**અહમન્યોઽસાવન્યયેત્થં નો વેદ વશુવત્સઃ ॥૧૨૦॥**

કારણકે તે તેમનો પણ આત્મા થાય છે. જે અન્યભાવે કોઇ અન્ય દેવતાની ઉપાસના કરે છે અને "હું અન્ય છું તથા ઉપાસ્ય દેવતા અન્ય છે" આ પ્રકારે સમજે છે, તેને જ્ઞાન થતું નથી અને તે પશુના સમાન છે. ૧૨૦

**ઇત્યુપનિષદામુક્તિસ્તથા શ્રુતિર્ભગવદુક્તિશ્ચ ।**
**જ્ઞાની ત્વાત્મૈવેયં મતિર્મમેત્યત્ર યુક્તિરપિ ॥૧૨૧॥**

એવી ઉપનિષદ્ તથા શ્રુતિની ઉક્તિ છે; તથા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે પણ ગીતામાં કહ્યું છે કે "જ્ઞાની તો મ્હારોજ આત્મા છે" આ વિષયમાં અન્ય યુક્તિ પણ છે. ૧૨૧

**ઋજુ વક્રં વા કાષ્ઠં હુતાશદગ્ધં સદગ્નિતાં યાતિ ।**
**તત્કિં હસ્તગ્રાહ્યમૃજુવક્રાકારસત્ત્વેઽપિ ॥૧૨૨॥**

લાકડું સીધું હોય અથવા વાંકું હોય પણ અગ્નિવડે બળીને અગ્નિરૂપજ થઇ જાય છે; અને ધારો કે સીધું વા વાંકું રહે તોપણ તેને કૈં હાથથી પકડી શકાય તેમ છે? ૧૨૨

**એવં ચ આત્મનિષ્ઠો હ્યાત્માકારશ્ચ જાયતે પુરૂષઃ ।**
**દેહીવ દૃશ્યતેઽસૌ પરં ત્વસૌ કેવલો હ્યાત્મા ॥૧૨૩॥**

એજ રીતે જે આત્મનિષ્ઠ પુરૂષ પણ આત્માકાર થઇ જાય છે, તે દેહીના જેવો દેખાય છે છતાં પણ કેવળ આત્મારૂપજ હોય છે. ૧૨૩

**પ્રતિફલતિ ભાનુરેકોઽનેકશરાવોદકેષુ યથા ।**
**તદ્વદસૌ પરમાત્મા હ્યેકોઽનેકેષુ દેહેષુ ॥૧૨૪॥**

જેમ જલથી ભરેલાં અનેક માટીનાં કુંડાંઓમાં એકજ સૂર્યનું પ્રતિબિંબ પડે છે તેમ અનેક શરીરોમાં આ એકજ પરમાત્મા પ્રકાશે છે. ૧૨૪

**દૈવાદેકશરાવે ભગ્ને કિં વા વિલીયતે સૂર્યઃ ।**
**પ્રતિબિમ્બચંચલત્વાદર્કઃ કિં ચંચલો ભવતિ ॥૧૨૫॥**

દૈવવશાત્ એકાદ કુંડું ફૂટી જાય, તો તેના ફૂટી જવાથી શું સૂર્યનો નાશ થાય છે? જલની ચંચળતાથી પ્રતિબિંબ ચલાયમાન થાય છે; પણ તેથી શું પ્રતિબિંબના ચંચલપણાથી સૂર્ય ચલાયમાન થાય ખરો કે? ૧૨૫

**સ્વવ્યાપારં કુરૂતે યથૈક સવિતુઃ પ્રકાશેન ।**
**તદ્વચ્ચરાચરમિદં હ્યેકાત્મસત્તયા ચલતિ ॥૧૨૬॥**

જેમ એકજ સૂર્યના પ્રકાશથી આ ચરાચર જગત્ પોતાનો કાર્ય-વ્યવહાર કરે છે, તેમ આ એકજ આત્માની સત્તાથી આ સમગ્ર વિશ્વ-તંત્ર ચાલી રહ્યું છે. ૧૨૬

**યેનોદકેન કદલીચમ્પકજાત્યાદયઃપ્રવર્ધન્તે ।**
**મૂલકપલાણ્ડુલશુનાસ્તેનૈવૈતે વિભિન્નરસગન્ધાઃ ॥૧૨૭॥**

જે જલથી કેળ, ચંપો અને જાતી વગેરે પ્રવૃદ્ધ થાય છે, તેજ જલથી જેમની ગંધ અને રસ તદ્દન જુદા પ્રકારનાં છે તે મૂળો, ડુંગળી અને લસણ વગેરે પણ પ્રવૃદ્ધ થાય છે. ૧૨૭

**એકો હિ સૂત્રધારઃ કાષ્ઠપ્રકૃતીરનેકશો યુગપત્ ।**
**સ્તમ્ભાગ્રપટ્ટિકાયાં નર્તયતીહ પ્રગૂઢતયા ॥૧૨૮॥**

એકજ સૂત્રધાર અનેક પ્રકારની કાષ્ટ-પુતળીઓને, સ્થંભના અગ્રપટ પર પોતે છૂપો રહીને એકી સાથે નચાવે છે. ૧૨૮

**ગુડખણ્ડશર્કરાદ્યા ભિન્નાઃ સ્યુર્વિકૃતયો યથૈક્ષોઃ ।**
**કેયૂરકઙ્કણાદ્યા યથૈકહેમ્નો ભિદાશ્ચ પૃથક્ ॥૧૨૯॥**
**એવં પૃથક્સ્વભાવં પૃથગાકારં પૃથગ્વૃત્તિ ।**
**જગદુચ્ચાવચમુચ્ચૈરેકેનૈવાત્મના ચલતિ ॥૧૩૦॥**

જેમ ગોળ, ખાંડ, સાકર વગેરે જુદા જુદા વિકારવાળાં હોવા એકજ શેરડીમાંથી બનેલાં છે અને કંકણ, કેયૂર વગેરે જુદા જુદા રૂપે છતાં એકજ સોનામાંથી બનેલાં છે, તેમ જુદા જુદા સ્વભાવ-વાળું, જુદા જુદા આકારવાળું જુદી જુદી વૃત્તિવાળું અને ઉંચ-નીચ ભાવવાળું જગત્ એક જ આત્મામાંથી ઉપજેલું હોઈ એકજ આત્માની સત્તાથી ચાલી રહ્યું છે. ૧૨૯-૧૩૦

**સ્કન્ધધૃતસિદ્ધમન્નં યાવન્નાશ્નાતિ માર્ગગસ્તાવત્ ।**
**સ્પર્શભયક્ષુત્પીડે તસ્મિન્ભુંક્તે ન તે ભવતઃ ॥૧૩૧॥**

માર્ગમાં જનાર મનુષ્ય જ્યાંસુધી પોતાના ખાંધે રાખેલું ભાતું ખાય નહિ, ત્યાંસુધી તેને અભડાવાનો ભય અને ભૂખથી ઉત્પન્ન

થતી પીડા આ બે દુઃખ રહે છે; પણ તે ભાતું ખાઇ જવાથી તેમાંનું એકે દુઃખ રહેતું નથી. ૧૩૧

**માનુષમાતઙ્ગમહિષશ્વસૂકરાદિષ્વનુસ્યૂતમ્ ।**
**યઃ પશ્યતિ જગદીશં સ એવ ભુઙ્ક્તેઽદ્વયાનન્દમ્ ॥૧૩૨॥**

જે પુરૂષ મનુષ્ય, હાથી, પાડો, કૂતરો અને ભુંડ વગેરેમાં એકજ પરમાત્મા વ્યાપેલો જુએ છે, તેજ અદ્વયાનંદને ભોગવે છે. ૧૩૨

### અકર્તૃત્વ

**યદ્વત્સૂર્યેઽભ્યુદિતે સ્વવ્યવહારં જનઃકુરૂતે ।**
**તં ન કરોતિ વિવસ્વાન્ન કારયતિ તદ્વદાત્માપિ ॥૧૩૩॥**

જેમ સૂર્યનો ઉદય થવાથી મનુષ્ય પોતાનો વ્યવહાર કરે છે, સૂર્ય કરતો નથી, તેમજ કરાવતો પણ નથી; તેજ પ્રમાણે આત્મા પણ કરતો નથી વા કરાવતો નથી. ૧૩૩

**લોહે હુતભુગ્વ્યાપ્તે લોહાન્તરતાડ્યમાનેઽપિ ।**
**તસ્યાન્તર્ગતવહ્નેઃ કિઙ્સ્યાન્નિર્ઘાતજં દુઃખમ્ ॥૧૩૪॥**

જેમાં અગ્નિ વ્યાપ્ત છે એવા લોઢાને બીજા લોઢા વડે ખૂબ ટીપવાથી શું તેના અંતર્ગત અગ્નિને ટીપવાથી ઉપજતું દુઃખ થાય છે? ૧૩૪

**નિષ્ઠુરકુઠારઘાતૈઃ કાષ્ઠે સઞ્છિદ્યમાનેઽપિ ।**
**અન્તર્વર્તી વહ્નિઃ કિં ઘાતૈશ્છિદ્યતે તદ્વત્ ॥૧૩૫॥**

નિષ્ઠુર કુહાડાવડે લાકડાને કાપવાથી શું તેના ઘાતવડે તે લાકડાના અંદર રહેલા અગ્નિને પણ કાપી શકાય છે? તેજ પ્રમાણે ૧૩૫

**તનુસમ્બન્ધાજ્જાતૈઃ સુખદુઃખૈર્લિપ્યતે નાત્મા ।**
**બ્રૂતે શ્રુતિરપિ ભૂયોઽનશ્નન્નન્યોઽભિચાકશીત્યાદિ ॥૧૩૬॥**

શરીરના સંબંધથી ઉત્પન્ન થયેલાં સુખ–દુઃખવડે આત્મા લેપાતો નથી. શ્રુતિ ભગવતિ પણ વારંવાર કહે છે કે "અન્ય (આત્મા) નહિ ભોગવતો છતો કેવળ સાક્ષીભાવથી જોયાજ કરે છે." ૧૩૬

**નિશિ વેશ્મનિ પ્રદીપે દીપ્યતિ ચૌરસ્તુ વિત્તમપહરતિ ।**
**ઇરયતિ વારયતિ વા તં દીપઃ કિં તથાત્માપિ ॥૧૩૭॥**

રાત્રે ઘરમાં દીવો બળતો હોવા છતાં ચોર લોકો ઘરમાંથી ધન ચોરીને લઇ જાય છે; શું દીવો તેમને તેમ કરવામાં પ્રેરે છે? નહિજ. તેજ પ્રમાણે આત્મા પણ ઇંદ્રિયાદિને પ્રેરતો નથી વા રોકાતો નથી. ૧૩૭

**ગેહાન્તે દૈવવશાત્કસ્મિંશ્ચિત્સમુદિતે વિપન્ને વા ।**
**દીપસ્તુષ્યત્યથવા ખિદ્યતિ કિં તદ્વદાત્માપિ ॥૧૩૮॥**

દૈવવશાત્ ઘરમાં કોઇના જન્મવાથી કિંવા કોઈના મરીજવાથી શું દીવાને કોઇ પ્રકારે હર્ષ કિંવા શોક થાય છે? નહિજ. તેવીજ રીતે આત્મા પણ કોઈના જન્મવાથી હર્ષ કરતો નથી, અને કોઈના મરી જવાથી શોક કરતો નથી. ૧૩૮

## સ્વયંપ્રકાશતા

**રવિચન્દ્રવહ્નિદીપપ્રમુખાઃ સ્વપરપ્રકાશાઃ સ્યુઃ ।**
**યદ્યપિ તથાપ્યમીભિઃ પ્રકાશતે ક્વાપિ નૈવાત્મા ॥૧૩૯॥**

જો કે સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને દીવો આદિ પોતાને તથા પરને પ્રકાશવાવાળા છે; છતાં પણ એમનાથી આત્મા કદિ પ્રકાશિત થતો નથીજ. ૧૩૯

**ચક્ષુર્દ્વારૈવ સ્યાત્પરાત્મના ભાનમેતેષામ્ ।**
**યદ્વા તેઽપિ પદાર્થા ન જ્ઞાયન્તેઽથ કેવલાલોકાત્ ॥૧૪૦॥**
**તત્રાપ્યક્ષિદ્વારા સહાયભૂતો ન ચેદાત્મા ।**
**નો ચેત્સત્યાલોકે પશ્યત્યન્ધઃ કથં નાર્થાન્ ॥૧૪૧॥**

આ સૂર્યાદિનું ભાન ચક્ષુદ્વારા પરમાત્માથીજ થાય છે. તેમાં પણ જો ચક્ષુદ્વારા આત્મા સહાયભૂત થાય નહિ તો કેવલ પ્રકાશથીજ તે પદાર્થોનું જ્ઞાન થઇ શકે તેમ નથી. અને જો થઇ શકે છે એમ કહો તો પ્રકાશ હોવા છતાં પણ આંધળો પદાર્થોને કેમ જોઇ શકતો નથી? ૧૪૦–૧૪૧

**સત્યાત્મન્યપિ કિં નો જ્ઞાનં તચ્ચેન્દ્રિયાન્તરેણ સ્યાત્ ।**
**અન્ધે દૃક્પ્રતિબન્ધે કર સમ્બન્ધે પદાર્થભાનં હિ ॥૧૪૨॥**

જો એમ પુછો કે આત્મા હોવા છતાં પણ આંધળાને તે પદાર્થોનું જ્ઞાન કેમ થતું નથી? તો કહેવાનું કે તેને અન્ય ઇંદ્રિયોથી જ્ઞાન થાય છે, કારણ કે આંધળાને આંખો બંધ હોવા છતાં હાથના વડે સ્પર્શ કરવાથી પદાર્થનું ભાન થાય છે. ૧૪૨

**જાનાતિ યેન સર્વં કેન ચ તં વા વિજાનીયાત્ ।**
**ઈત્યુપનિષદામુક્તિ બુધ્યત આત્માત્મના તસ્માત્ ॥૧૪૩॥**

"જેના દ્વારા સર્વ કોઇને જાણી શકાય છે, તે આત્માને કોનાવડે જાણવો?" એમ ઉપનિષદ્‌નું કથન છે. તેથી આત્મા આત્માથીજ જાણી શકાય છે. ૧૪૩

## નાદાનુસન્ધાન અને મનોલય

**યાવત્ક્ષણં ક્ષણાર્ધં સ્વસ્વરૂપપરિ ચિન્તનં ક્રિયતે ।**
**તાવદ્દક્ષિમકર્ણે ત્વનાહતઃ શ્રુયતે શબ્દઃ ॥૧૪૪॥**

જ્યારે એક ક્ષણ અથવા અડધી ક્ષણ પણ સ્વસ્વરૂપનું પરિચંતન કરવામાં આવે છે, ત્યારે દક્ષિણ કાનમાં અનાહત–શબ્દ સંભળાય છે. ૧૪૪

**સિદ્ધયારંભ સ્થિરતાવિશ્રમવિશ્વાસબીજશુદ્ધીનામ્ ।**
**ઉપલક્ષણં હિ મનસઃ પરમં નાદાનુસન્ધાનમ્ ॥૧૪૫॥**

મનના માટે સિદ્ધિનો આરંભ, સ્થિરતા, વિશ્રામ, વિશ્વાસ અને વીર્ય શુદ્ધિને જણાવનારૂં પરમ નાદાનુસંધાન છે. ૧૪૫

**ભેરીમૃદઙ્ગશઙ્ખાદ્યાહતનાદે મનઃક્ષણં રમતે ।**
**કિં પુનરનાહતેઽસ્મિન્મધુમધુરેઽખંડિતે સ્વચ્છે ॥૧૪૬॥**

ભેરી, મૃદંગ અને શંખ આદિ આઘાતજનક નાદોમાં પણ મન ક્ષણભર લીન થઇ જાય છે; પછી આ મધજેવા મીઠા, અખંડિત અને સ્વચ્છ અનાહતનાદ માટે તો કહેવુંજ શું ? ૧૪૬

**ચિત્તં વિષયો પરમાદ્યથા યથા યાતિ નૈશ્ચલ્યમ્ ।**
**વેણોરિવ દીર્ઘતરસ્તથા તથા શ્રૂયતે નાદઃ ॥૧૪૭॥**

શબ્દાદિ વિષયોથી ઉપરામ થઇને મન જેમ જેમ નિશ્ચલતાને પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ વેંણુના શબ્દના જેવા દીર્ઘતર નાદ સંભળાય છે. ૧૪૭

**નાદાભ્યન્તર્વર્તિ જ્યોતિર્યદ્વર્તતે હિ ચિરમ્ ।**
**તત્ર મનો લીનં ચેન્ન પુનઃસંસારબન્ધાય ॥૧૪૮॥**

નાદના અંદર રહેવાવાળી જે જ્યોતિ છે, તેમાં જો મન લાંબા કાલ સુધી લીન થાય તો ફરી સંસાર–બંધનમાં તેને આવવું પડતું નથી. ૧૪૮

**પરમાનન્દાનુભવાત્સુચિરં નાદાનુસન્ધાનાત્ ।**
**શ્રેષ્ઠશ્ચિત્તલયોઽયં સત્સ્વન્યલયેષ્વનેકેષુ ॥૧૪૯॥**

જો કે લય માટે અન્ય અનેક ઉપાયો છે, છતાં પણ લાંબા કાલ સુધી નાદાનુસંધાન કરવાથી અને પરમાનંદના અનુભવથી પ્રાપ્ત થનારો આ ચિત્ત–લય સર્વથી ઉત્તમ છે. ૧૪૯

**સંસારતાપતપ્તં નાનાયોનિભ્રમાત્પરિશ્રાન્તમ્ ।**
**લબ્ધ્વા પરમાનન્દં ન ચલતિ ચેતઃ કદા ક્વાપિ ॥૧૫૦॥**

સંસારના ત્રિવીધ તાપથી તપેલું અને અનેક પ્રકારની યોનિઓમાં ભ્રમણ કરવાથી ઘણું થાકી ગયેલું ચિત્ત પરમાનંદને પ્રાપ્ત કરીને કદિ કોઇથી પણ ચલિત થતું નથી. ૧૫૦

**અદ્વૈતાનન્દભરાત્કિમિદં કોઽહં ચ કસ્યાહમ્ ।**
**ઈતિ મન્થરતાં યાતં યદા તદા મૂર્છિતં ચેતઃ ॥૧૫૧॥**

અદ્વૈતાનંદના ઉદ્વેગથી જ્યારે "આ શું છે? હું કોણ છું? અને હું કોનો છું?" આવા પ્રકારના વિચારોથી ચિત્ત સુસ્ત બની જાય છે, ત્યારે મૂર્છિત થાય છે. ૧૫૧

**ચિરતરમાત્માનુભવાદાત્માકારં પ્રજાયતે ચેતઃ ।**
**સરિદિવ સાગરયાતા સમુદ્રભાવં પ્રયાત્યુચ્ચૈઃ ॥૧૫૨॥**

જેમ સમુદ્ર તરફ જતી નદી છેવટે સંપૂર્ણપણે સમુદ્રભાવને પામે છે, તેમ લાંબા સમયના આત્માનુભવથી ચિત્ત આત્માકારે થાય છે. ૧૫૨

**આત્મન્યનુપ્રવિષ્ટં ચિત્તં નાપેક્ષતે પુનર્વિષયાન્ ।**
**ક્ષીરાદુદ્ધૃતમાજ્યં યથા પુનઃ ક્ષીરતાં ન યાતીહ ॥૧૫૩॥**

જેમ દુધમાંથી કાઢેલું ઘી ફરી દુધપણાને પ્રાપ્ત થતું નથી; તેમ આત્મામાં સારી રીતે ચોંટેલું ચિત્ત ફરી વિષયોની અપેક્ષા કરતું નથી. ૧૫૩

**દૃષ્ટૌ દ્રષ્ટરિ દૃશ્યે યદનુસ્યૂતં ચ ભાનમાત્રં સ્યાત્ ।**
**તત્રોપક્ષીણં ચેચ્ચિત્તં તન્મૂર્છિતં ભવતિ ॥૧૫૪॥**

દૃષ્ટિ, દૃષ્ટા, અને દૃશ્યમાં જે અનુસ્યૂત અને ભાનમાત્ર તત્ત્વ છે, તેમાં જો ચિત્ત ઉપક્ષીણ થાય તો તે મૂર્છિત બની જાય છે. ૧૫૪

**યાતિ સ્વસમ્મુખત્વં દૃઙ્માત્રં વા યદા તદા ભવતિ ।**
**દૃશ્યદ્રષ્ટૃવિભેદો હ્યસમ્મુખેઽસ્મિન્ન તદ્ભવતિ ॥૧૫૫॥**

જ્યારે ચિત્ત સ્વાત્માભિમુખપણાને પામે છે, કિંવા દૃઙ્માત્ર થઇ જાય છે, ત્યારે દૃશ્ય અને દ્રષ્ટાનો ભેદ રહેતો નથી. પરંતુ જો સ્વાત્મામાં અભિમુખ ન રહે તો તેમ થતું નથી. ૧૫૫

**એકસ્મિન્દૃઙ્માત્રે ત્રેધા દ્રષ્ટાદિકં હિ સમુદેતિ ।**
**ત્રિવિધે તસ્મિઁલ્લીને દૃઙ્માત્રં શિષ્યતે પશ્ચાત્ ॥૧૫૬॥**

એક દૃઙ્માત્રમાંજ દ્રષ્ટાદિ ત્રણ પ્રકારે ઉત્પન્ન થાય છે. તે ત્રિવિધ દ્રષ્ટાદિના લીન થવાથી પછી દૃઙ્માત્રજ અવશેષ રહે છે. ૧૫૬

**દર્પણતઃ પ્રાક્પશ્ચાદસ્તિ મુખં પ્રતિમુખં તદા ભાતિ ।**
**આદર્શેઽપિ ચ નષ્ટે મુખમસ્તિ મુખે તથૈવાત્મા ॥૧૫૭॥**

દર્પણના પહેલાં અને પછી મુખ તો હોય છે અને ત્યારેજ તેમાં તેનું પ્રતિબિંબ પડે છે. દર્પણ ટૂટી જાય છતાં મુખ તો રહે છે; તેજ પ્રમાણે ઉપાધિનો નાશ થતાં પણ આત્મા તો જેમનો તેમ રહે છે. ૧૫૭

**માધુર્યં ગુડપિંડે યત્તત્તસ્યાંશકેઽણુમાત્રેઽપિ ।**
**એવં ન પૃથગ્ભાવો ગુડત્વમધુરત્વયોરસ્તિ ॥૧૫૮॥**

ગોળના રવામાં જે મીઠાશ હોય છે તે તેના અંશભૂત અણુ-માત્રમાં પણ હોય છે, આ રીતે ગોળપણું અને મીઠાશ ઉભયમાં કાંઈ ભેદભાવ નથી. ૧૫૮

**અથવા ન ભિન્નભાવઃ કર્પૂરામોદયોરેવમ્ ।**
**આત્મસ્વરૂપમનસાં પુંસાં જગદાત્મતાં યાતિ ॥૧૫૯॥**

અથવા કર્પૂર અને તેની સુગંધમાં કાંઇ ભેદ નથી, એજ પ્રમાણે જેનું મન આત્મરૂપ થઇ ગયું છે તેવા પુરૂષના માટે જગત્ પણ આત્મપણાને પામે છે. ૧૫૯

**યદ્ભાવાનુભવઃ સ્યાન્નિદ્રાદૌ જાગરસ્યાન્તે ।**
**અન્તઃ સ ચેત્સ્થિરઃ સ્યાલ્લભતે હિ તદાદ્વયાનન્દમ્ ॥૧૬૦॥**

નિદ્રાના આરંભમાં અને જાગ્રત્‌ના અંતમાં જે ભાવનો અનુભવ થાય છે; તે ભાવ જો અંતઃકરણમાં સ્થિર થાય તો તેનાથી અદ્વયાનંદ પ્રાપ્ત થાય છે. ૧૬૦

**અતિગમ્ભીરેઽપારે જ્ઞાનચિદાનન્દસાગરે સ્ફારે ।**
**કર્મસમીરણતરલા જીવતરંગાવલિઃ સ્ફુરતિ ॥૧૬૧॥**

અતિ ગંભીર, અપાર અને વિશાળ સચ્ચિદાનંદ સાગરમાં કર્મરૂપ પવનથી પ્રેરાયેલી જીવરૂપ તરંગાવલિ–લહરીઓ સ્ફુરે છે. ૧૬૧

**ખરતરકરૈઃ પ્રદીપ્તેઽભ્યુદિતે ચૈતન્યતિગ્માંશૌ ।**
**સ્ફુરતિ મૃષૈવ સમન્તાદનેકવિધ મૃગતૃષ્ણા ॥૧૬૨॥**

અતિપ્રચંડ કિરણોથી પ્રદીપ્ત અને અભ્યુદિત ચૈતન્યરૂપ સૂર્યના પ્રકાશમાં સર્વભણીથી આ અનેક જીવરૂપ મૃગતૃષ્ણા મિથ્યાજ સ્ફુરે છે. ૧૬૨

**અન્તરદૃષ્ટે યસ્મિઞ્જગદિદમારાત્પરિસ્ફુરતિ ।**
**દૃષ્ટે યસ્મિન્સકૃદપિ વિલીયતે ક્વાપ્યસદ્રૂપમ ॥૧૬૩॥**

**બાહ્યાભ્યન્તરપૂર્ણઃ પરમાનન્દાર્ણવે નિમગ્નો યઃ ।**
**ચિરમાપ્લુત ઇત્ર કલશો મહાહ્રદે જહ્નુ તનયાયાઃ ॥૧૬૪॥**

જેને અંતરમાં ન જોવાથીજ પોતાના સામે આ જગત્ સ્ફુરે છે, અને જેને એકજ વાર જોવાથી આ અસત્ જગત્ કોઇક ઠેકાણે વિલીન થઇ જાય છે; તે પરમાનંદસ્વરૂપ સમુદ્રમાં જે અંતર–બહાર પૂર્ણ થઇ ડૂબેલો છે, તેની સ્થિતિ ગંગાજીના મહાન્ ધરામાં લાંબા કાળથી ડૂબેલા કલશ જેવી છે. ૧૬૩–૧૬૪

**પૂર્ણાત્પૂર્ણતરે પરાત્પરતરેઽપ્યજ્ઞાતપારે હરૌ,**
**સંવિત્સ્ફારસુધાર્ણવે વિરહિતે વીચીતરંગાદિભિઃ ।**
**ભાસ્વત્કોટિવિકાસિતોજ્જ્વલદિગાકાશપ્રકાશે પરે,**
**સ્વાનન્દૈકરસે નિમગ્નમનસાં ન ત્વં ન ચાહં જગત્ ॥૧૬૫॥**

જે પૂર્ણથી પણ વધારે પૂર્ણ, પરથી પણ વધારે પર, જેના પાર કોઈ પહોંચી શકતું નથી એવા અને ભમર તથા તરંગાદિથી રહિત જ્ઞાનરૂપ સુધાના મહાન્ સમુદ્રરૂપ છે; તથા જે પોતાના કરોડા સૂર્યના જેવા પ્રકાશથી સર્વ દિશાઓને તથા આકાશને ઉજ્જવલ અને પ્રકાશિત કરી રહ્યા છે, તે સ્વાનંદ અને એકરસ પરબ્રહ્મ

પરમાત્મામાં જેમનું મન ડૂબેલું છે તેમની દૃષ્ટિમાં ન હું છું, ન તું છે અને ન તો આ જગત્ છે. ૧૬૫

## ભક્તિના બે પ્રકાર

**ચિત્તે સત્ત્વોત્પત્તૌ તડિદિવ બોધોદયો ભવતિ ।**
**તર્હ્યેવ સ સ્થિરઃસ્યાદ્યદિ ચિત્તં શુદ્ધિમુપયાતિ ॥૧૬૬॥**

ચિત્તમાં સત્ત્વોત્પત્તિ થતાં વીજળીની પેઠે જ્ઞાનોદય થાય છે, પરંતુ જો ચિત્ત શુદ્ધિને પ્રાપ્ત કરે છે, તોજ તે જ્ઞાન સ્થિર થાય છે. ૧૬૬

**શુદ્ધ્યતિ હિ નાન્તરાત્મા કૃષ્ણપદામ્ભોજભક્તિમૃતે ।**
**વસનમિવ ક્ષારોદૈર્ભક્ત્યા પ્રક્ષાલ્યતે ચેતઃ ॥૧૬૭॥**

શ્રીકૃષ્ણચંદ્રના ચરણારવિંદની ભક્તિ વિના અન્તરાત્મા શુદ્ધ થતો નથીજ. ખારા જલથી લુગડાની પેઠે ચિત્તને ભક્તિથી શુદ્ધ કરી શકાય છે. ૧૬૭

**યદ્વત્સમલાદર્શે સુચિરં ભસ્માદિના શુદ્ધે ।**
**પ્રતિફલતિ વક્ત્રમુચ્ચૈઃ શુદ્ધે ચિત્તે તથા જ્ઞાનમ્ ॥૧૬૮॥**

જેમ રાખ આદિવડે ઘણા વખત સુધી માંજવાથી મેલું દર્પણ શુદ્ધ થવાથી તેમાં મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ પડે છે, તેમ શુદ્ધ ચિત્તમાં જ્ઞાનનો ઉદય થાય છે. ૧૬૮

**જાનન્તુ તત્ર બીજં હરિભક્ત્યા જ્ઞાનિનો યે સ્યુઃ ।**
**મૂર્તં ચૈવામૂર્તં દ્વે એવ બ્રહ્મણો રૂપે ॥૧૬૯॥**
**ઇત્યુપનિષત્તયોર્વા દ્વૌ ભક્તૌ ભગવદુપદિષ્ટૌ ।**
**ક્લેશાદક્લેશાદ્વા મુક્તિઃ સ્યાદેતયોર્મધ્યે ॥૧૭૦॥**

જેઓ હરિની ભક્તિથી જ્ઞાની થયા છે, તેઓ પોતાને ઉત્પન્ન થયેલા જ્ઞાનનું કારણ જાણે. "મૂર્ત (સાકાર) અને અમૂર્ત (નિરાકાર) આ બન્ને બ્રહ્મનાં રૂપ છે" એમ ઉપનિષદ્ કહે છે; અને એટલાજ

માટે શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને પણ ગીતામાં તે બે પ્રકારનાં રૂપોના બે પ્રકારના ભકતો માટે ઉપદેશ કરેલો છે. તે બન્ને પ્રકારના ભકતો-માંથી એકને (નિરાકારના ભક્તને) ક્લેશથી મુક્તિ મળે છે, અને બીજાને (સાકારના ભક્તને) સુગમતાથી મુક્તિ મળે છે. ૧૬૯–૧૭૦

**સ્થૂલા સૂક્ષ્મા ચેતિ દ્વેધા હરિભક્તિરૂદ્દિષ્ટા ।**
**પ્રારમ્ભે સ્થૂલા સ્યાત્સૂક્ષ્મા તસ્યાઃ સકાશાચ્ચ ॥૧૭૧॥**

શ્રીહરિની ભક્તિ સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારની બતાવી છે; તેમાં પહેલા સ્થૂલભક્તિ થાય છે અને પછી તેના અંદરથીજ સૂક્ષ્મ ભક્તિ ઉત્પન્ન થાય છે. ૧૭૧

## સ્થૂલભક્તિનાં લક્ષણ

**સ્વાશ્રમધર્માચરણં કૃષ્ણપ્રતિમાર્ચનોત્સવો નિત્યમ્ ।**
**વિવિધોપચારકરણૈર્હરિદાસૈઃ સંગમઃ શશ્વત્ ॥૧૭૨॥**

પોતે જે આશ્રમમાં હોય તે આશ્રમના ધર્મોનું આચરણ, શ્રીકૃષ્ણની પ્રતિમાનો નિત્ય વિવિધ સામગ્રીઓથી અર્ચનોત્સવ કરવો, કાયમ શ્રીહરિના ભક્તોનો સમાગમઃ ૧૭૨

**કૃષ્ણકથા સંશ્રવણે મહોત્સવઃ સત્યવાદશ્ચ ।**
**પરયુવતૌ દ્રવિણે વા પરાપવાદે પરાઙ્મુખતા ॥૧૭૩॥**

ભગવત્કથાના સંશ્રવણમાં મહાન્ ઉત્સાહ, સત્ય બોલવું, પરસ્ત્રી, પરદ્રવ્ય અને પરનિંદામાં પરાઙ્મુખતાઃ ૧૭૩

**ગ્રામ્યકથાસૂદ્વેગઃ સુતીર્થગમનેષુ તાત્પર્યમ્ ।**
**યદુપતિ કથા વિયોગે વ્યર્થં ગતમાયુરિતિ ચિન્તા ॥૧૭૪॥**

ખરાબ વાતોમાં ઉદ્વેગ, સારા તીર્થ ક્ષેત્રોમાં જવા માટે તત્પરતા અને "શ્રીભગવત્કથાના શ્રવણ વિના આયુષ્ય વ્યર્થ ગયું" આવા પ્રકારની ચિન્તા આ સર્વ સ્થૂલભક્તિનાં લક્ષણો છે. ૧૭૪

## સૂક્ષ્મભક્તિનાં લક્ષણ

**એવં કુર્વતિ ભક્તિં કૃષ્ણકથાનુગ્રહોત્પન્ના ।**
**સમુદેતિ સૂક્ષ્મભક્તિર્યસ્યા હરિરન્તરાવિશતિ ॥૧૭૫॥**

એ પ્રમાણે સ્થૂલ ભક્તિ કરતાં કરતાં ભગવત્કથાના અનુગ્રહથી ઉત્પન્ન થયેલી સૂક્ષ્મભક્તિ ઉદય પામે છે, જેનાથી અંતઃકરણમાં શ્રીહરિનો સાક્ષાત્કાર થાય છે. ૧૭૫

**સ્મૃતિ સત્પુરાણવાક્યૈર્યથા શ્રુતાયાં હરેર્મૂર્તૌ ।**
**માનસપૂજાભ્યાસો વિજન નિવાસેઽપિ તાત્પર્યમ્ ॥૧૭૬॥**
**સત્યં સમસ્ત જન્તુષુ કૃષ્ણસ્યાવસ્થિતેર્જ્ઞાનમ્ ।**
**અદ્રોહો ભૂતગણે તતસ્તુ ભૂતાનુકમ્પા સ્યાત્ ॥૧૭૭॥**

સ્મૃતિ ને પુરાણોનાં યથાર્થ વાકયોથી સાંભળેલી શ્રીહરિની મૂર્તિની માનસ પૂજાનો અભ્યાસ, એકાંત સ્થાનમાં રહેવાની તત્પરતા, સત્ય, સર્વ જીવોમાં શ્રીકૃષ્ણ પોતે બિરાજેલા છે એવું જ્ઞાન, પ્રાણી માત્રમાં અદ્રોહ; તે સાધનોથી સર્વ પ્રાણીઓ પ્રતિ દયા ઉત્પન્ન થાય છે. ૧૭૬–૧૭૭

**પ્રમિત યદૃચ્છાલાભે સન્તુષ્ટિર્દારપુત્રાદૌ ।**
**મમતા શૂન્યત્વમતો નિરહંકારત્વમક્રોધઃ ॥૧૭૮॥**
**મૃદભાષિતા પ્રસાદો નિજનિન્દાયાં સ્તુતૌ સમતા ।**
**સુખદુઃખશીતલોષ્ણ દ્વન્દ્વસહિષ્ણુત્વમાપદો ન ભયમ્ ॥૧૭૯॥**

પ્રારબ્ધાનુસાર જે કાંઇ અલ્પ–લાભ મળે તેમાં સંતોષ, સ્ત્રી પુત્રાદિમાં મમતાનો અભાવ, નિરહંકાર, અક્રોધ, મીઠી વાણી, મનની પ્રસન્નતા, પોતાની નિન્દા અને સ્તુતિમાં સમબુદ્ધિ, સુખ–દુઃખ અને શીતોષ્ણાદિ દ્વંદ્વને સહન કરવાપણું અને આપત્તિના સમયમાં અભય: ૧૭૮–૧૭૯

**નિદ્રાહારવિહારેષ્વ નાદરઃ સંગરાહિત્યમ્ ।**
**વચને ચાનવકાશઃ કૃષ્ણસ્મરણેન શાશ્વતી શાન્તિઃ ॥૧૮૦॥**
**કેનાપિ ગીયમાને હરિગીતે વેણુનાદે વા ।**
**આનન્દાવિર્ભાવો યુગપત્સ્યાદ્ ધૃષ્ટ સાત્ત્વિકોદ્રેકઃ ॥૧૮૧॥**

નિદ્રા, આહાર અને વિહારમાં અનાદર, સંગ રહિતપણું, વ્યર્થ બોલવામાં અવકાશ ન આપવો, શ્રીકૃષ્ણ–સ્મરણથી શાશ્વત શાંતિ તથા કોઇના વડે પણ ગવાતા ભગવદ્–ગીતમાં અથવા વેણુનાદમાં એકી સાથે આનંદનો આવિર્ભાવ અને પ્રબલ સાત્ત્વિક ભાવોનો ઉદય થવો. ૧૮૦–૧૮૧

**તસ્મિન્નનુભવતિ મનઃ પ્રગૃહ્યમાણં પરાત્મસુખમ્ ।**
**સ્થિરતાં યાતે તસ્મિન્યાતિ મદોન્મત્તદન્તિદશામ્ ॥૧૮૨॥**

તે પ્રબલ સાત્ત્વિકભાવોના ઉદયમાં સારી રીતે રોકી રાખેલું મન પરમાત્મસુખને અનુભવે છે. તે પરમાત્મ સુખમાં સ્થિર થવાથી મનની દશા મદોન્મત્ત હાથીના જેવી થાય છે. ૧૮૨

**જન્તુષુ ભગવદ્ભાવં ભગવતિ ભૂતાનિ પશ્યતિ ક્રમશઃ ।**
**એતાદૃશી દશા ચેત્તદૈવ હરિદાસવર્યઃ સ્યાત્ ॥૧૮૩॥**

પછી તે ક્રમશઃ પ્રાણીમાત્રમાં ભગવાનને અને ભગવાન્‌માં સમસ્ત પ્રાણીઓને જુએ છે. જો આવી દશા સાંપડે તો તે તત્કાલ હરિભકતોમાં શ્રેષ્ઠ થઇ જાય છે. ૧૮૩

### ધ્યાનવિધિ

**યમુનાતટ નિકટ સ્થિત વૃન્દાવનકાનને મહારમ્યે ।**
**કલ્પદ્રુપતલ ભૂમૌ ચરણં ચરણોપરિ સ્થાપ્ય ॥૧૮૪॥**
**તિષ્ટન્તં ઘનનીલં સ્વતેજસા ભાસયન્તમિહવિશ્વમ્ ।**
**પીતામ્બરપરિધાનં ચન્દન કર્પૂરલિપ્ત સર્વાંગમ્ ॥૧૮૫॥**
**આકર્ણપૂર્ણ નેત્રં કુંડલયુગ મંડિત શ્રવણમ્ ।**
**મન્દસ્મિત મુખકમલં સુકૌસ્તુભોદારમણિ હારમ્ ॥૧૮૬॥**

શ્રી યમુનાજીના તટ નજીક સ્થિત, વૃંદાવનના કોઇ મહારમ્ય બાગમાં જે કલ્પવૃક્ષના નીચે પૃથ્વિ પર ચરણુ ઉપર ચરણુ રાખીને બેઠેલા છે, જે મેઘના જેવા શ્યામ સ્વરૂપ છે, ,પોતાના અપરિમિત તેજથી આ સમગ્ર વિશ્વને પ્રકાશિત કરી રહ્યા છે, પીતાંબર ધારણુ કરેલું છે, જેમને સર્વાંગે અગરૂચંદન અને કપૂરનો લેપ કરેલો છે, જેમને કાનને જોઇ શકે એવાં વિશાલ નેત્ર છે, કુંડલોની જોડીથી જેમના કાન શોભી રહ્યા છે, જેમનું મુખકમલ મંદહાસ્ય કરી રહ્યું છે અને જેમના વક્ષઃસ્થલમાં કૌસ્તુભમણિનો સુંદર હાર શોભી રહ્યો છેઃ ૧૮૪–૧૮૫–૧૮૬

**વલયાઙ્ગુલીયકાદ્યાનુજ્જ્વલયન્તં સ્વલંકારાન્ ।**
**ગલવિલુલિતવનમાલં સ્વતેજસાપાસ્તકલિકાલમ્ ॥૧૮૭॥**
**ગુંજારવાલિકલિતં ગુંજા પુંજાન્વિતે શિરસિ ।**
**ભુંજાનં સહ ગોપૈઃ કુંજાન્તરવર્તિનં હરિં સ્મરત ॥૧૮૮॥**

જે પોતાના કંકણુ અને અંગૂઠી વગેરે સુંદર અલંકારોને ઉજ્જવલ કરી રહ્યા છે, જેમના ગળામાં વનમાલા લટકી રહી છે, જેમણે પોતાના તેજથી કલિકાલને પરાસ્ત કરી દીધો છે, જેમનું મસ્તક ગુંજાવલિથી વિભૂષિત હોઇ ગુંજતા ભ્રમર સમૂહથી શોભી રહ્યું છે. અને કોઇ કુંજની અંદર ગોવાલ–બાલ સાથે ભોજન કરે છે એવા શ્રીહરિનું સ્મરણુ કરો. ૧૮૭–૧૮૮

**મન્દાર પુષ્પવાસિત મન્દાનિલસેવિતં પરાનન્દમ્ ।**
**મન્દાકિની યુતપદં નમત મહાનન્દદં મહાપુરૂષમ્ ॥૧૮૯॥**

જે કલ્પતરૂના પુષ્પોની સુવાસનાથી યુક્ત મંદવાયુથી સેવિત છે, પરમાનંદસ્વરૂપ છે અને જેમના ચરણારવિંદમાં શ્રીગંગાજી બિરાજે છે તે મહાઆનંદ આપવાવાળા મહાપુરૂષને નમસ્કાર કરો. ૧૮૯

**સુરભી કૃત દિગ્વલયં સુરભિશતૈરાવૃતં સદા પરિતઃ ।**
**સુરભીતિક્ષપણુ મહાસુરભીમં યાદવં નમત ॥૧૯૦॥**

જેમણે સર્વ દિશાઓને સુગંધમય બનાવી દીધી છે, જે ચારે બાજુથી સેંકડો કામધેનુ ગાયોથી સદા ઘેરાયેલા છે તથા જે દેવોનો ભય દૂર કરનારા અને મહાન્ રાક્ષસોના માટે ભયંકર કાલસ્વરૂપ છે તે યદુનન્દનને નમસ્કાર કરો. ૧૯૦

**કન્દર્પકોટિસુભગં વાંછિતફલદં દયાર્ણવં કૃષ્ણમ્ ।**
**ત્યક્ત્વા કમન્યવિષયં નેત્રયુગં દ્રષ્ટુમુત્સહતે ॥૧૯૧॥**

જે કરોડો કામદેવથી પણ વધારે સુંદર છે, ઇચ્છિત ફલ આપનારા છે અને દયાના સાગર છે તે શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનને છોડીને આ નેત્ર યુગલ બીજા કોઇ વિષયને જોવા ઉત્સુક થાય છે; આ ઓછા ખેદરૂપ નથી. ૧૯૧

**પુણ્યતમામતિ સુરસાં મનોઽભિરામાં હરેઃ કથાં ત્યક્ત્વા ।**
**શ્રોતું શ્રવણદ્વન્દ્વં ગ્રામ્યકથામાદરં વહતિ ॥૧૯૨॥**

અત્યંત પવિત્ર, અતિ સુંદર રસવાળી અને મનને આનંદ આપનારી શ્રીભગવત્કથાનો ત્યાગ કરીને આ કર્ણયુગલ અન્ય ખરાબ વાતોને આદરભાવ આપે છે; આ પણ ઓછા ખેદની વાત નથી. ૧૯૨

**દૌર્ભાગ્યમિન્દ્રિયાણાં કૃષ્ણે વિષયે હિ શાશ્વતિકે ।**
**ક્ષણિકેષુ પાપકરણેષ્વપિ સજ્જન્તે યદન્યવિષયેષુ ॥૧૯૩॥**

ઇંદ્રિયોનું પણ દુર્ભાગ્ય છે કે નિત્યસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન્ રૂપ વિષય હોવા છતાં પણ જેઓ અન્ય ક્ષણિક અને પાપમય વિષયોમાં આસક્ત થાય છે. ૧૯૩

### સગુણ-નિર્ગુણનું ઐક્ય

**શ્રુતિભિર્મહાપુરાણૈઃ સગુણગુણાતીતયોરૈક્યમ્ ।**
**યત્પ્રોક્તં ગૂઢતયા તદહં વક્ષ્યેઽતિવિશદાર્થમ્ ॥૧૯૪॥**

શ્રુતિઓ અને મહાપુરાણોએ જે સગુણ-નિર્ગુણનું ઐક્ય ગૂઢપણે કહ્યું છે, તે હું અતિસ્પષ્ટપણે કહું છું. ૧૯૪

**ભૂતેષ્વન્તર્યામી જ્ઞાનમયઃ સચ્ચિદાનન્દઃ ।**
**પ્રકૃતેઃ પરઃ પરાત્મા યદુકુલતિલકઃ સ એવાયમ્ ॥૧૯૫॥**

જે જ્ઞાનસ્વરૂપ, સચ્ચિદાનંદ, પ્રકૃતિથી પર તથા ભૂતમાત્રમાં અંતર્યામી રૂપે રહેલા છે તે પરમાત્મા આ યદુકુલતિલક શ્રીકૃષ્ણચંદ્ર પોતેજ છે. ૧૯૫

**નનુ સગુણો દૃશ્યતનુસ્તથૈકદેશાધિવાસશ્ચ ।**
**સ કથં ભવેત્પરાત્મા પ્રાકૃતવદ્રાગરોષયુતઃ ॥૧૯૬॥**

શંકા—જે આપ કહો છો તે યુક્ત નથી, કારણકે જે શ્રીકૃષ્ણચંદ્ર સગુણસ્વરૂપ છે, દૃશ્ય શરીરવાળા છે, એક દેશમાં રહેવાવાળા છે તથા સામાન્ય પુરૂષની પેઠે રાગ–દ્વેષવાળા છે; તે કેવી રીતે પરમાત્મા થઇ શકે? ૧૯૬

**ઇતિરે દૃશ્યપદાર્થા લક્ષ્યન્તેઽનેન ચક્ષુષા સર્વે ।**
**ભગવાનનયા દૃષ્ટ્યા ન લક્ષ્યતે જ્ઞાન દૃગ્ગમ્યઃ ॥૧૯૭॥**

સમાધાન—આ ચક્ષુઓથી અન્ય સર્વ દૃસ્ય પદાર્થોને જોઇ શકાય છે, પણ ભગવાનને જોઇ શકાતા નથી; કારણકે ભગવાન્ તો જ્ઞાનરૂપ ચક્ષુના વિષયરૂપ છે. ૧૯૭

**યદ્વિશ્વરૂપદર્શનસમયે પાર્થાય દત્તવાન્ભગવાન્ ।**
**દિવ્યં ચક્ષુસ્તસ્માદદૃશ્યતા યુજ્યતે નૃહરૌ ॥૧૯૮॥**

ભગવાને વિશ્વરૂપ દર્શન સમયે અર્જુનને દિવ્ય ચક્ષુ આપ્યો, તેથી તે નરરૂપ હરિની અદસ્યતા સિદ્ધ થાય છે. ૧૯૮

**સાક્ષાદ્યથૈકદેશે વર્તુલમુપલભ્યતે રવિબિમ્બમ્ ।**
**વિશ્વં પ્રકાશયતિ તત્સર્વૈઃ સર્વત્ર દૃશ્યતે યુગપત્ ॥૧૯૯॥**

જેમ ગોલાકાર સૂર્યમંડલ સાક્ષાત્ એક દેશમાં ઉપલબ્ધ થાય છે, પણ તે સમગ્ર વિશ્વને પ્રકાશિત કરે છે તથા એક સાથે સૌને સર્વત્ર જણાય છે. ૧૯૯

**યદ્યપિ સાકારોઽયં તથૈકદેશી વિભાતિ યદુનાથઃ ।**
**સર્વગતઃ સર્વાત્મા તથાપ્યયં સચ્ચિદાનન્દઃ ॥૨૦૦॥**

તેવીજ રીતે જોકે આ શ્રીયદુનાથ સાકાર હોઈ એક દેશી જેવા જણાય છે તથાપિ તેઓ સર્વગત, સર્વાત્મા અને સચ્ચિદાનંદ છે. ૨૦૦

**એકો ભગવાન્રેમે યુગપદ્ગોપીષ્વનેકાસુ ।**
**અથવા વિદેહજનકશ્રુતદેવભૂદેવયોર્હરિર્યુગપત્ ॥૨૦૧॥**

એકજ ભગવાને અનેક ગોપીઓમાં એક સાથે રમણ કર્યું; અને વળી એકજ ભગવાને જનકવિદેહી અને શ્રુતદેવ બ્રાહ્મણનું એક સાથે આતિથ્ય સ્વીકાર્યું. ૨૦૧

**અથવા કૃષ્ણાકારાં સ્વચમૂં દુર્યોધનોઽપશ્યત્ ।**
**તસ્માદ્ વ્યાપક આત્મા ભગવાન્હરિરીશ્વરઃ કૃષ્ણઃ ॥૨૦૨॥**

દુર્યોધને પોતાની સેનાને કૃષ્ણરૂપે જોઈ, આ પણ એકજ ભગવાને લીલા કરી હતી. તેથી સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણચંદ્ર વ્યાપક, આત્મા, ભગવાન્ હરિ અને ઈશ્વર સ્વરૂપજ છે. ૨૦૨

**વક્ષસિ યદા જઘાન શ્રીવત્સઃ શ્રીપતેઃ સ કિં દ્વેષ્યઃ ।**
**ભક્તાનામસુરાણામન્યેષાં વા ફલં સદૃશમ્ ॥૨૦૩॥**

જયારે ભૃગુઋષિએ ભગવાનને છાતીમાં પાટુ મારી, ત્યારે શું તેઓ તે શ્રીપતિના દ્વેષ્યરૂપ બન્યા હતા? ભક્ત, અસુર અને અન્યને પણ તે ભગવાન્ એક સરખુંજ ફલ આપે છે અર્થાત ભગવાનને કોઇના પ્રતિ રાગ કે દ્વેષ છેજ નહિ. ૨૦૩

**તસ્માન્ન કોઽપિ શત્રુર્નો મિત્રં નાપ્યુદાસીનઃ ।**
**નૃહરિઃ સન્માર્ગસ્થઃ સફલઃ શાખીવ યદુનાથઃ ॥૨૦૪॥**

તેથી ભગવાનને કોઇ પણ શત્રુ કે મિત્ર નથી તેમજ ઉદાસીન નથી; શ્રીનરહરિ યદુનાથ તો સારા માર્ગમાં રહેલા ફલવાળા વૃક્ષના જેવા છે. ૨૦૪

**લોહશલાકા નિવહૈઃ સ્પર્શાશ્મનિ ભિદ્યમાનેઽપિ ।**
**સ્વર્ણત્વમેતિ લોહં દ્વેષાદપિ વિદ્વિષાં તથા પ્રાપ્તિઃ ॥૨૦૫॥**

લોઢાના સળીઆઓથી જો પારસને ભેદવામાં આવે તો પણ તે લોઢાના સળીઆ સુવર્ણ બની જાય છે, તેજ પ્રમાણે મહાન્ દ્વેષી લોકોને દ્વેષથી પણ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. ૨૦૫

**નન્વાત્મનઃ સકાશાદુત્પન્નાજીવસન્તતિશ્ચેયમ્ ।**
**જગતઃ પ્રિયતર આત્મા તત્પ્રકૃતે નૈવ સમ્ભવતિ ॥૨૦૬॥**

શંકા—આત્મામાંથી તો આ સર્વ જીવોની ઉત્પત્તિ થઈ છે અને જગત્‌માં સૌથી વધારે પ્રિય પોતાનો આત્મા છે; તેની પ્રકૃતિના ગુણો સાથે સરખાવા જતાં શ્રી કૃષ્ણચંદ્રમાં આ બાબત સંભવતીજ નથી. ૨૦૬

**વત્સાહરણાવસરે પૃથગ્વયોરૂપવાસનાભૂષાન્ ।**
**હરિરજમોહં કર્તું સ વત્સગોપાન્વિનિર્મમે સ્વસ્માત્ ॥૨૦૭॥**

સમાધાન—વાછરડાંનું હરણ કરવાના સમયે શ્રીહરિએ બ્રહ્માને મોહ ઉત્પન્ન કરવાને માટે વિવિધ વય,રૂપ, વાસના અને આભૂષણવાળાં વાછરડાં અને ગોપબાલ પોતાની શક્તિ-માયા વડેજ બનાવ્યાં હતાં. ૨૦૭

**અગ્નેર્યથા સ્ફુલિંગાઃ ક્ષુદ્રાસ્તુ વ્યુચ્ચરન્તીતિ ।**
**શ્રુત્યર્થં દર્શયિતું સ્વતનોરતનોન્સ જીવ સન્દોહમ્ ॥૨૦૮॥**

"જેમ અગ્નિમાંથી નાની-નાની ચીણગારીઓ ઉડે છે, તેમ આત્મામાંથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે." આ શ્રુતિના અર્થને સિદ્ધ કરવા માટે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે પોતાના શરીરમાંથી તે જીવ સમૂહ ઉત્પન્ન કર્યો હતો. ૨૦૮

**યમુનાતીરનિકુંજે કદાચિદપિવત્સકાંશ્ચ ચારયતિ ।**
**કૃષ્ણે તથાર્યગોપેષુ ચ વરગોષ્ટેષુચારયત્સ્વારાત્ ॥૨૦૯॥**

**વત્સં નિરીક્ષ્ય દૂરં ગાવઃ સ્નેહેન સમ્ભ્રાન્તાઃ ।**
**તદભિમુખં ધાવન્ત્યઃ પ્રયયુર્ગોપૈશ્ચ દુર્વારાઃ ॥૨૧૦॥**

કોઈ એક દિવસે શ્રીકૃષ્ણચંદ્ર યમુના તટપર એક કુંજમાં વાછરડાંઓને ચારતા હતા તથા પાસેના બીજા વાડામાં વૃદ્ધ ગોવાળીયાઓ ગાયોને ચારતા હતા; તે વખતે પોતાનાં વાછરડાંને દૂરથી ચરતાં જોઇને સ્નેહથી વ્યાકુલ બની ગાયો તે વાછરડાંના તરફ દોડી, ગોવાળીયાઓએ ઘણું રોકવા છતાં પણ રોકાઇ નહિ. ૨૧૦

**પ્રસવભરેણ ભૂયઃ સ્રુતસ્તના પ્રાપ્ય પૂર્વવદ્વત્સાન્ ।**
**પૃથુરસનયા લિહન્ત્યસ્તર્ણકવત્યોઽપ્યપાયયન્પ્રમુદા ॥૨૧૧॥**

દુધ ભરાઇ જવાથી તે ગાયોના આંચળ વારંવાર દુધથી ઝરવા માંડયા; પહેલાંની પેઠે પોતાનાં વાછરડાંઓને પ્રાપ્ત કરીને લાંબી જીભોથી ચાટતી છતી વાછરડાંવાળી ગાયોએ ખૂબ પ્રેમપૂર્વક દુધ પાયું. ૨૧૧

**ગોપા અપિ નિજબાલાંજગૃહુર્મૂર્ધાનમાઘ્રાય ।**
**ઇત્થમલૌકિકલાભસ્તેષાં તત્ર ક્ષણં વવૃધે ॥૨૧૨॥**

વૃદ્ધ ગોવાળીયાઓએ પણ પોતપોતાનાં બાળકોને માથાં સુંઘતાં છતાં તેડી લીધાં. આ પ્રમાણે તે સમયે ત્યાં એક ક્ષણના માટે અલૌકિક લાભની વૃદ્ધિ થઇ. ૨૧૨

**ગોપા વત્સાશ્ચાન્યે પૂર્વં કૃષ્ણાત્મકા હ્યભવન્ ।**
**તેનાત્મનઃ પ્રિયત્વં દર્શિતમેતેષુ કૃષ્ણેન ॥૨૧૩॥**

આ ગોપ અને વાછરડાં પહેલાંથીજ કૃષ્ણરૂપ તો હતાં; પરંતુ તેમ કરીને શ્રીકૃષ્ણચંદ્રે આમાં પોતાના આત્માનું પ્રિયપણું બતાવ્યું. ૨૧૩

**પ્રેયઃ પુત્રાદ્વિત્તાત્પ્રેયોઽન્યસ્માચ્ચ સર્વસ્માત્ ।**
**અન્તરતરં યદાત્મેત્યુપનિષદઃ સત્યતાભિહિતા ॥૨૧૪॥**

"પુત્રથી, વિત્તથી અને અન્ય સમસ્ત વસ્તુઓથી પણ આત્મા વધારે પ્રિય અને આંતરિક છે." એમ જે ઉપનિષદોએ કહ્યું છે; તે વાત ભગવાને સત્ય કરી બતાવી છે. ૨૧૪

**નન્વુચ્ચાવચભૂતેષ્વાત્મા સમ એવ વર્તતેઽથ હરિઃ ।**
**દુર્યોધનેઽર્જુને વા તરતમભાવં કથં નુ ગતવાન્સઃ ॥૨૧૫॥**

શંકા—ઉંચ-નીચ સર્વ પ્રાણીઓમાં આત્મા તો સરખોજ છે; પછી શ્રીકૃષ્ણચંદ્રે દુર્યોધન અને અર્જુનમાં વિષમભાવ કેમ કર્યો? ૨૧૫

**બધિરાન્ધપંગુમૂકા દીર્ઘાઃ ખર્વાઃ સરૂપાશ્ચા**
**સર્વે વિધિના દૃષ્ટાઃ સવત્સગોપાશ્ચતુર્ભુજાસ્તેન ॥૨૧૬॥**

સમાધાન—બહેરાં, આંધળાં, લંગડાં, મુંગાં, મોટાં અને નાનાં સર્વે વાછરડાંને અને ગોવાળને બ્રહ્માએ ચતુર્ભુજ રૂપેજ જોયાં હતાં. ૨૧૬

**ભૂતસમત્વં નૃહરેઃસમો હિ મશકેન નાગેન ।**
**લોકૈઃ સમસ્ત્રિભિર્વૈત્યુપનિષદા ભાષિતઃ સાક્ષાત્ ॥૨૧૭॥**

સાક્ષાત્ ઉપનિષદોએ પણ મચ્છરથી માંડી હાથી સુધી ત્રણે લોકના સર્વ પ્રાણીઓમાં પરમાત્માનું સમત્વ કહ્યું છે. ૨૧૭

**આત્મા તાવદભોક્તા તથૈવ નનુ વાસુદેવશ્ચેત્ ।**
**નાનાકૈતવયત્નૈઃ પરરમણીભિઃ કથં રમતે ॥૨૧૮॥**

શંકા—આત્મા તો અભોક્તા છે; તેજ પ્રમાણે જો વાસુદેવ આત્માજ છે એમ કહો તો તેમણે અનેક પ્રકારના છળ ભરેલા યત્નોથી પારકી સ્ત્રીઓના સાથે રમણ કેમ કર્યું? ૨૧૮

**સુન્દરમભિનવરૂપં કૃષ્ણં દૃષ્ટ્વા વિમોહિતા ગોપ્યઃ ।**
**તમભિલષન્ત્યો મનસા કામાદ્વિરહવ્યથા પ્રાપુઃ ॥૨૧૯॥**

સમાધાન—અતિ સુંદર અને અભિનવરૂપ શ્રીકૃષ્ણચંદ્રને

જોઇને વિમોહિત થયેલી ગોપીયોજ તેમના મનથી અભિલાષા કરતી હતી અને કામાતુર બની વિરહ–વ્યથાથી પીડાતી હતી. ૨૧૯

**ગચ્છન્ત્યસ્તિષ્ઠન્યો ગૃહકૃત્યપરાશ્ચ ભુંજાનાઃ ।**
**કૃષ્ણં વિનાન્યવિષયં સમક્ષમપિ જાતુનાવિન્દન્ ॥૨૨૦॥**

હરતાં-ફરતાં, ઉઠતાં–બેસતાં, ઘરનાં કામ કરતાં તથા ખાતાં પીતાં અન્ય વસ્તુ સામે પડી હોય છતાં પણ શ્રીકૃષ્ણચંદ્ર વિના કાંઇ દેખાતું ન હતું; હર હાલતમાં શ્રીકૃષ્ણની પ્રેમમયી મૂર્તિજ તેઓની આંખ આગળ નાચ્યા કરતી હતી. ૨૨૦

**દુઃસહવિરહભ્રાન્ત્યા સ્વપતીન્દદૃશુસ્તરુન્નરાંશ્ચપશુન્ ।**
**હરિરયમિતિ સુપ્રીતાઃ સરભસમાલિંગયાંચક્રુઃ ॥૨૨૧॥**

અસહ્ય વિરહ–વ્યથાની ભ્રાંતિથી પોતાનો પતિ, વૃક્ષ, મનુષ્ય અને પશુને પણ "આ હરિજ છે" એમ જાણી પ્રેમઘેલી બની ખૂબ જોરથી આલિંગન કરતી હતી. ૨૨૧

**કાપિ ચ કૃષ્ણાયન્તી કસ્યાશ્ચિત્પૂતનાયન્ત્યાઃ ।**
**અપિબત્સ્તનમિતિ સાક્ષાદ્વ્યાસો નારાયણઃ પ્રાહ ॥૨૨૨॥**

"કોઇ ગોપી કૃષ્ણ બની પૂતના બનેલી બીજી ગોપીના સ્તનનું પાન કરતી હતી." આ પ્રમાણે સાક્ષાત્ નારાયણ સ્વરૂપ વ્યાસ ભગવાને પણ કહ્યું છે. ૨૨૨

**તસ્માન્નિજનિજદયિતાન્કૃષ્ણાકારાન્વ્રજસ્ત્રિયો વીક્ષ્ય ।**
**સ્વપર નૃપતિ પત્નીનામન્તર્યામી હરિઃ સાક્ષાત્ ॥૨૨૩॥**

તેથી સિદ્ધ થાય છે કે વ્રજની નારીઓ પોત–પોતાના પતિયોને કૃષ્ણરૂપ જોઈને તેમને આલિંગન કરતી હતી; અને મનમાં એમ જાણતી હતી કે આ શ્રીકૃષ્ણજ આપણા અને પરાયા સર્વ માનવ પતિ–પત્નિઓના સાક્ષાત્ અંતર્યામી છે. ૨૨૩

**પરમાર્થતો વિચારે ગુડતન્મધુરત્વદૃષ્ટાન્તાત્ ।**
**નશ્વરમપિ નરદેહં પરમાત્માકારતાં યાતિ ॥૨૨૪॥**

વસ્તુતાએ વિચાર કરી જોતાં ગોળ અને તેની મધુરતાના દૃષ્ટાંતની પેઠે નાશવંત છતાં પણ નરદેહ પરમાત્મારૂપ થાય છે. ૨૨૪

**કિં પુનરન્તશક્તેર્લીલાવપુરીશ્વરસ્યેહ ।**
**કર્માણ્યલૌકિકાનિ સ્વમાયયાવિદધતો નૃહરેઃ ॥૨૨૫॥**

પછી અનંત શક્તિવાળા અને પોતાની માયાવડે અલૌકિક કર્મ કરવાવાળા આ નૃહરિ ઈશ્વરના લીલામય શરીરની તો વાત જ શી ? ૨૨૫

## શ્રી કૃષ્ણ-કૃપા

**મૃદ્ભક્ષણેન કુપિતાં વિકસિતવદનાં સ્વમાતરં વક્ત્રે ।**
**વિશ્વમદર્શયદખિલં કિં પુનરથ વિશ્વરૂપોઽસૌ ॥૨૨૬॥**

માટી ખાવાથી કોપેલાં પોતાની માતા જશોદાએ જ્યારે મોં ઉઘાડયું, ત્યારે જેમણે પોતાના મોઢામાં અખિલ વિશ્વનું દર્શન કરાવ્યું, તેઓ જો વિશ્વરૂપ થાય તો તેમાં આશ્ચર્ય શું ? ૨૨૬

**વિષવિષમસ્તનયુગલં પાયયિતું પૂતના ગૃહં પ્રાપ્તા ।**
**તસ્યાઃ પૃથુભાગ્યાયા આસીત્કૃષ્ણાર્પણો દેહઃ ॥૨૨૭॥**

વિષમ વિષ પોતાના સ્તનયુગલને લગાવી પૂતના શ્રીકૃષ્ણચંદ્રને પાવા માટે આવી હતી, પરંતુ તેના મોટા ભાગ્યના પ્રતાપે તેનો પાપમય દેહ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રના ચરણારવિંદમાં અર્પિત થયો. ૨૨૭

**અનયત્પૃથુતરશકટં નિજનિકટં વા કૃતાપરાધમપિ ।**
**કણ્ઠાશ્લેષવિશેષાદવધીદ્બાલ્યેઽસુરં કૃષ્ણઃ ॥૨૨૮॥**

શકટાસુર મહાન્ અપરાધી હતો છતાં પણ ભગવાને તેને પોતાની પાસે બોલાવી લીધો, અને બાળપણમાંજ તેમણે તૃણાવર્ત-નામના અસુરને ગળું દબાવીને મારી નાખ્યો. ૨૨૮

**યમલાર્જુનૌ તરૂઉન્મૂલ્યોલૂખલગતશ્ચિરં ખિન્નૌ ।**
**રિંગનંગણભૂમૌ સ્વમાલયં પ્રાપયન્નૃહરિઃ ॥૨૨૯॥**

ઘણા વખતથી ખિન્નતાને પ્રાપ્ત થયેલાં યમલાર્જુન નામનાં બે મોટાં વૃક્ષોને ખાંડણીયા વડે બલપૂર્વક ખેંચીને મૂળમાંથી ઉખેડી નાખી ઘરના આંગણામાં ધીમે ધીમે લઈ જઇને નૃહરિ ભગવાને પોતાના ધામમાં મોકલી દીધાં. ૨૨૯

**નિત્યં ત્રિદશદ્વેષી યેન ચ મૃત્યોર્વશીકૃતઃ કેશી ।**
**કાકઃ કોપિ વરાકોબકોઽપ્યશોકં ગતો લોકમ્ ॥૨૩૦॥**

દેવતાઓનો કાયમ દ્વેષ કરવાવાળા કેશીને જેમણે મૃત્યુવશ કરી નાખ્યો; તેજ શ્રીકૃષ્ણચંદ્રની કૃપાથી બિચારા કાકાસુર અને બકાસુર પણ શોકરહિત લોકને પામ્યા. ૨૩૦

**ગોગોપીગોપાનાં નિકરમહિં પીડયન્નમતિવેગાત્ ।**
**અનઘમઘાસુરમકરોત્પૃથુતરમુરગેશ્વરં ભગવાન્ ॥૨૩૧॥**

અજગરરૂપ અઘાસુર જે ગાયો, ગોવાળીયાઓ અને ગોપીઓને ગળી જઇ પોતાના પેટમાં ઘણાજ બલપૂર્વક પીડતો હતો, તેને મારીને ભગવાને પાપરહિત કરી દીધો. ૨૩૧

**પીત્વારણ્ય હુતાશનમસહ્યતત્તેજસો હેતોઃ ।**
**દગ્ધાન્મુગ્ધાનખિલાનૂજુગોપાન્કૃપાસિન્ધુઃ ॥૨૩૨॥**

તેના તેજના લીધે અતિ અસહ્ય એવા વનમાં સળગેલા દાવાનલને પી જઈ કૃપાસાગર શ્રીકૃષ્ણચંદ્રે દગ્ધ અને મુગ્ધ થયેલા સર્વ ગોવાળીયાઓનું રક્ષણ કર્યું. ૨૩૨

**પાતું ગોકુલમાકુલમશનિતડિદ્વર્ષણૈઃ કૃષ્ણઃ ।**
**અસહાય એકહસ્તે ગોવર્ધનમુદ્દધારોચ્ચૈઃ ॥૨૩૩॥**

વજ્ર, વીજળી અને વરસાદથી આકુલ–વ્યાકુલ થયેલા ગોકુલની રક્ષા કરવાને માટે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે કોઇની પણ મદદ વિના પોતાના એક હાથે શ્રીગોવર્ધન પર્વતને ઉપાડયો. ૨૩૩

**વાસોલોભાકલિતં ધાવદ્રજકં શિલાતલૈર્હત્વા ।**
**વિસ્મૃત્ય તદપરાધં વિકુણ્ઠવાસોઽર્પિતસ્તસ્મૈ ॥૨૩૪॥**

વસ્ત્રક્ષોભથી નાશી જતા ધોબીને પત્થરથી હણીને તેમજ તેનો અપરાધ માફ કરીને ભગવાને તેને વૈકુંઠવાસ આપ્યો. ૨૩૪

**ત્રેધાવક્રશરીરામતિલમ્બોષ્ઠીંસ્ખલદ્વપુર્વચનામ્ ।**
**સ્રક્ચંદનપરિતોષાત્કુબ્જામૃજ્વાનનામકરોત્ ॥૨૩૫॥**

ત્રણ બાજુ વાંકા શરીરવાળી, અતિલાંબા હોઠવાળી અને જેનું શરીર અને વાણી પ્રેમવશાત્ કંપી રહ્યાં હતાં તે કુબ્જાને માત્ર માલા અને ચંદનથી પરિતૃપ્ત થઇ સુંદર અને સુકોમળ અંગવાળી કરી. ૨૩૫

**નિહતઃ પપાત હરિણા હરિચરણાગ્રેણ કુવલયાપીડઃ ।**
**તુંગોન્મત્તમતઙ્ગઃ પતઙ્ગવદ્દીપકસ્યાગ્રે ॥૨૩૬॥**

જેમ પતંગીયું દીવાના આગળ પડે તેમ ઉંચો અને મદોન્મત્ત કુવલયાપીડ નામનો હાથી પ્રભુના પગની ઠોકર વડે હણાઇ નીચો પડયો. ૨૩૬

**યુદ્ધમિષાત્સહ રઙ્ગે શ્રીરઙ્ગેનાઙ્ગસઙ્ગમં પ્રાપ્ય ।**
**મુષ્ટિકચાણૂરાખ્યૌ યયતુર્નિઃશ્રેયસં સપદિ ॥૨૩૭॥**

યુદ્ધ—છળથીજ રંગભૂમિમાં શ્રીરંગનો અંગ—સંગ પ્રાપ્ત કરીને મુષ્ટિક અને ચાણૂર નામના બે મહાન્ યોદ્ધાઓ તુરતજ મોક્ષપદને પામ્યા. ૨૩૭

**દેહકૃતાદપરાધાદ્વૈકુંઠોત્કંઠિતાન્તરાત્માનમ્ ।**
**યદુવરકુલાવતંસઃ કંસં વિધ્વંસયામાસ ॥૨૩૮॥**

દેહકૃત અપરાધોથી વૈકુંઠને મેળવવાની ઉત્કંઠાવાળા કંસનો શ્રીયદુકુલભૂષણે મોક્ષ આપ્યો. ૨૩૮

**હરિસન્દર્શનયોગાત્પૃથુરણતીર્થે નિમજ્જતે તસ્મૈ ।**
**ભગવાન્નુ પ્રદદાદ્યઃ સદ્યશ્ચૈદ્યાય સાયુજ્યમ્ ॥૨૩૯॥**

હરિના દર્શનના સુયોગથી મહાન્ રણ—તીર્થમાં નિમગ્ન થયેલો જે ચેદિરાજ શિશુપાલ તેને ભગવાને તુરતજ સાયુજ્ય મુક્તિ આપી. ૨૩૯

**મીનાદિભિરવતારૈર્નિહતાઃસુરવિદ્વિષો બહવઃ ।**
**નીતાસ્તે નિજરૂપં તત્ર ચ મોક્ષસ્ય કા વાર્તા ॥૨૪૦॥**

મત્સ્યાદિ અવતારોમાં અનેક સુર-દ્વેષીઓને હણીને તેમને બધાંને પોતાનું રૂપ આપ્યું; પછી મોક્ષની તો શી વાત? ૨૪૦

**યે યદુનન્દનનિહતાસ્તે તુ ન ભૂયઃ પુનર્ભવં પ્રાપુઃ ॥**
**તસ્માદવતારાણામન્તર્યામી પ્રવર્તકઃ કૃષ્ણઃ ॥૨૪૧॥**

યદુનંદને જેમને જેમને હણ્યા તેમને ફરી સંસારની પ્રાપ્તિ થઇ નથી; તેથી અવતારોના પ્રવર્તક અંતર્યામી શ્રીકૃષ્ણચંદ્ર છે. ૨૪૧

**બ્રહ્માંડાનિ બહૂનિ પંકજભવાન્પ્રત્યંડમત્યદ્ભૂતા-**
**ન્ગોપાન્વત્સયુતાનદર્શયદજં વિષ્ણૂનશેષાંશ્ચ યઃ ।**
**શંભુર્યચ્ચરણોદકં સ્વશિરસા ધત્તે ચ મૂર્તિત્રયા-**
**ત્કૃષ્ણો વૈ પૃથગસ્તિ કોઽપ્યવિકૃતઃ સચ્ચિન્મયોનીલિમા ॥૨૪૨॥**

જે ભગવાને બ્રહ્માને અનેક બ્રહ્માંડો, દરેક બ્રહ્માંડમાં અતિ અદ્ભૂત બ્રહ્મા, વત્સ સહિત ગોવાળીઆ તથા સંપુર્ણ વિષ્ણુ બતાવ્યા; શ્રીશંભુ જેનું ચરણોદક પોતાના માથે ચઢાવે છે, તે શ્રીકૃષ્ણ ત્રિમૂર્તિ (બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવ) થી ભિન્ન સ્વરૂપ કોઇ અવિકારિણી સચ્ચિન્મય નીલિમા છે. ૨૪૨

**કૃપાપાત્રં યસ્ય ત્રિપુરરિપુદમ્ભોજવસતિઃ**
**સુતા જહ્નોઃ પૂતા ચરણનખનિર્ણેજનજલમ્ ।**
**પ્રદાનં વા યસ્ય ત્રિભુવનપતિત્વં વિભુરપિ**
**નિદાનં સોઽસ્માકં જયતિ કુલદેવો યદુપતિઃ ॥૨૪૩॥**

મહાદેવ અને કમલાસનસ્થિત બ્રહ્મા જેમની કૃપાના પાત્ર રૂપ છે, પવિત્ર ગંગાજી જેમના ચરણના નખનું પ્રક્ષાલન કરે છે તથા ત્રણે લોકનું સ્વામીપણું જેમના દાનરૂપ છે, તે સર્વવ્યાપક, અમારા સૌના આદિકારણ તથા કુલદેવ શ્રીયદુપતિ નિરંતર વિજય પામે છે. ૨૪૩

## ઉપસંહાર

**માયાહસ્તેઽર્પયિત્વા ભરણકૃતિકૃતે મોહમૂલોદ્ભવં માં,**
**માતઃ કૃષ્ણાભિધાને ચિરસમયમુદાસીનભાવં ગતાસિ ।**
**કારુણ્યૈકાધિવાસે સકૃદપિ વદનંનેક્ષસે ત્વં મદીયં**
**તત્સર્વજ્ઞે ન કર્તું પ્રભવતિ ભવતી કિં નુ મૂલસ્ય શાન્તિત્ ॥૨૪૪॥**

હે કૃષ્ણનામ્ની માતા ! મોહરૂપ મુલ નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા મ્હને ભરણ-પોષણ માટે માયાના હાથમાં સોંપીને તું ઘણા કાળથી ઉદાસીન થઈ ગઇ છે. કેવળ કારૂણ્યમાંજ સ્થિત રહેલી હે માતા ! તું એકવાર પણ મ્હારા મોં તરફ જોતી નથી ? હે સર્વજ્ઞે ! શું તું મૂલની શાંતિ કરવાને શક્તિમાન નથી ? ૨૪૪

**ઉદાસીનઃ સ્તબ્ધઃ સતતમગુણઃ સંગરહિતો,**
**ભવાંન્તાતઃ કાતઃ પરમિહ ભવેજ્જીવનગતિઃ ।**
**અકસ્માદસ્માકં યદિ ન કુરૂતે સ્નેહમથ ત-**
**દ્રસસ્ય સ્વીયાન્તર્વિમલજઠરેઽસ્મિન્પુનરપિ ॥૨૪૫॥**

આપ પિતા તો ઉદાસીન, સ્તબ્ધ, નિરંતર અગુણરૂપ અને સંગરહિત થયા છો ? આથી અમારા જીવનની અહિં બીજી કેવા પ્રકારની ગતિ થશે ? જો આપ અમારા સાથે અકારણ પ્રીતિ ન કરી શકતા હો તો પોતાના નિર્મલ સ્થાનરૂપ આ અંતઃકરણમાં તો વસો. ૨૪૫

**લોકાધીશે ત્વયીશે કિમિતિ ભવભવાવેદના સ્વાશ્રિતાનાં,**
**સંકોચઃ પંકજાનાં કિમિહ સમુદિતે ચંડરશ્મેઃ ।**
**ભોગઃપૂર્વાર્જિતાનાં ભવતિ ભુવિ નૃણાં કર્મણાં ચેદવશ્યં,**
**તન્મે દૃષ્ટૈર્નૃપુષ્ટૈર્તનુ દનુજનૃપૈરૂર્જિતં નિર્જિતં તે ॥૨૪૬॥**

આપ લોકાધીશ સ્વામીના હોવા છતાં આપના પોતાના આશ્રિતોને શું ભવ-વેદના ભોગવવી પડે ? શું પ્રચંડ સૂર્યમંડલનો ઉદય

થતાં પણ કમલોને સંકોચાવાનું હોય ખરૂં કે? જો પુર્વજન્મમાં કરેલાં કર્મોનાં ફલ મનુષ્યોને અવશ્ય ભોગવવાંજ પડે છે; તો મનુષ્યના માંસથી પુષ્ટ બનેલા તે મારા જોયેલા દૈત્યરાજાઓએ આપના બલને ચોક્કસ જીતી લીધું હતું. ૨૪૬

**નિત્યાનન્દસુધાનિધેરધિગતઃ સન્નીલમેઘઃ સતા-**
**મૌત્કંઠ્યપ્રબલપ્રભંજનભરૈરાકર્ષિતો વર્ષતિ ।**
**વિજ્ઞાનામૃતમદ્ભુતં નિજવચોધારાભિરારાદિદં**
**ચેતશ્ચાતક ચેન્ન વાંછસિ મૃષાકાન્તોઽસિ સુપ્તોઽસિ કિમ્ ॥૨૪૭**

નિત્યાનંદરૂપ અમૃતના સાગરમાંથી નિકળેલો અને સજ્જનોની ઉત્કંઠારૂપ પ્રબલવાયુથી આકર્ષિત આ સદ્રૂપનીલમેઘ તારી પાસેજ અદ્‌ભુત વિજ્ઞાનામૃતની પોતાના વચનરૂપ ધારાઓથી વર્ષી રહ્યા છે. હે ચિત્તરૂપ ચાતક! જો તારે પીવાની ઇચ્છા ન હોય તો તું વ્યર્થ શા માટે દુઃખી થાય છે અને સૂઇ ગયું છે? ૨૪૭

**ચેતશ્ચંચલતાં વિહાય પુરતઃ સન્ધાય કોટિદ્વયં,**
**તત્રૈકત્ર નિધેહિ સર્વવિષયાનન્યત્ર ચ શ્રીપતિમ્ ।**
**વિશ્રાન્તિર્હિતમપ્યહો ક્વ નુ તયોર્મધ્યે તદાલોચ્યતાં,**
**યુક્ત્યા વાનુભવેન યત્ર પરમાનન્દશ્ચ તત્સેવ્યતામ્ ॥૨૪૮॥**

અરે ચિત્ત! ચંચલતાનો ત્યાગ કરીને પોતાની સામે ત્રાજવાનાં બે પલ્લાંને રાખ; તેમાંથી એકમાં સર્વ વિષયોને અને બીજામાં શ્રીપતિને મૂક. બે વસ્તુમાંથી કયી વસ્તુમાં અધિક શાંતિ અને હિતકર છે તેનો બરોબર વિચાર કર. યુક્તિથી વા અનુભવથી જેમાં પરમાનંદ જણાય તેનું સેવન કર. ૨૪૮

**પુત્રાન્પૌત્રમથ સ્ત્રિયોઽન્ય યુવતીર્વિત્તાન્યથોઽન્યદ્ધનં**
**ભોજ્યાદિષ્વપિ તારતમ્યવશતો નાલં સમુત્કંઠયા ।**
**નૈતાદૃગ્યદુનાયકે સમુદિતે ચેતસ્યનન્તે વિભૌ,**
**સાન્દ્રાનન્દ સુધાર્ણવે વિહરતિ સ્વૈરં યતો નિર્ભયમ્ ॥૨૪૯॥**

પુત્ર, પૌત્ર, સ્ત્રી, અન્ય સ્ત્રીયો, વૈભવ, અન્ય પ્રકારે મેળવેલું ધન અને ભોજ્યાદિમાં તારતમ્યવશાત્ ઉત્કંઠાવડે અલંબુદ્ધિ થતી નથી; પણ અનંત અને અપાર આનંદામૃત સિંધુરૂપ શ્રીયદુનાયકના ચિત્તમાં ઉત્પન્ન થઇ સ્વચ્છંદપણે વિહાર કરવાથી આમ થતું નથી, કારણકે એવી સ્થિતિમાં ચિત્ત નિર્ભય બની જાય છે. ૨૪૯

**કામ્યોપાસનયાર્થયન્ત્યનુદિનં કિંચિત્ફલં સ્વેપ્સિતં**
**કેચિત્સ્વર્ગમથાપવર્ગમપરે યોગાદિયજ્ઞાદિભિઃ ।**
**અસ્માકં યદુનન્દનાઙ્ઘ્રિયુગલધ્યાનાવધાનાર્થિનાં**
**કિં લોકેન દમેન કિં નૃપતિના સ્વર્ગાપવર્ગૈશ્ચકિમ્ ॥૨૫૦॥**

કેટલાક માણસો તો સકામ ઉપાસના કરીને પ્રતિદિને કોઇક અભીષ્ટ ફલની પ્રાર્થના કરે છે અને કેટલાક યોગાદિ અને યજ્ઞાદિ સાધનો કરીને સ્વર્ગ-અપ વર્ગની માગણી કરે છે, પરંતુ શ્રીયદુનંદનના ચરણારવિંદના ધ્યાનમાંજ મગ્ન રહેવાની ઇચ્છાવાળા અમને લોકથી, દમથી, રાજાથી, સ્વર્ગથી અને અપવર્ગથી શું નિસબત છે? ૨૫૦

**આશ્રિતમાત્રં પુરૂષં સ્વાભિમુખં કર્ષતિ શ્રીશઃ ।**
**લોહમપિ ચુમ્બકાશ્મા સમ્મુખમાત્રં જડં યદ્વત્ ॥૨૫૧॥**

જેમ સામે રાખેલા જડ લોહને ચુંબક પોતાની તરફ ખેંચી લે છે, તેમ શ્રીપતિ પોતાના અભિમુખ થયેલા આશ્રિત માત્ર પુરૂષને પોતાની તરફ ખેંચી લે છે. ૨૫૧

**અયમુત્તમોઽયમધમો જાત્યા રૂપેણ સમ્પદા વયસા ।**
**શ્લાઘ્યોઽશ્લાઘ્યો વેત્થં ન વેત્તિ ભગવાનનુગ્રહાવસરે ॥૨૫૨॥**

ભગવાન્ અનુગ્રહ કરવાના સમયે જાતિ, રૂપ, સંપત્તિ અને વયથી અમુક આ ઉત્તમ છે અને અમુક આ અધમ છે, એમ સ્તુત્ય વા અસ્તુત્યને કદિ જોતા નથી. ૨૫૨

**અન્તઃસ્થભાવભોક્તા તતોઽન્તરાત્મા મહામેઘઃ ।**
**ખદિરશ્ચમ્પક ઈવ વા પ્રવર્ષણું કિં વિચારયતિ ॥૨૫૩॥**

તેથી આ અંતરાત્મારૂપ મહામેઘ પુરૂષના આંતરિક ભાવનોજ ભોગી છે. વર્ષાની વખતે મેઘ શું વિચારે છે કે આ ખૈર છે કે આ ચંપો છે? ૨૫૩

**યદ્યપિ સર્વત્ર સમસ્તથાપિ નૃહરિસ્તથાપ્યેતે ।**
**ભક્તાઃ પરમાનન્દે રમન્તિ સદયાવલોકેન ॥૨૫૪॥**

જો કે ભગવાન્ સર્વત્ર સમાન છે, છતાં પણ તે નર–હરિરૂપ પણ છે; તેની દયામયી દષ્ટિના પ્રતાપથી આ ભક્તજનો પરમાનંદમાં મગ્ન રહે છે. ૨૫૪

**સુતરામનન્યશરણાઃ ક્ષીરાદ્યાહારમન્તરા યદ્વત્ ।**
**કેવલયા સ્નેહદશા કચ્છપતનયાઃ પ્રજીવન્તિ ॥૨૫૫॥**

જેમ જેનો કોઇ બીજો આધાર નથી એવાં કાચબાનાં બચ્ચાં દુધ આદિના આહાર વિનાજ કેવલ માતાની સ્નેહદષ્ટિથીજ જીવે છે; તેમ અનન્ય ભક્ત પણ ભગવાનની દયામયી દષ્ટિથીજ જીવે છે. ૨૫૫

**યદ્યપિ ગગનં શૂન્યં તથાપિજલદામૃતાંશુરૂપેણ ।**
**ચાતક ચકોરનામ્નોઃદઢ ભાવાત્પૂરયત્યાશામ્ ॥૨૫૬॥**

જો કે આકાશ શૂન્યરૂપ છે તથાપિ ચાતક અને ચકોર નામનાં પક્ષીઓને દઢ ભાવનાથી મેઘ અને ચંદ્રમાના રૂપમાં તેમની આશાઓ પૂરી પાડે છે. ૨૫૬

**યદ્વદ્વ્રજતાં પુસાં દગ્વાઙ્મનસામગોચરોઽપિહરિઃ ।**
**કૃપયા ફલત્યકસ્માત્સત્યાનન્દામૃતેન વિપુલેન ॥૨૫૭॥**

આ પ્રમાણે મન–વાણીના અવિષયરૂપ હોવા છતાં પણ પ્રભુ પોતાના શરણે આવેલા પુરૂષોના મનની ઇચ્છાઓને અકારણ કૃપા-વડે સત્યાનંદરૂપ વિપુલ અમૃતથી પૂર્ણ કરે છે. ૨૫૭

( પ્રબોધ સુધાકર સમાપ્ત )

# * સ્વાત્મ નિરૂપણ *

## મંગલાચરણ

**શ્રીગુરૂ ચરણદ્વંદ્વં, વન્દેઽહં મથિત દુઃસહદ્વંદ્વમ્**
**ભ્રાંતિગ્રહોપશાન્તિં, પાંસુમયં યસ્ય ભસિતમાતનુતે ॥૧॥**

શ્રી સદ્દગુરૂનાં બે ચરણકમલો જે મુમુક્ષુને અસહ્ય એવા દ્વૈતનો નાશ કરે છે તથા જેમના પવિત્ર ચરણોની રજ રૂપ ભસ્મ ભ્રાંતિરૂપ ભૂતોનો અંત આણી અંતઃકરણમાં સર્વત્ર શાંતિ પ્રસારે છે, તેમને હું સવિનય નમસ્કાર કરૂં છું. ૧

**દૈશિકવરં દયાલું, વન્દેઽહં નિહતસકલ સંદેહમ્ ।**
**યચ્ચરણદ્વયમદ્વયમનુભવમુપદિશતિ તત્પદસ્યાર્થમ્ ॥૨॥**

જેઓ અનેક પ્રકારે સમજાવીને અંતર્ગત સંશયોની નિવૃત્તિ કરનારા છે, તે દયાસાગર સદ્દગુરૂવર્યને હું અતિ નમ્રતાપૂર્વક પ્રણામ કરૂં છું, જેમનાં બે ચરણ કમલો તત્પદના લક્ષ્યાર્થરૂપ અદ્વયાનુભવનો ઉપદેશ કરે છે. ૨

**સંસારદાવપાવકસંતપ્તઃ સકલસાધનોપેતઃ ।**
**સ્વાત્મનિરૂપણ નિપુણૈર્વાક્યૈઃ શિષ્યઃ પ્રબોધ્યતે ગુરૂણા ॥૩॥**

સંસારરૂપ દાવાનળથી સંતપ્ત અને વિવેકાદિ સર્વ સાધન સંપન્ન શિષ્ય શ્રીસદ્દગુરૂદ્વારા સ્વાત્મનિરૂપણમાં યથાર્થ વાક્યો વડે પ્રબોધાય છે. ૩

### સ્વાત્મ–તત્ત્વોપદેશ

**અસ્તિ સ્વયમિત્યસ્મિન્નર્થે કસ્યાસ્તિ સંશયઃ પુંસઃ ।**
**અત્રાપિ સંશયશ્ચેત્સંશયિતા યઃ સ એવ ભવસિ ત્વમ્ ॥૪॥**

"પોતે છે" આ અર્થમાં કયા પુરૂષને સંશય થાય છે? અહિં પણ જો સંશય થાય તો સંશય કરનારો જે છે તેજ તું છે. ૪

**નાહમિતિ વેત્તિ યોઽસૌ, સત્યં બ્રહ્મૈવ વેત્તિ નાસ્તીતિ ।**
**અહમસ્મીતિ વિજાનન્, બ્રહ્મૈવાસૌ સ્વયં વિજાનાતિ ॥૫॥**

"હું નથી" એમ જે પુરૂષ જાણે છે, તે નથી એમ સત્ય બ્રહ્મનેજ જાણે છે; અને "હું છું" એમ જે જાણે છે, તે સ્વયં બ્રહ્મનેજ જાણે છે. ૫

**બ્રહ્મ ત્વમેવ તસ્માન્નાહં બ્રહ્મેતિ મોહમાત્રમિદમ્ ।**
**મોહેન ભવતિ ભેદઃ, ક્લેશાઃ સર્વે ભવન્તિ તન્મૂલાઃ ॥૬॥**

બ્રહ્મ તુંજ છે તેથી હું બ્રહ્મ નથી આ મોહ (ભ્રાંતિ) માત્ર છે, મોહથી ભેદ થાય છે અને સર્વ પ્રકારના ક્લેશો તેના મૂળવાળા છે. ૬

**ન ક્લેશપંચકમિદં ભજતે કૃતકોશપંચક વિવેકઃ ।**
**અત એવ પંચકોશાન્, કુશલધિયઃ સંતતં વિચિન્વન્તિ ॥૭॥**

અન્નમયાદિ પાંચ કોશોનો વિવેક કરનારો પુરૂષ આ અવિદ્યાદિ ક્લેશ પંચકને ભોગવતો નથી, આથીજ કુશલ બુદ્ધિવાળા પુરૂષો નિરંતર પાંચ કોશોને વિચારે છે. ૭

## કોશોનું અનાત્મપણું

**અન્ન પ્રાણમનોમય વિજ્ઞાનાનંદપંચકોશાનામ્ ।**
**એકૈકાંતરભાજાં, ભજતિ વિવેકાત્પ્રકાશ્યતામાત્મા ॥૮॥**

એક એકની અંદર રહેવાવાળા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય આ પાંચ કોશોનો સારી રીતે વિવેક કરવાથી આત્મા પ્રકાસ્યતાને પામે છે. ૮

**વપુરિદમન્નમયાખ્યઃ, કોશો નાત્મા જડો ઘટપ્રાયઃ ।**
**પ્રાગુત્પત્તેઃ પશ્ચાત્તદભાવસ્યાપિ દૃશ્યમાનત્વાત્ ॥૯॥**

આ સ્થૂલ દેહ અન્નમય નામક કોશ છે, તે ઘડાની પેઠે જડ હોવાથી આત્મા નથી, અને ઉત્પત્તિના પહેલા તથા નાશની પછી તેના અભાવનું દૃશ્યપણું હોવાથી પણ તે આત્મા નથી. ૯

**કોશઃ પ્રાણમયોડયં વાયુવિશેષો વપુષ્યવચ્છિન્નઃ ।**
**અસ્ય કથમાત્મતા સ્યાત્, ક્ષુત્તૃષ્ણાભ્યામુપેયુષઃ પીડામ્ ॥૧૦॥**

સ્થૂલાવચ્છિન્ન વાયુવિશેષ આ પ્રાણમય કોશ છે. ક્ષુધા અને તૃષાથી પીડા પામેલા આ પ્રાણમય કોશની આત્મતા કયા પ્રકારે સંભવે ? ૧૦

**કુરૂતે વપુષ્યહંતાં, ગેહાદૌ યઃ કરોતિ મમતાં ચ ।**
**રાગદ્વેષ વિધેયો, નાસાવાત્મા મનોમયઃ કોશઃ ॥૧૧॥**

જે શરીરમાં અહંતા કરે છે અને ગેહાદિમાં મમતા કરે છે, તે આ મનોમય કોશ રાગ–દ્વેષવાળો હોવાથી આત્મા નથી. ૧૧

**સુપ્તૌ સ્વયં વિલીના, બોધે વ્યાપ્ય કલેવરં સકલમ્ ।**
**વિજ્ઞાન શબ્દવાચ્યા, ચિત્પ્રમતિબિમ્બા ન બુદ્ધિરપ્યાત્મા ॥૧૨॥**

જે સુષુપ્તિમાં સ્વયં વિલીન થાય છે અને જાગ્રત્‌માં આખા દેહમાં વ્યાપીને રહે છે, તથા વિજ્ઞાન શબ્દથી કહેવાય છે, તે ચૈતન્યના પ્રતિબિંબવાળી બુદ્ધિ (વિજ્ઞાનમય કોશ) પણ આત્મા નથી. ૧૨

**સુપ્તિગતૈઃ સુખલેશૈરભિમનુતે યઃ સુખી ભવામીતિ ।**
**આનંદકોશનામા, સોડહંકારઃ કથં ભવેદાત્મા ॥૧૩॥**

સુષુપ્તિગત સુખલેશથી હું સુખી હતો એમ જે જાણે છે, તે આનંદમય કોશનામવાળો છે; તે અહંકાર કયી રીતે આત્મા થાય ? ૧૩

**યઃ સ્ફુરતિ બિમ્બભૂતઃ, સ ભવેદાનંદ એવ સકલાત્મા ।**
**પ્રાગૂર્ધ્વમપિ ચ સત્ત્વાદવિકારિત્વાદબાધ્યમાનત્વાત્ ॥૧૪॥**

## આત્મનિરૂપણ

કોશોની ઉત્પત્તિ પહેલાં અને વિનાશની પાછળ પણ હોવાથી, અવિકારીપણાથી અને અબાધ્યમાનપણાથી જે બિંબભૂત સ્ફુરે છે તે આનંદજ સર્વનો આત્મા છે. ૧૪

**અન્નમયાદેરસ્માદપરં યદિ નાનુભૂયતે કિંચિત્ ।**
**અનુભવિતાન્નમયાદેરસ્તીત્યસ્મિન્ન કશ્ચિદપલાપઃ ॥૧૫॥**

જો કે આ અન્નમયાદિ કોષોથી અતિરિક્ત કાંઈ પણ અનુભવાતું નથી, છતાં પણ અનુભવ કરનાર છે; આ બાબતમાં કોઈને ભ્રમ રહે તેમ નથી. ૧૫

**સ્વયમેવાનુભવત્વાદ્યદ્યપ્યેતસ્ય નાનુભાવ્યત્વમ્ ।**
**સકૃદપ્યભાવશંકા, ન ભવેદ્ બોધ સ્વરૂપસત્તાયાઃ ॥૧૬॥**

જો કે પોતાના જ અનુભવત્વથી આત્માનું અનુભાવ્યત્વ નથી, છતાં પણ તેની ત્રણે કાલમાં બોધસ્વરૂપ સત્તાથી એક કાલમાં પણ અભાવની શંકાને સ્થાન નથી. ૧૬

**અનુભવતિ વિશ્વમાત્મા, વિશ્વેનાસૌ ન ચાનુભૂયેત ।**
**ન ખલુ પ્રકાશ્યતેઽસૌ, વિશ્વમશેષં પ્રકાશયન્ ભાનુઃ ॥૧૭॥**

આત્મા વિશ્વને અનુભવે છે, પણ વિશ્વથી આ અનુભવાતો નથી. સૂર્ય સમગ્ર વિશ્વને પ્રકાશે છે, પણ આ વિશ્વથી સૂર્ય પ્રકાશતો નથીજ. ૧૭

**તદિદં તાદૃશમીદૃશમેતાવત્તાવદિતિ ચ યન્ન ભવેત્ ।**
**બ્રહ્મ તદિત્યવધેયં, નો ચેદ્વિષયો ભવેત્ પરોક્ષં ચ ॥૧૮॥**

તે, આ, તેવું, આવું, આટલું તે તેટલું આવાભાવવાળું જે નથી તે બ્રહ્મ છે એમ જાણવું, જો આમ ન હોય તો વિષય પરોક્ષ થાય. ૧૮

**ઈદમિદમિતિ પ્રતીતે, વસ્તુનિ સર્વત્ર બાધ્યમાનેઽપિ ।**
**અનિદમબાધ્યં તત્ત્વં, સત્ત્વાદેતસ્ય ન ચ પરોક્ષત્વમ્ ॥૧૯॥**

આ, આ, એમ પ્રતીત થતી વસ્તુઓ સર્વત્ર બાધ્યમાન થતાં છતાં પણ આ નહિ, એવું જે અબાધ્ય તત્ત્વ છે તે બ્રહ્મ છે, આ બ્રહ્મનું ત્રણે કાલમાં અસ્તિત્વ હોવાથી પરોક્ષપણાનો અસંભવ છે. ૧૯

**નાવેદ્યમપિ પરોક્ષં, ભવતિ બ્રહ્મ સ્વયંપ્રકાશત્વાત્ ।**
**સત્યં જ્ઞાનમનતં, બ્રહ્મેત્યેતસ્ય લક્ષણં પ્રથતે ॥૨૦॥**

સ્વયંપ્રકાશપણાથી બ્રહ્મ અવેદ્ય છતાં પણ પરોક્ષ નથી. સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે એમ શ્રુતી ભગવતી પણ આ બ્રહ્મનું લક્ષણ બતાવે છે. ૨૦

**સતિ કોશશક્ત્યુપાધૌ, સંભવતસ્તસ્ય જીવતેશ્વરતે ।**
**નોચેત્તયોરભાવા દ્વિગતવિશેષં વિભાતિ નિજરૂપમ્ ॥૨૧॥**

કોશ અને માયા ઉભયરૂપ ઉપાધિ હોય ત્યાં સુધી જ તે બ્રહ્મનું જીવપણું અને ઇશ્વરપણું ઘટે છે, અને જો આમ ન હોય તો તે બંનેના અભાવથી વિગત–વિશેષ નિજરૂપ પ્રકાશે છે. ૨૧

**સતિ સકલદૃશ્યબાધે, ન કિમપ્યસ્તીતિ લોકસિદ્ધં ચેત્ ।**
**યન્ન કિમપીતિ સિદ્ધં, બ્રહ્મ તદેવેતિ વેદતઃ સિદ્ધમ્ ॥૨૨॥**

સમગ્ર દૃશ્ય પ્રપંચનો બાધ થઈ જતાં કાંઈ પણ રહેતું નથી એમ લોકપ્રસિદ્ધ વાર્તા છે; અને જો આમ હોય તો જે કાંઇ પણ રહેતું નથી એમ જે સિદ્ધ છે તેજ બ્રહ્મ છે એમ વેદો દ્વારા સિદ્ધ થયેલું છે. ૨૨

**એવમપિ વિરહિતાનાં, તત્ત્વમસીત્યાદિવાક્ય ચિન્તનયા ।**
**પ્રતિભાત્યેવ પરોક્ષવદાત્મા પ્રત્યક્ પ્રકાશમાનોઽપિ ॥૨૩॥**

આમ છતાં પણ તત્ત્વમસ્યાદિ મહાવાક્યોના ચિંતનથી વિરહિત પુરૂષોને આ પ્રત્યાગાત્મા પ્રકાશમાન છતાં પણ પરોક્ષ જેવો જ પ્રતીત થાય છે. ૨૩

**તસ્માત્પદાર્થ શોધનપૂર્વક વાક્યસ્ય ચિન્તયન્નર્થમ્ ।**
**દૈશિક દયા પ્રભાવાદપરોક્ષયતિ ક્ષણેન ચાત્માનમ્ ॥૨૪॥**

તેટલા જ માટે પદાર્થ શોધનપૂર્વક વાક્યાર્થનું ચિંતન કરતો છતો મુમુક્ષુ શ્રીસદ્‌ગુરૂની દયાના પ્રભાવથી ઘણાજ થોડા સમયમાં આત્માનો દૃઢ અપરોક્ષાનુભવ કરે છે. ૨૪

**દેહેન્દ્રિયાદિ ધર્માનાત્મન્યારોપયન્નભેદેન ।**
**કર્તૃત્વાદ્યભિમાની બોધઃ સ્યાત્વંપદસ્ય વાચ્યોઽર્થઃ ॥૨૫॥**

દેહેંદ્રિયાદિના ધર્મોને આત્મામાં અભેદભાવે આરોપીને જે કર્તાપણાદિના અભિમાનવાળો બોધ છે, તે ત્વંપદનો વાચ્યાર્થ છે. ૨૫

**દેહાહન્તેન્દ્રિયાણાં, સાક્ષી તેભ્યો વિલક્ષણત્વેન ।**
**પ્રતિભાતિ યોઽવબોધઃ પ્રોક્તોઽસૌ ત્વંપદસ્ય લક્ષ્યોઽર્થઃ ॥૨૬॥**

દેહ, અહંકાર અને ઈંદ્રિયોનો સાક્ષીભૂત હોઇ તે સર્વથી વિલક્ષપણા વડે જે ભાસે છે તે અવબોધ ત્વંપદનો લક્ષ્યાર્થ કહ્યો છે. ૨૬

**વેદાવસાનવાચા, સંવેદ્યં સકલજગદુપાદાનમ્ ।**
**સર્વજ્ઞતાદ્યુપેતં, ચૈતન્યં તત્પદસ્ય વાચ્યોઽર્થઃ ॥૨૭॥**

વેદના અંતિમભાગરૂપ ઉપનિષદોના વાક્યોથી જે સારી રીતે જાણવા યોગ્ય છે અને જે સર્વ જગતના ઉપાદાન કારણભૂત છે, તે સર્વજ્ઞતાદિ ધર્મોવાળું ચૈતન્ય તત્પદનો વાચ્યાર્થ છે. ૨૭

**વિવિધોપાધિવિમુકતં, વિશ્વાતીતં વિશુદ્ધમદ્વૈતમ્ ।**
**અક્ષરમનુભવવેદ્યં, ચૈતન્યં તત્પદસ્ય લક્ષ્યોઽર્થઃ ॥૨૮॥**

અનેક પ્રકારની ઉપાધિઓથી વિમુક્ત, વિશ્વથી અતીત, વિશુદ્ધ, અદ્વૈત, વિનાશ વિનાનું અને અનુભવથી જ જાણવા યોગ્ય જે ચૈતન્ય તે તત્પદનો લક્ષ્યાર્થ છે. ૨૮

**સામાનાધિકરણ્યં, તદનુ વિશેષણ વિશેષ્યતા ચેતિ ।**
**અથ લક્ષ્ય લક્ષકત્વં, ભવતિ પદાર્થાત્મનાં ચ સંબંધઃ ॥૨૯॥**

પહેલા સામાનાધિકરણ્ય, તે પછી વિશેષણ–વિશેષ્યતા અને તે પછી લક્ષ્ય–લક્ષકત્વ આ પ્રમાણે પદ અને અર્થરૂપ આત્માનો ત્રિવિધ સંબંધ છે. ૨૯

**એકત્ર વૃત્તિરર્થે, શબ્દાનાં ભિન્ન વૃત્તિ હેતૂનામ્ ।**
**સામાનાધિકરણ્યં, ભવતીત્યેવં વદન્તિ લાક્ષણિકાઃ ॥૩૦॥**

ભિન્ન ભિન્ન વૃત્તિના હેતુભૂત શબ્દોનું એક અર્થમાં રહેવું તે સામાનાધિકરણ્ય છે, એમ લાક્ષણિકો કહે છે. ૩૦

**પ્રત્યક્ત્વપરોક્ષત્વે, પરિપૂર્ણત્વં ચ સદ્વિતીયત્વમ્ ।**
**ઇતિરેતરં વિરૂદ્ધં, તત ઇહ ભવિતવ્યમેવ લક્ષણયા ॥૩૧॥**

પ્રત્યકત્વ અને પરોક્ષત્વ તથા પરિપુર્ણત્વ અને સદ્વિતીય એક એકથી વિરૂદ્ધ છે; તેથી અહિં લક્ષણા વડે જ અર્થ થવો જોઇએ. ૩૧

**માનાન્તરોપરોધે, મુખ્યાર્થસ્યાપરિગ્રહે જાતે ।**
**મુખ્યાવિના કૃતેઽર્થે, યા વૃત્તિઃ સૈવ લક્ષણા પ્રોક્તા ॥૩૨॥**

અન્ય (પ્રત્યક્ષાદિ) પ્રમાણના વિરોધ વડે મુખ્યાર્થનું અગ્રહણ થવાથી મુખ્યાર્થના સંબંધમાં જે વૃત્તિ તેજ લક્ષણા કહી છે. ૩૨

**નિખિલમપિ વાચ્યમર્થં, ત્યક્ત્વા વૃત્તિસ્તદન્વિતેઽન્યાર્થે ।**
**જહતીતિ લક્ષણા સ્યાદ્ ગંગાયાં ઘોષ ઇતિ વદત્ર ન ગ્રાહ્યા ॥૩૩॥**

સમસ્ત વાચ્યાર્થનો ત્યાગ કરીને તેના સંબંધી અન્ય અર્થમાં જે વૃત્તિ તે જહત્લક્ષણા છે. 'ગંગામાં વાડો' એની પેઠે અહિં ગ્રાહ્ય નથી. ૩૩

**વાચ્યાર્થમત્યજન્ત્યા, યસ્યા વૃત્તેઃ પ્રવૃત્તિરન્યાર્થે ।**
**ઇયમજહતીતિ કથિતા, શોણો ધાવતિ વદત્ર ન ગ્રાહ્યા ॥૩૪॥**

વાચ્યાર્થને નહિ ત્યજનારી જે વૃત્તિની અન્ય અર્થમાં પ્રવૃત્તિ આ અજહત્ કહી છે. 'રાતો દોડે છે' એની પેઠે અહિં ગ્રાહ્ય નથી. ૩૪

**જહદજહદિતિ સા સ્યાદ્યા વાચ્યાર્થૈક દેશમપહાય ।**
**બોધયતિ ચૈકદેશં, સોઽયં દ્વિજ ઇતિવદાશ્રયેદેનામ્ ॥૩૫॥**

જે વાચ્યાર્થના એક દેશનો ત્યાગ કરીને એક દેશનો બોધ કરે છે, તે જહદજહત્ લક્ષણા છે, 'તે આ દ્વિજ' એની પેઠે મુમુક્ષુ એનો આશ્રય કરે. ૩૫

**સોઽયં દ્વિજ ઇતિ વાક્યં, ત્યક્ત્વા પ્રત્યક્પરોક્ષદેશાદ્યમ્ ।**
**દ્વિજમાત્રલક્ષકત્વાત્ કથયત્યૈક્યં પદાર્થયોરુભયોઃ ॥૩૬॥**

'તે આ દ્વિજ' આ વાક્ય પ્રત્યક્ષ, પરોક્ષ અને દેશાદિનો ત્યાગ કરીને દ્વિજમાત્રલક્ષત્વથી બંને પદના અર્થનું એકપણું કહે છે. ૩૬

**તદ્વત્તત્ત્વમસીતિ, ત્યક્ત્વા પ્રત્યક્ પરોક્ષતાદીનિ ।**
**ચિદ્વસ્તુ લક્ષયિત્વા બોધયતિ સ્પષ્ટમસિ પદેનૈક્યમ્ ॥૩૭॥**

તેની જ પેઠે 'તત્ત્વમસિ' આ મહાવાક્ય પણ પ્રત્યક્ષ અને પરોક્ષાતાદિનો ત્યાગ કરીને ચિદ્વસ્તુને જણાવીને 'અસિ' આ પદથી સ્પષ્ટ ઐક્યનો બોધ કરે છે. ૩૭

**ઇત્થં બોધિતમર્થં, મહતા વાક્યેન દર્શિતૈક્યેન ।**
**અહમિત્યપરોક્ષયતાં, વેદો વેદયતિ વીતશોકત્વમ્ ॥૩૮॥**

આવી રીતે જીવ–બ્રહ્મનું ઐક્ય બતાવનાર મહાવાક્યથી બોધેલા અર્થને હું સચ્ચિદાનંદ આત્મા છું એમ અપરોક્ષપણે જાણનારને માટે વેદભગવાન્ અશોકપણું જણાવે છે. ૩૮

**પ્રાયઃ પ્રવર્તકત્વં, વિધિવચસાં લોકવેદયોર્દષ્ટમ્ ।**
**સિદ્ધં બોધયતોઽર્થં, કથમેતદ્ભવતિ તત્ત્વમસ્યાદેઃ ॥૩૯॥**

ઘણું કરીને વિધિવાક્યોનું પ્રવર્તકત્વ લોક અને વેદમાં જોયું છે. સિદ્ધ અર્થનો બોધ કરનાર આ તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનું પ્રવર્તકત્વ કેવી રીતે ઘટે ? ૩૯

**વિધિરેવ ન પ્રવૃત્તિં, જનયત્યભિલષિત વસ્તુબોધોઽપિ ।**
**રાજા યાતિ સુતોઽભૂદિતિ બોધેન પ્રવર્તતે લોકઃ ॥૪૦॥**

વિધિવાક્યો જ પ્રવૃતિ ઉપજાવે છે એમ નથી, ઇચ્છિત વસ્તુનો બોધ પણ પ્રવૃત્તિ ઉપજાવે છે. જેમકે "રાજા જાય છે," "પુત્ર થયો" આ બોધથી પણ લોક પ્રવર્તે છે. ૪૦

**ઐક્યપરૈઃ શ્રુતિવાક્યૈરાત્મા શશ્વત્પ્રકાશમાનોઽપિ ।**
**દૈશિકદયા વિહીનૈરપરોક્ષયિતું ન શક્યતે પુરૂષૈઃ ॥૪૧॥**

આત્મા શાશ્વત પ્રકાશવાળો છે, તો પણ શ્રી સદ્ગુરૂની દયા વિનાના શઠપુરૂષો વડે જીવ–બ્રહ્મનું ઐક્ય પ્રતિપાદન કરનાર શ્રુતિ-વાક્યોથી અપરોક્ષ કરી શકાય તેમ નથી. ૪૧

**વિરહિતકામ્યનિષિદ્ધો, વિહિતાનુષ્ઠાન નિર્મલ સ્વાન્તઃ ।**
**ભજતિ સ્વમેવ બોધં, ગુરૂણા કિમિતિ ત્વયા ન મન્તવ્યમ્ ॥૪૨॥**

કામ્ય અને નિષિદ્ધ કર્મથી અત્યંત રહિત અને વિહિત કર્માનુ-ષ્ઠાનથી નિર્મલ થયેલા અંતઃકરણવાળો પોતે પોતાની મેળે જ બોધને પામે છે, તો ગુરૂની શી આવશ્યકતા છે? એમ તારે માનવા યોગ્ય નથી. ૪૨

**કર્મભિરેવ ન બોધઃ, પ્રભવતિ ગુરૂણા વિના દયાનિધિના ।**
**આચાર્યવાન્ હિ પુરૂષો, વેદેત્યર્થસ્ય વેદસિદ્ધત્વાત્ ॥૪૩॥**

ગુરૂવાળો પુરૂષ જ આત્માને જાણે છે" આમ અર્થનું સિદ્ધત્વ હોવાથી દયાસિંધુ સદ્ગુરૂ વિના કર્મોથી જ જ્ઞાન ઉત્પન્ન થતું નથી.૪૩

## સ્વતઃસિદ્ધ વેદ

**વેદોઽનાદિતયા વા, યદ્વા પરમેશ્વર પ્રણીતતયા ।**
**ભવતિ પરમપ્રમાણં, બોધો નાસ્તિ સ્વતશ્ચ પરતો વા ॥૪૪॥**

વેદ અનાદિપણાથી અને પરમેશ્વરપ્રણીતપણાથી પરમપ્રમાણ રૂપ મનાય છે. પોતાની મેળે વા અન્યથી આત્મજ્ઞાનનો સંભવ નથી. ૪૪

**નાપેક્ષતે યદન્યદ્યદપેક્ષન્તેઽખિલાનિ માનાનિ ।**
**વાક્યં તન્નિગમાનાં, માનં બ્રહ્માદ્યતીન્દ્રિયાવગતૌ ॥૪૫॥**

જે કોઈ બીજાની અપેક્ષા કરતું નથી, પણ જેની અપેક્ષા સર્વ પ્રમાણો કરે છે, તે વેદોનું વાક્ય બ્રહ્મ આદિ અતીન્દ્રિય વસ્તુના જ્ઞાનમાં પ્રમાણરૂપ છે. ૪૫

**માનં પ્રબોધયન્તં, બોધં માનેન યે બુભુત્સન્તે ।**
**એધોભિરેવ દહનં, દગ્ધું વાઞ્છન્તિ તે મહાત્માનઃ ॥૪૬॥**

પ્રમાણોને પ્રકાશનાર બોધસ્વરૂપ આત્માને જેઓ પ્રમાણથી જાણવાને ચાહે છે, તે મહાત્માઓ લાકડાં વડે જ અગ્નિને બાળવાને ચાહે છે. ૪૬

**વેદોઽનાદિરમુષ્ય, વ્યંજક ઇશઃ સ્વયંપ્રકાશાત્મા ।**
**તદભિવ્યક્તિમુદીક્ષ્ય, પ્રોક્તોઽસૌ સૂરિભિઃ પ્રમાણમિતિ ॥૪૭॥**

વેદો અનાદિ છે, આ વેદોના પ્રકાશક સ્વયંપ્રકાશ સ્વરૂપ ઇશ્વર છે. તે ઇશ્વરના અભિવ્યક્તપણાને ઉદ્દેશીને તેમના નિઃશ્વાસરૂપ આ વેદો પ્રમાણભૂત છે એમ પુર્વાચાર્યોએ કહેલું છે. ૪૭

**રૂપાણામવલોકે, ચક્ષુરિવાન્યન્ન કારણં દૃષ્ટમ્ ।**
**યદ્વદદૃષ્ટાવગતૌ, વેદવદન્યો ન વેદકો હેતુઃ ॥૪૮॥**

જેમ રૂપોના અવલોકનમાં ચક્ષુના જેવું બીજું કોઈ કારણ નથી, તેમ દૃષ્ટિના અવિષયરૂપ આત્માના જ્ઞાનમાં વેદના જેવો બીજો કોઈ જ્ઞાન–હેતુ નથી. ૪૮

**નિગમેષુ નિશ્ચિતાર્થં, તંત્રે કશ્ચિદ્યદિ પ્રકાશયતિ ।**
**તદિદમનુવાદમાત્રં, પ્રામાણ્યં તસ્ય સિદ્ધ્યતિ ન કિંચિત્ ॥૪૯॥**

જો વેદોમાં નિશ્ચિત કરેલા અર્થને અન્ય કોઇ શાસ્ત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યો હોય તો તે આ વેદોનો અનુવાદમાત્ર છે. તે શાસ્ત્રનું વેદોની પેઠે કાંઇપણ પ્રમાણપણું સિદ્ધ થતું નથી. ૪૯

**અંશદ્વયવતિ નિગમે, સાધયતિ દ્વૈતમેક એવાંશઃ ।**
**અદ્વૈતમેવ વસ્તુ, પ્રતિપાદયતિ પ્રસિદ્ધમપરોંઽશઃ ॥૫૦॥**

બે અંશવાળા વેદમાં એક અંશ દ્વૈતનુંજ પ્રતિપાદન કરે છે અને બીજો અંશ પ્રસિદ્ધ અદ્વૈતનુંજ પ્રતિપાદન કરે છે. ૫૦

**અદ્વૈતમેવ સત્યં, તસ્મિન્ દ્વૈતં હ્યસત્યમધ્યસ્તમ્ ।**
**રજતમિવ શુક્તિકાયાં, મૃગ તૃષ્ણાયામિવોદક સ્ફુરણમ્ ॥૫૧॥**

અદ્વૈતજ સત્ય છે અને તેમાં છીપમાં રૂપાની પેઠે અને મૃગતૃષ્ણામાં જલના સ્ફુરણની પેઠે અસત્ય દ્વૈત આરોપિત છે. ૫૧

**આરોપિતં યદિ સ્યાદદ્વૈતં વસ્ત્વવસ્તુનિ દ્વૈતે ।**
**યુક્તં નૈવ તદા સ્યાત્સત્યેऽધ્યાસો ભવત્યસત્યાનામ્ ॥૫૨॥**

જો અસત્ય દ્વૈતમાં અદ્વૈત બ્રહ્મ આરોપિત છે એમ કહો તો તે યુક્ત નથી. કારણ કે સત્યમાં અસત્યોનો અધ્યાસ થાય છે. ૫૨

**યદ્યોરોપણમુભયોસ્તદ્વ્યતિરિક્તસ્ય કસ્યચિદભાવાત્ ।**
**આરોપણં ન શૂન્યે, તસ્માદદ્વૈતસત્યતા ગ્રાહ્યા ॥૫૩॥**

જો સત્ય–અસત્ય ઉભયનું આરોપણ હોય તો તે બંનેથી જુદા કોઇ પદાર્થના અભાવથી અસંભવિત છે. આરોપણ શૂન્યમાં થાય નહિ; તેથી અદ્વૈત–સત્યતા ગ્રહણ કરવા યોગ્ય છે. ૫૩

**પ્રત્યક્ષાદ્યનવગતં, શ્રુત્યા પ્રતિપાદનીયમદ્વૈતમ્ ।**
**દ્વૈતં ન પ્રતિપાદ્યં, તસ્ય સ્વયમેવ લોકસિદ્ધત્વાત્ ॥૫૪॥**

પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જાણી શકાતું નથી એવું અદ્વૈત બ્રહ્મ શ્રુતિવડે પ્રતિપાદન કરવા યોગ્ય છે. દ્વૈત પ્રતિપાદ્ય નથી, કારણકે તેનું પોતાની મેળે જ લોકસિદ્ધપણું હોવાથી. ૫૪

**અદ્વૈતં સુખરૂપં, દુઃસહદુઃખં સદા ભવેદ્દ્વૈતમ્ ।**
**યત્ર પ્રયોજનં સ્યાત્પ્રતિપાદયતિશ્રુતિસ્તદેવાસૌ ॥૫૫॥**

અદ્વૈત આનંદસ્વરૂપ છે અને દ્વૈત સદા દુઃસહ દુઃખરૂપ છે. જેમાં પ્રયોજન છે, તેજ આ શ્રુતિ પ્રતિપાદન કરે છે. ૫૫

## જીવત્વ-નિરૂપણ

**નિગમગિરા પ્રતિપાદ્યં, વસ્તુ યદાનન્દરૂપમદ્વૈતમ્ ।**
**સ્વાભાવિક સ્વરૂપં, જીવત્વં તસ્ય કેચન બ્રુવતે ॥૫૬॥**

વેદવચનથી પ્રતિપાદિત જે આનંદરૂપ અદ્વૈત વસ્તુ છે, તેનું જીવત્વ સ્વાભાવિક સ્વરૂપ છે એમ કોઇ મુઢબુદ્ધિવાળા કહે છે. ૫૬

**સ્વાભાવિકં યદિ સ્યાજ્જીવત્વં તસ્ય વિશદવિજ્ઞપ્તેઃ ।**
**સકૃદપિ ન તદ્વિનાશં, ગચ્છેદુષ્ણ પ્રકાશવદ્વહ્નેઃ ॥૫૭॥**

જો તે વિશુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ આત્માનું જીવત્વ સ્વાભાવિક હોય તો તેનો અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેઠે કદિપણ વિનાશ થાય નહિ. ૫૭

**યદ્વદયોરસવિદ્ધં, કાંચનતાં યાતિ તદ્વદેવાસૌ ।**
**જીવઃ સાધનશક્ત્યા, પરતાં યાતીતિ કેચિદિચ્છન્તિ ॥૫૮॥**

રસથી વિંધાયેલું લોઢું જેમ કંચનપણાને પામે છે, તેમજ આ જીવ સાધનશક્તિ વડે પરબ્રહ્મપણાને પામે છે એમ કોઇ અજ્ઞાનીઓ ઇચ્છે છે. ૫૮

**તદિદં ભવતિ ન યુક્તં, ગતવતિ તસ્મિંશ્ચિરેણ રસવીર્યે ।**
**પ્રતિપદ્યતે પ્રણાશં, હૈમો વર્ણોઽપ્યયઃ સમારૂઢઃ ॥૫૯॥**

તે આ યુક્તિયુક્ત નથી, કારણકે ચિરકાલે રસ–વીર્ય ઉડી જતાં છતાં તે લોઢામાં રહેલું કંચનપણું વિનાશને પામે છે. અર્થાત્ લોઢું પાછું લોઢારૂપજ થઇ જાય છે. ૫૯

**જીવત્વમપિ તથેદં, બહુવિધ સુખદુઃખલક્ષણોપેતમ્ ।**
**ગતમિવ સાધનશક્ત્યા, પ્રતિભાત્યેવ પ્રયાતિ ન વિનાશમ્ ॥૬૦॥**

તેજ પ્રમાણે અનેક પ્રકારનાં સુખ–દુઃખ લક્ષણવાળું આ જીવત્વ પણ સાધનશક્તિથી ગયેલાના જેવું જણાય છે જ, પણ વિનાશને પામતું નથી. ૬૦

**તસ્માત્સ્વતો યદિ સ્યાજ્જીવઃ સતતં સ એવ જીવઃ સ્યાત્ ।**
**એવં યદિ પરમાત્મા, પરમાત્મૈવાયમિતિ ભવેદ્યુક્તમ્ ॥૬૧॥**

તેટલા માટે જો જીવ સ્વતઃ જીવજ હોય તો તે સદાને માટે જીવરૂપજ રહે. એવી રીતે જો જીવ પરમાત્મા હોય તો આ પરમાત્માજ છે એમ માનવું યુક્ત થાય. ૬૧

**યદિ વા પરેણ સામ્યં, જીવશ્ચેદ્વ્રજતિ સાધનબલેન ।**
**કાલેન તદપિ કિયતા, નશ્યત્યેવેતિ નિશ્ચિતં સકલૈઃ ॥૬૨॥**

જો સાધનબલથી જીવ પરબ્રહ્મની સમાનતાને પામતો હોય તો કેટલોક કાલ વિત્યા પછી તે નાશ પામે છેજ, એમ સર્વ મહાપુરૂષોએ નક્કી કર્યું છે. ૬૨

**તસ્માત્પરં સ્વકીયં, મોહં મોહાત્મકં ચ સંસારમ્ ।**
**સ્વજ્ઞાનેન જહિત્વા, પૂર્ણઃ સ્વયમેવ શિષ્યતે નાન્યત્ ॥ ૬૩ ॥**

તેથી પરમ સ્વકીય મોહને અને મોહાત્મક સંસારને સ્વસ્વરૂપના જ્ઞાનવડે ત્યજીને બ્રહ્મવેત્તા પોતે પૂર્ણ સ્વરૂપેજ અવશેષ રહે છે, અન્ય કાંઇ પણ રહેતું નથી. ૬૪

**સત્યં જ્ઞાનમનંતં, પ્રકૃતં પરમાત્મ સ્વરૂપમદ્વૈતમ્ ।**
**અવબોધયન્તિ નિખિલાઃ,શ્રુતયઃ સ્મૃતિભિઃ સમં સમસ્તાભિઃ ॥૬૪॥**

સત્ય, જ્ઞાન, અનંત, પ્રકૃત, પરમાત્મારૂપ અને અદ્વૈતને સર્વે શ્રુતિઓ સમસ્ત સ્મૃતિ સહિત પ્રતિપાદન કરે છે. ૬૪

**એકત્વબોધકાનાં, નિખિલાનાં નિગમ વાક્ય જાલાનામ્ ।**
**વાક્યાન્તરાણિ સકલાન્યભિધીયન્તે સ્મ શેષભૂતાનિ ॥ ૬૫ ॥**

સકલ અવાંતરવાક્યોને એકત્વનો બોધ કરનાર નિખિલ નિગમ વાક્ય સમૂહના શેષભૂત કહે છે. ૬૫

**યસ્મિન્મિહિરવદુદિતે, તિમિરવદપયાન્તિકર્તૃતાદીનિ ।**
**જ્ઞાનં વિરહિતભેદં, કથમેતદ્ભવતિ તત્ત્વમસ્યાદેઃ ॥ ૬૬ ॥**

શંકા—જે સૂર્યની પેઠે ઉદય થવાથી અંધારાની પેઠે કર્તાપણાદિને દૂર કરે છે, તે આ ભેદ વિનાનું જ્ઞાન તત્ત્વમસિઆદિ મહાવાક્યોથી કયા પ્રકારે થાય? ૬૬

**કર્મ પ્રકરણનિષ્ઠં, જ્ઞાનં કર્માંગમિષ્યતે પ્રાજ્ઞઃ ।**
**ભિન્નપ્રકરણભાજઃ, કર્માંગત્વં કથં ભવેજ્જ્ઞપ્તેઃ ॥ ૬૭ ॥**

સમાધાન—કર્મ પ્રકરણમાં રહેલું જ્ઞાન પ્રાજ્ઞપુરૂષોવડે કર્માંગરૂપ કહેવાય છે. ભિન્ન પ્રકરણવાળા જ્ઞાનનું કર્માંગપણું કેવી રીતે થાય? ૬૭

**અધિકારિવિષયભેદૌ, કર્મજ્ઞાનાત્મકાવુભૌ કાંડૌ ।**
**એવંસતિ કથમનયોરંગાંગિત્વં પરસ્પરં ઘટતે ॥ ૬૮ ॥**

અધિકારી અને વિષયભેદવાળા કર્મ અને જ્ઞાનરૂપ બે કાંડ છે. આ પ્રમાણે હોવાથી આ બંનેનું પરસ્પર અંગ–અંગીપણું કેવી રીતે ઘટે ? ૬૮

**જ્ઞાનં કર્મણિ ન સ્યાજ્જ્ઞાને, કર્મેદમપિ તથા ન સ્યાત્ ।**
**કથમનયોરુભયોસ્તત્તપનતમોવત્સમુચ્ચયો ઘટતે ॥ ૬૯ ॥**

જેમ કર્મમાં જ્ઞાન સંભવતું નથી, તેમ જ્ઞાનમાં આ કર્મ પણ સંભવતું નથી; તેથી સૂર્ય અને અંધારાની પેઠે આ બંનેનો સમુચ્ચય કેવી રીતે ઘટે ? ૬૯

**તસ્માન્મોહનિવૃત્તૌ જ્ઞાનં ન સહાયમન્યદર્થયતે ।**
**યદ્વદ્ઘનતરતિમિર પ્રકરપરિધ્વંસને સહસ્રાંશુઃ ॥ ૭૦ ॥**

તેથી મોહ નિવૃત્તિમાં જ્ઞાન અન્યની સહાયની અપેક્ષા કરતું નથી; જેમ ઘણા ઘાટા અંધારાના સમૂહને દૂર કરવામાં સૂર્ય અન્યની અપેક્ષા કરતો નથી તેમ. ૭૦

**જ્ઞાનં તદેવમમલં સાક્ષી વિશ્વસ્ય ભવતિ પરમાત્મા ।**
**સંબધ્યતે ન ધર્મૈઃ સાક્ષી તૈરેવ સચ્ચિદાનન્દઃ ॥ ૭૧ ॥**

તેજ નિર્મલજ્ઞાનસ્વરૂપ વિશ્વના સાક્ષી પરમાત્મા છે. તે સચ્ચિદાનંદ સાક્ષી તે ધર્મોથી સંબદ્ધ થતો નથી. ૭૧

**રજ્જ્વાદેરુરગાદ્યૈઃ સંબન્ધવદસ્ય દૃશ્યસંબન્ધઃ ।**
**સતતમસંગોઽયમિતિ શ્રુતિરપ્યમુમર્થમેવ સાદયતિ ॥ ૭૨ ॥**

રજ્જુઆદિનો સર્પાદિની સાથે સંબંધ છે તેની પેઠે આ સાક્ષીનો દૃશ્યની સાથે સંબંધ છે. "આ અસંગ છે" એમ શ્રુતિ પણ આ અર્થનેજ પ્રતિપાદન કરે છે. ૭૨

**કર્તૃ ચ કર્મ ચ યસ્ય સ્ફુરતિ બ્રહ્મૈવ તન્ન જાનાતિ ।**
**યસ્ય ન કર્તૃ ન કર્મ સ્ફુટતરમયમેવ વેદિતું ક્રમતે ॥૭૩॥**

કર્તૃ અને કર્મ જેને સ્ફુરે છે તે બ્રહ્મજ છે. કર્તૃ અને કર્મ બ્રહ્મને જાણતાં નથી. કર્તૃ અને કર્મ જેને નથી આ જ સ્ફુટતર જાણવાનો આરંભ કરે છે. ૭૩

**કર્તૃત્વાદિકમેતન્માયાશકત્યા પ્રતીયતે નિખિલમ્ ।**
**ઇતિ કેચિદાહુરેષા ભ્રાન્તિર્બ્રહ્માતિરેકતો નાન્યત્ ॥ ૭૪ ॥**

આ સમસ્ત કર્તૃત્વાદિક માયાશક્તિથી પ્રતીત થાય છે, એમ કોઇ કહે છે. આ ભ્રાંતિ છે, કારણ કે બ્રહ્મથી અતિરિક્ત અન્ય કાંઇ પણ નથી. ૭૪

**તસ્મિન્ બ્રહ્મણિ વિદિતે વિશ્વમશેષં ભવેદિદં વિદિતમ્ ।**
**કારણમૃદિ વિદિતાયાં ઘટકરકાદ્યા યથાવગમ્યન્તે ॥ ૭૫ ॥**

જેમ કારણરૂપ માટીનું જ્ઞાન થવાથી ઘડા અને કમંડલુ આદિનું જ્ઞાન થાય છે, તેમ તે બ્રહ્મનું જ્ઞાન થવાથી આ સમગ્ર વિશ્વ વિદિત થાય છે. ૭૫

**તદિદં કારણમેકં વિગતવિશેષં વિશુદ્ધચિદ્રૂપમ્ ।**
**તસ્માત્સદેકરૂપાન્માયોપહિતાદભૂદશેષમિદમ્ ॥ ૭૬ ॥**

વિગત–વિશેષ, વિશુદ્ધ અને ચિદ્રૂપ તે આ એક કારણ છે; તે સદ્રૂપ, એકસ્વરૂપ અને માયોપહિત બ્રહ્મથી આ સમગ્ર દશ્ય જગત્ ઉત્પન્ન થયું છે. ૭૬

**કારણમસદિતિ કેચિત્ કથન્ત્યસતો ભવેન્ન કારણતા ।**
**અંકુરજનનીશક્તિઃ સતિ ખલુ બીજે સમીક્ષ્યતે સકલૈઃ ॥૭૭॥**

"કારણ અસત્ છે" એમ કોઇ કહે છે. અસત્‌ને કારણતા નથી. ખરેખર, બીજ હોવાથી અંકુર ઉત્પન્ન કરનારી શક્તિ સર્વ વડે જોવાય છે. ૭૭

**કારણમસદિતિ કથયન્ વન્ધ્યાપુત્રેણ નિર્વહેત્કાર્યમ્ ।**
**કિં ચ મૃગતૃષ્ણિકામ્ભઃ પીત્વોદન્યાં મહીયસીં શમયેત્ ॥૭૮॥**

"કારણ અસત્ છે" એમ કહેનાર વંધ્યાપુત્રથી કાર્ય-નિર્વાહ કરે, અને મૃગતૃષ્ણાનું પાણી પીને મહાન્ તૃષાને શમાવે. ૭૮

**યસ્માન્ન સોઽયમસતો વાદઃ સંભવતિ શાસ્ત્રયુક્તિભ્યામ્ ।**
**તસ્માત્સદેવ તત્ત્વં સર્વેષાં કારણં ભવતિ જગતામ્ ॥ ૭૯ ॥**

જેથી તે આ અસત્વાદ શાસ્ત્ર અને યુક્તિથી સંભવતો નથી, તેથી સદ્રૂપ આત્માજ સર્વ જગત્નું કારણ છે. ૭૯

**જગદાકારતયાપિ પ્રથતે ગુરૂશિષ્યવિગ્રહતયાપિ ।**
**બ્રહ્માદ્યાકારતયાપિ પ્રતિભાતીદં પરાત્પરં તત્ત્વમ્ ॥ ૮૦ ॥**

પરથી પર રહેલું આ આત્મતત્ત્વ જગદાકારપણાથી અને ગુરૂ-શિષ્યના શરીરપણાથી પણ પ્રકટ થાય છે. તેમજ બ્રહ્માદિના આકારપણાથી પણ પ્રતીત થાય છે. ૮૦

**સત્યં જગદિતિ ભાનં સંસૃતયે સ્યાદપકવચિત્તાનામ્ ।**
**તસ્માદસત્યમેતન્નિખિલં પ્રતિપાદયન્તિ નિગમાન્તાઃ ॥ ૮૧ ॥**

"જગત્ સત્ય છે" આવા પ્રકારનું ભાન અપકવ ચિત્તવૃત્તિ-વાળાઓને સંસારાર્થે થાય છે, તેથી "આ સમગ્ર જગત્ અસત્ય છે." એમ વેદાન્તશાસ્ત્રો પ્રતિપાદન કરે છે. ૮૧

**પરિપકવમાનસાનાં પુરૂષવરાણાં પુરાતનૈઃ સુકૃતૈઃ ।**
**બ્રહ્મૈવેદં સર્વં જગદિતિ ભૂયઃ પ્રબોધયત્યેષઃ ॥ ૮૨ ॥**

પુરાણાં સુકૃતોવડે પરિપકવ થયેલાં મનવાળા શ્રેષ્ઠ પુરૂષોને "આ સમગ્ર જગત્ બ્રહ્મરૂપજ છે" એમ વારંવાર આ વેદાંત-શાસ્ત્રો ઉપદેશ કરે છે. ૮૨

**અનવગતકાંચનાનાં ભૂષણધીરેવ ભૂષણે હૈમે ।**
**એવમવિવેકભાજાં જગતિ જનાનાં ન તાત્ત્વિકીધિષણા ॥૮૩॥**

સોનાને નહિ જાણનાર પુરૂષોને સોનાના ભૂષણમાં ભૂષણની બુદ્ધિ જ છે, એજ પ્રમાણે અવિવેકવાળા પુરૂષોને જગત્માં તાત્ત્વિકીબુદ્ધિ નથી. ૮૩

**અહમાલમ્બનસિદ્ધં કસ્ય પરોક્ષં ભવેદિદં બ્રહ્મ ।**
**તદપિ વિચારવિહીનૈરપરોક્ષયિતું ન શક્યતે મુગ્ધૈઃ ॥ ૮૪ ॥**

હું આવા આલંબનથી સિદ્ધ આ બ્રહ્મ કોને પરોક્ષ થાય? તોપણ વિચારવિહીન અને માયામાં મુગ્ધ એવા અજ્ઞાનીઓથી અપરોક્ષ કરી શકાય તેમ નથી. ૮૪

**અહમિદમિતિ ચ મતિભ્યાં સતતં વ્યવહરતિ સર્વલોકોઽપિ ।**
**પ્રથમા પ્રતીચિ ચરમા નિવસતિ વપુરિન્દ્રિયાદિબાહ્યાર્થે ॥૮૫॥**

હું અને આ એવી બે પ્રકારની બુદ્ધિથી આ સર્વ લોક નિરંતર વ્યવહાર કરે છે, તેમાં પહેલી હું બુદ્ધિ પ્રત્યગ્રૂપ આત્મામાં અને બીજી આ બુદ્ધિ શરીર અને ઇંદ્રિયાદિ બાહ્યપદાર્થોમાં નિવાસ કરે છે. ૮૫

**વપુરિન્દ્રિયાદિવિષયે યાહંબુદ્ધિર્મહત્યસૌ ભ્રાન્તિઃ ।**
**અતસ્મિંસ્તદ્બુદ્ધિરિત્યધ્યાસેન શાસ્યમાનત્વાત્ ॥ ૮૬ ॥**

શરીર અને ઇન્દ્રિયાદિ વિષયોમાં જે હું–બુદ્ધિ છે, આ મહાન્ ભ્રાંતિ છે. અતત્માં તત્ બુદ્ધિ એમ અધ્યાસથી શાસ્યમાનત્વ હોવાથી. ૮૬

**તસ્માદશેષસાક્ષી પરમાત્મૈવાહમર્થ ઇત્યુચિતમ્ ।**
**અજડવદેવ જડોઽયં સત્સંબન્ધાદ્ભવત્યહંકારઃ ॥ ૮૭ ॥**

એટલા માટે અશેષ–સાક્ષી પરમાત્માજ હું નો અર્થ છે એમ માનવું ઉચિત છે. આ જડ અહંકાર સત્સંબંધથી અજડ જેવોજ પ્રતીત થાય છે. ૮૭

**તસ્માત્ સર્વશરીરેષ્વહમહમિત્યેવ ભાસતે સ્પષ્ટઃ ।**
**યઃ પ્રત્યયો વિશુદ્ધસ્તસ્ય બ્રહ્મૈવ ભવતિ મુખ્યાર્થઃ ॥ ૮૮ ॥**

તેથી સર્વ શરીરોમાં હું–હું એવું જે સ્પષ્ટ અને વિશુદ્ધ જ્ઞાન ભાસે છે, તેનો મુખ્યાર્થ બ્રહ્મજ થાય છે. ૮૮

**ગોશબ્દાદિવ ગોત્વં તદપિ વ્યક્તિઃ પ્રતીયતેઽર્થતયા ।**
**અહમર્થઃ પરમાત્મા તદ્વદ્ભ્રાન્ત્યા ભવત્યહંકારઃ ॥૮૯॥**

જેમ ગો (ગાય) શબ્દથી ગોત્વ (ગાયપણું) ગ્રહણ કરાય છે, તોપણ અર્થપણાથી વ્યક્તિ પ્રતીયમાન થાય છે, તેમ હુંનો અર્થ પરમાત્મા છે, પણ ભ્રાંતિથી અહંકાર થાય છે. ૮૯

**દગ્ધૃત્વાદિકમયસઃ પાવકસંગેન ભાસતે યદ્વત્ ।**
**તદ્વચ્ચેતનસંગાદહમિતિ પ્રતિભાંતિ કર્તૃતાદીનિ ॥૯૦॥**

જેમ અગ્નિના સંયોગથી લોઢાનું દગ્ધૃત્વાદિક ભાસે છે તેમ ચેતનસ્વરૂપ આત્માના સંયોગથી અહંકારમાં કર્તૃતાદિભાવો પ્રતીત થાય છે. ૯૦

**દેહેન્દ્રિયાદિદશ્યવ્યતિરિક્તં નિર્મલમતુલમદ્વૈતમ્ ।**
**અહમર્થમિતિ વિદિત્વા તદ્વ્યતિરિક્તં ન કલ્પયેત્ કિંચિત્ ॥૯૧**

દેહેન્દ્રિયાદિ દશ્યથી વ્યતિરિક્ત, નિર્મલ, અતુલ અને અદ્વૈત સ્વરૂપ જે આત્મા છે; તે હું નો અર્થ છે એમ જાણીને મુમુક્ષુ તેનાથી વ્યતિરિક્ત કોઇ પદાર્થની કિંચિત્ કલ્પના ન કરે. ૯૧

**યદ્વત્સુખદુઃખાનામવયવભેદાદનેકતા દેહે ।**
**તદ્વદિહ સત્યભેદેઽપ્યનુભવવૈચિત્ર્યમાત્મનામેષામ્ ॥૯૨॥**

જેમ અવયવોના ભેદથી દેહમાં સુખ–દુઃખની અનેકતા છે, તેમ અહિં અભેદ છતાં પણ આ આત્માઓના અનુભવની વિચિત્રતા છે. ૯૨

**કિમિદં કિમસ્ય રૂપં કથમેતદભૂદમુષ્ય કો હેતુઃ ।**
**ઇતિ ન કદાપિ વિચિન્ત્યં ચિન્ત્યં માયેતિ ધીમતા વિશ્વમ્ ॥૯૩॥**

આ શું છે? આનું રૂપ શું છે? આ કેવી રીતે ઉત્પન્ન થયું છે? અને આનો હેતુ શું છે? એમ બુદ્ધિશાળી પુરૂષે કદાપિ ચિંતન કરવા યોગ્ય નથી, પણ આ સમગ્ર વિશ્વ માયા છે એમ ચિંતન કરવા યોગ્ય છે. ૯૩

દન્તિનિ દારૂવિકારે દારૂ તિરોભવતિ સોઽપિ તત્રૈવ ।
જગતિ તથા પરમાત્મા પરમાત્મન્યપિ જગત્તિરોધત્તે ॥૯૪॥

જેમ લાકડાના હાથીમાં લાકડું તિરોહિત થાય છે, અને તે હાથી પણ તે લાકડામાંજ તિરોહિત થાય છે, તેમ જગત્ તિરોહિત થાય છે. ૯૪

આત્મમયે મહતિ પટે વિવિધ જગચ્ચિત્રમાત્મના લિખિતમ્ ।
સ્વયમેવ કેવલમસૌ પશ્યન્ પ્રમુદં પ્રયાતિ પરમાત્મા ॥૯૫॥

આત્મારૂપ મોટા વસ્ત્રમાં વિવિધ વિશ્વરૂપ ચિત્ર આત્માવડે ચિત્રાયેલું છે. આ પરમાત્મા પોતેજ ચિતારાની પેઠે જોતા છતા પ્રસન્નતાને પામે છે. ૯૫

ચિન્માત્રમમલમક્ષયયદ્વયમાનન્દમનુભવાસ્વદમ્ ।
બ્રહ્મૈવાસ્તિ તદન્યન્ન કિંચિદસ્તીતિ નિશ્ચયો વિદુષામ્ ॥૯૬॥

ચિન્માત્ર, મલરહિત, અક્ષય, અદ્વય, આનંદ સ્વરૂપ અને અનુભવથી જાણવા યોગ્ય બ્રહ્મજ છે. તેનાથી અતિરિક્ત કાંઇ પણ નથી એમ વિદ્વાન્ પુરૂષોનો નિશ્ચય છે. ૯૬

વ્યવહારસ્ય દશેયં વિદ્યાવિદ્યેતિ વેદપરિભાષા ।
નાસ્ત્યેવ તત્ત્વદષ્ટ્યા તત્ત્વં બ્રહ્મૈવ નાન્યદસ્ત્યસ્માત્ ॥૯૭॥

વ્યવહારની સિદ્ધિ માટે આ વિદ્યા અને અવિદ્યા એમ વેદની પરિભાષા છે, તાત્ત્વિક દૃષ્ટિએ વિચારી જોતાં આ વિદ્યા–અવિદ્યા નથીજ, બ્રહ્મતત્ત્વજ છે. આનાથી ભિન્ન કાંઇ પણ નથી. ૯૭

અસ્ત્યન્યદિતિ મતં ચેત્તદપિ બ્રહ્મૈવ ચાસ્તિતારૂપમ્ ।
વ્યતિરિક્તમસ્તિતાયા નાસ્તિતયા શૂન્યમેવ તત્સિદ્ધમ્ ॥૯૮॥

અન્ય છે એવો જો મત હોય તોપણ અસ્તિતારૂપ બ્રહ્મજ છે, અસ્તિતાથી વ્યતિરિક્ત નાસ્તિતાવડે તે શૂન્યજ છે એમ સિદ્ધ થાય છે. ૯૮

**તત્ત્વાવબોધશક્ત્યા સ્થિરતયા બાધિતાપિ સા માયા ।**
**આદેહપાતમેષામાભાત્યાત્માપ્યયં નિજો વિદુષામ્ ॥૯૯॥**

તત્ત્વજ્ઞાનથી શક્તિથી સ્થિરતાવડે બાધિત થયેલી તે માયા દેહના પાતસુધી આ બ્રહ્મજ્ઞાનીઓને ભાસે છે, અને પોતાનો આત્મા પણ ભાસે છે. ૯૯

**એષ વિશેષો વિદુષાં પશ્યન્તોઽપિ પ્રપંચસંસારમ્ ।**
**પૃથગાત્મનો ન કિંચિત્પશ્યેયુઃસકલનિગમનિર્ણીતાત્ ॥૧૦૦॥**

જ્ઞાનીઓમાં આ વિશેષ છે. પ્રપંચરૂપ સંસારને જોતા છતા પણ સકલવેદ–નિર્ણીત આત્માથી પૃથક્ કાંઇ પણ જોતા નથી. ૧૦૦

**કિં ચિન્ત્યં કિમચિન્ત્યં કિં કથનીયં કિમપ્યકથનીયમ્ ।**
**કિં કૃત્યં કિમકૃત્યં નિખિલં બ્રહ્મેતિ જાનતાં વિદુષામ્ ॥૧૦૧॥**

આ સર્વ બ્રહ્મમયજ છે એમ જાણનાર જ્ઞાનીઓને શું ચિન્ત્ય છે? અને શું અચિંન્ત્ય છે? શું કથનીય છે? અને શું અકથનીય પણ છે? શું કૃત્ય છે? અને શું અકૃત્ય છે? ૧૦૧

**નિખિલં દૃશ્યવિશેષં દૃગ્રૂપત્વેન પશ્યતાં વિદુષામ્ ।**
**બન્ધો નાપિ ન મુક્તિર્ન ચ પરમાત્મત્વમપિ ન જીવત્વમ્ ॥૧૦૨॥**

સમગ્ર દૃશ્યવિશેષને ચિન્માત્રપણાથી જોતા જ્ઞાનીઓને બંધ નથી અને મુક્તિ પણ નથી, પરમાત્મપણું નથી અને જીવપણું પણ નથી. ૧૦૨

**અસકૃદનુચિન્તિતાનામવ્યાહતતર નિજોપદેશાનામ્ ।**
**પ્રામાણ્યં પરસીમ્નાં, નિગમનમિદમેવ નિખિલ નિગમાનામ્ ।૧૦૩**

ફરી ફરી અનુચિંતન કરેલા પોતાના ઉપદેશોનો કોઇ જગાએ વ્યાઘાત થતો નથી એવા, પરિસીમારૂપ સમસ્ત ઉપનિષદોનું પ્રમાણ-પણું અને નિગમન આજ આત્માની એકતાનું સુચક છે. ૧૦૩

**ઇતિ બોધિતઃ સ ગુરૂણા શિષ્યો હૃષ્યન્ પ્રણમ્ય તં પદયોઃ ।**
**સ્વાનુભવસિદ્ધમર્થં, સ્વયમેવાન્તર્વિચારયામાસ ॥૧૦૪॥**

એ પ્રમાણે સદ્ગુરૂદ્વારા ઉપદેશ પામેલો તે શિષ્ય પ્રસન્ન થતો છતો તેમના બે ચરણારવિંદમાં વંદના કરીને સ્વાનુભવસિદ્ધ અર્થને પોતેજ પોતાના અંતઃકરણમાં વિચારવા લાગ્યો. ૧૦૪

**અજરોઽહમક્ષરોઽહં, પ્રાજ્ઞોઽહં પ્રત્યગાત્મબોધોઽહં ।**
**પરમાનન્દમયોઽહં, પરમ શિવોઽહં ભવામિ પરિપૂર્ણઃ ॥૧૦૫॥**

હું અજર છું, હું અક્ષર છું, હું પ્રાજ્ઞ છું, હું પ્રત્યગાત્મ બોધસ્વરૂપ છું, હું પરમાનંદમય છું, હું પરમ શિવરૂપ છું અને હું પરિપુર્ણ છું. ૧૦૫

**આઢયોઽહમાત્મભાજામાત્માનન્દાનુભૂતિ રસિકોઽહમ્ ।**
**આબાલગોપમખિલૈરહમિત્યનુભૂયમાનમહિમાહમ્ ॥૧૦૬॥**

હું આત્મજ્ઞાનવાળા પુરૂષોમાં સંપન્ન છું, હું આત્માનંદાનુભવ રસિક છું, અને હું બાલ તથા ગોપ સુધી સર્વ વડે હું એમ અનુભવાતા મહિમારૂપ છું. ૧૦૬

**ઈન્દ્રિયસુખવિમુખોઽહં, નિજસુખ બોધાનુભૂતિભરિતોઽહમ્ ।**
**ઇતિ મતિદૂરતરોઽહં, ભાવેતરસુખિત ચિત્તોઽહમ્ ॥૧૦૭॥**

હું ઈન્દ્રિયોનો સુખથી વિમુખ છું, હું સ્વાત્મ સુખ અને બોધાનુભૂતિથી પરિપુર્ણ છું, આવી બુદ્ધિવડે હું દૂરતર, ભાવોથી ભિન્ન સ્વરૂપ અને હું સુખી ચિત્તસ્વરૂપ છું. ૧૦૭

**ઈશોઽહમીશ્વરાણામીર્ષ્યાદ્વેષાનુષંગરહિતોઽહમ્ ।**
**ઇક્ષણવિષયમતીનામીપ્સિતપુરૂષાર્થ સાધનપરોઽહમ ॥૧૦૮॥**

હું ઇશ્વરોમાં ઇશ્વર છું, હું ઇર્ષા અને દ્વેષના સંગથી રહિત છું અને હું આત્માનુભવ કરવામાં બુદ્ધિવાળા પુરૂષોમાં ઇચ્છિત પુરૂષાર્થ-સાધન પરાયણ છું. ૧૦૮

**ઉદયોઽહમેવ જગતામુપનિષદ્ઉદ્યાનકૃતવિહારોઽમ્ ।**
**ઉદ્વેલશોકસાગરવાડવહુતવાહનાર્ચિરહમ્ ॥૧૦૯॥**

હુંજ જગતોના ઉદયરૂપ છું, હું ઉપનિષદોરૂપ બગીચામાં વિહાર કરનારો છું, તથા હું વિવૃદ્ધ થયેલા શોકરૂપ સમુદ્રનું શોષણ કરનાર વડવાનલરૂપ તેજ છું. ૧૦૯

**ઊર્જસ્વલનિજવિભવૈરૂર્ધ્વમધસ્તિર્યગશ્નુવાનોઽહમ્ ।**
**ઊહાપોહવિચારૈરૂરરીકૃતવત્ પ્રતીયમાનોઽહમ્ ॥૧૧૦॥**

હું મહાન્ તેજોમય મ્હારી પોતાની વિભૂતિઓથી ઉપર, નીચે અને આજુબાજુ સર્વત્ર વ્યાપીને રહેલો છું, હું ઉહાપોહ વિચારોથી સ્વીકારાયેલા જેવો પ્રતીયમાન્ છું. ૧૧૦

**ઋષિરહમૃષિગણકોઽહં સૃષ્ટિરહં સૃજ્યમાનમહમેવ ।**
**ઋદ્ધિરહં વૃદ્ધિરહં, તૃપ્તિરહં તૃપ્તિદીપદીપ્તિરહમ્ ॥૧૧૧॥**

હું ઋષિ છું, હું ઋષિને ગણનારો છું, હું સૃષ્ટિ છું, હુંજ ઉત્પન્ન થનાર છું, હું ઋષિ છું, હું વૃદ્ધિ છું, હું તૃપ્તિ છું અને હું તૃપ્તિદીપની પ્રભા છું. ૧૧૧

**એકોઽહમેતદીદૃશમેવમિતિ સ્ફુરિતભેદરહિતોઽહમ્ ।**
**યષ્ટવ્યોઽહમનીહૈરન્તઃ સુકૃતાનુભૂતિરહિતોઽહમ્ ॥૧૧૨॥**

હું એકસ્વરૂપ છું, આ આવુંજ છે એવા સ્ફુરિત ભેદથી રહિત છું, હું નિષ્કામ બુદ્ધિવાળાઓ વડે પૂજન કરવા યોગ્ય છું, અને હું અંતઃકરણના સુકૃતાનુભૂતિ રહિત છું. ૧૧૨

**ઐક્યાવભાસકોઽહં. વાક્યપરિજ્ઞાનપાવનમતીનામ્ ।**
**ઐશમહમેવ તત્ત્વં, નૈશતમઃ પ્રાયમોહમિહિરોઽહમ્ ॥૧૧૩॥**

હું ઐક્યના અવભાસક છું, વાક્યપરિજ્ઞાનથી જેમની બુદ્ધિ પવિત્ર થઇ છે તેવાઓનો નિયંતા હું જ છું, હું તત્ત્વ છું અને હું રાતના ઘાટા અંધકાર જેવા મોહનો નાશ કરનાર સૂર્ય છું. ૧૧૩

ઓજોઽહમોષધીનામોતપ્રોતાયમાનભુવનોઽહમ્ ।
ઓંકારસારસોલ્લસદાત્મસુખામોદમત્તભૃંગોઽહમ્ ॥૧૧૪॥

હું ઔષધીઓનું ઓજસ્ છું, હું ભુવનમાત્રમાં ઓતપ્રોત થઇને રહેલો છું અને હું ઓંકારરૂપ કમલમાંથી નીકળતા સ્વાત્મ સુખરૂપ સુગંધથી મત્ત થયેલો ભ્રમર છું. ૧૧૪

ઔષધમહમશુભાનામૌપાધિકધર્મજાલરહિતોઽહમ્ ।
ઔદાર્યાતિશયોઽહં, ચિત્તત્રિવિધચતુર્વર્ગતારણપરોઽહમ્ ॥૧૧૫॥

હું પાપોને નિર્મૂલ કરનારૂં ઔષધ છું, હું ઔપાધિક ધર્મ જાલથી રહિત છું, હું અતિશય ઔદાર્યવાળો છું અને હું ચિત્ત કલ્પિત વિવિધ ચાર સાધનોને સંપાદન કરવામાં તત્પર છું. ૧૧૫

અંકુશમહમખિલાનાં, મહત્તયા મત્તવારણેન્દ્રાણામ્ ।
અમ્બરમિવ વિમલોઽહં, શમ્બરરિપુજાતવિકૃતિરહિતોઽહમ્ ॥૧૧૬

હું મહત્પણાથી સર્વ મદોન્મત્ત ગજેન્દ્રોનો અંકુશ છું, હું આકાશનો જેવો છું અને હું કામથી ઉપજેલા વિકારોથી રહિત છું. ૧૧૬

આત્મવિકલ્પમતીનામસ્ખલદુપદેશગમ્યમાનોઽહમ્ ।
અસ્થિરસુખવિમુખોઽહં, સુસ્થિરસુખબોધસંપદુચિતોઽહમ્ ॥૧૧૭

હું આત્મામાં વિકલ્પબુદ્ધિવાળાને અસ્ખલિત ઉપદેશથી જાણવામાં આવનાર છું, હું અસ્થિરસુખથી વિમુખ છું અને હું સુસ્થિર સુખસ્વરૂપ તથા બોધરૂપ સંપત્તિને યોગ્ય છું. ૧૧૭

કરૂણારસભરિતોઽહં, કવલિતકમલાસનાદિલોકોઽહમ્ ।
કલુષાકૃતિરહિતોઽહં, કલ્મષ સુકૃતોપલેશરહિતોઽહમ્ ॥૧૧૮॥

હું કરૂણારસથી પરિપૂર્ણ છું, હું બ્રહ્માદિ લોકમાં વ્યાપીને રહેલો છું, હું કલુષાકૃતિથી રહિત છું અને હું પાપ-પુણ્યના સંગથી રહિત છું. ૧૧૮

ખાનામગોચરોઽહં, ખાતીતોઽહં ખપુષ્પભવગોઽહમ્ ।
ખલજન દુરાસદોઽહં, ખંડજ્ઞાનાપનોદનપરોઽહમ્ ॥૧૧૯॥

હું ઇંદ્રિયોના અવિષયરૂપ છું, હું આકાશથી પર છું, હું આકાશના ફૂલ જેવા જગત્‌માં રહેલો છું, હું ખલજનથી અપ્રાપ્ય છું અને હું ભેદવાળાં જ્ઞાનોને દૂર કરવામાં તત્પર છું. ૧૧૯

ગલિતદ્વૈત કથોઽહં, દેહી ભવદખિલમૂલહૃદયોઽહમ્ ।
ગન્તવ્યોઽહમનીહૈર્ગત્યાગતિરહિતપૂર્ણબોધોઽહમ્ ॥૧૨૦॥

હું દ્વૈતવાદની કથાઓથી રહિત છું, હું દેહી ઉપજેલા સર્વના મૂલરૂપ માયાના હૃદયરૂપ છું, હું આશાથી રહિત વડે મળવા યોગ્ય છું, હું ગતિ–આગતિથી રહિત છું અને હું પૂર્ણજ્ઞાન સ્વરૂપ છું. ૧૨૦

ઘનતર વિમોહતિમિરપ્રકરપ્રધ્વંસ ભાનુનિકરોઽહમ્ ।
ઘટિકા વાસરરજનીવત્સયુગ કલ્પકાલભેદોઽહમ્ ॥૧૨૧॥

હું ઘણાજ ઘાટા વિમોહરૂપ અંધકારના સમૂહનો નાશ કરનાર કિરણોના સમુદાયરૂપ છું, અને હું ઘડી, દિવસ, રાત, વર્ષ, યુગ અને કલ્પ આ સર્વ પ્રકારના કાલના ભેદોરૂપ છું. ૧૨૧

ચરદચરાત્મકોઽહં, ચતુરમતિ શ્લાઘનીયચરિતોઽહમ્ ।
ચપલજનદુર્ગમોઽહં, ચંચલભવજલધિપારદેશોઽહમ્ ॥૧૨૨॥

હું સ્થાવર–જંગમરૂપ છું, ચતુરબુદ્ધિવાળા વડે વખાણ કરવા યોગ્ય આચરણવાળો છું, હું ચંચલબુદ્ધિવાળા મનુષ્યો માટે દુર્ગમ છું અને હું ચંચલ ભવસાગરના પારદેશરૂપ છું. ૧૨૨

છન્દઃ સિન્ધુનિગૂઢજ્ઞાન સુખાહ્‌લાદમોદમાનોઽહમ્ ।
છલપદવિહતમતીનાં, છન્નોઽહં શાન્તિમાર્ગગમ્યોઽહમ્ ॥૧૨૩॥

હું વેદરૂપ સાગરના નિગૂઢ જ્ઞાન અને સુખથી ઉપજેલા આનંદથી પ્રસન્ન છું, છલપદથી વિનાશ પામેલી બુદ્ધિવાળાઓને માટે હું ગોપ્ય છું અને હું શાંતિમાર્ગથી મળવા યોગ્ય છું. ૧૨૩

**જલજાસનાદિગોચર પંચમહાભૂતમૂલભુતોઽહમ્ ।**
**જગદાનન્દકરોઽહં, જન્મજરારોગમરણરહિતોઽહમ્ ॥૧૨૪॥**

હું બ્રહ્માદિના વિષયરૂપ હોઇ પંચમહાભૂતોના મૂલરૂપ છું, હું જગતને આનંદ આપનાર છું અને હું જન્મ, જરા, રોગ અને મરણથી રહિત છું. ૧૨૪

**ઉંકૃતિહુંકૃતિસિંજિતબૃંહિતમુખ વિવિધનાદભેદોઽહમ્ ।**
**ઝટિતિ ઘટિતાત્મવેદનદીપપરિસ્ફુરિતહૃદયભવનોઽહમ્ ॥૧૨૫॥**

હું ઝાંઝ આદિના ધ્વનિ, રણગર્જના, ભૂષણના ધ્વનિ, અને હાથીઓના ધ્વનિ, વગેરે વિવિધ નાદોના ભેદરૂપ છું અને હું તુર્તજ પ્રકટેલા આત્મજ્ઞાનરૂપ દીવાના પ્રકાશથી પરિસ્ફુરિત હૃદય ભવનમાં રહેનારો છું. ૧૨૫

**જ્ઞાનમહં જ્ઞેયમહં, જ્ઞાતાહં જ્ઞાનસાધનગણોઽહમ્ ।**
**જ્ઞાતૃજ્ઞાનવિનાકૃતમસ્તિત્વમાત્ર મેવાહમ્ ॥૧૨૬॥**

હું જ્ઞાન છું, જ્ઞેય છું, જ્ઞાતા છું, હું જ્ઞાનનાં સાધનોનો સમૂહ છું, હું જ્ઞાતા અને જ્ઞાન વિના સિદ્ધ અસ્તિત્વમાત્ર જ છું. ૧૨૬

**તત્ત્વાતીતપદોઽહં, તદન્તરોઽસ્મીતિ ભાવરહિતોઽહમ્**
**તામસદુરધિગમોઽહં તત્ત્વંપદબોધબોધ્યહૃદયોઽહમ્ ॥૧૨૭॥**

હું તત્ત્વાતીતપદરૂપ છું, હું તેની અંતર છે એવા ભાવથી રહિત છું, હું તામસબુદ્ધિવાળાઓથી પ્રાપ્ત થાઉં એવો નથી અને હું તત્ત્વ-ત્વમ્ પદના જ્ઞાનથી જાણવા યોગ્ય હૃદયવાળો છું. ૧૨૭

**દૈવતદૈત્ય નિશાચરમાનવતિર્યઙ્ મહીધરાદિરહમ્ ।**
**દેહેન્દ્રિયરહિતોઽહં, દક્ષિણપૂર્વાદિદિગ્વિભાગોઽહમ્ ॥૧૨૮॥**

હું દેવ, દૈત્ય, નિશાચર, મનુષ્ય, પેટે ચાલનારાં અને પર્વત એ સર્વના આદિકારણરૂપ છું, હું દેહ અને ઇંદ્રિયોથી રહિત છું અને હું દક્ષિણ-પૂર્વ આદિ દિશાઓના વિભાગરૂપ છું. ૧૨૮

**ધર્માધર્મમયોઽહં, ધર્માધર્માદિ બન્ધરહિતોઽહમ્ ।**
**ધાર્મિકજન સુલભોઽહં, ધન્યોઽહં ધાતુરાદિભૂતોઽહમ્ ॥૧૨૯॥**

હું ધર્મ–અધર્મ છું, હું ધર્મ–અધર્મ આદિ બંધથી રહિત છું, હું ધાર્મિક જનોને સુલભ છું, હું ધન્ય છું અને હું બ્રહ્માના આદિભૂત છું. ૧૨૯

**નામાદિ વિરહિતોઽહં, નરકસ્વર્ગાપવર્ગરહિતોઽહમ્ ।**
**નાદાન્તરવિદિતોઽહં, નાનાવિશ્વનિખિલાગમસારોઽહમ્ ॥૧૩૦॥**

હું નામાદિથી અત્યંત રહિત છું, હું નરક, સ્વર્ગ અને અપવર્ગથી રહિત છું, હું નાદની અંતર વિદિત છું અને હું નાના પ્રકારના વિશ્વમાં અને સમગ્ર વેદોમાં સારરૂપ છું. ૧૩૦

**પરજીવભેદબાધક પરમાર્થજ્ઞાન શુદ્ધચિત્તોઽહમ્ ।**
**પ્રકૃતિરહં વિકૃતિરહં, પરિણતિરહમસ્મિ ભાગધેયાનામ્ ॥૧૩૧॥**

હું જીવ–બ્રહ્મના ભેદનો બાધ કરનાર પરમાર્થજ્ઞાન વડે શુદ્ધ ચિત્તવાળો છું, હું પ્રકૃતિ છું, હું વિકૃતિ છું અને હું ભાગ્યોના પરિણામ સ્વરૂપ છું ૧૩૧

**ફણધરભૂધરવારણ વિગ્રહવિધૃત પ્રપંચસારોઽહમ્ ।**
**ભાલતલોદિતલોચનપાવક પરિભૂતપંચબાણોઽહમ્ ॥૧૩૨॥**

હું શેષનાગ, પર્વત અને હાથીઓના શરીરોથી સારી રીતે ધારણ કરેલા પ્રપંચના સારભૂત છું, અને હું કપાલમાં રહેલા લાલ નેત્રરૂપ અગ્નિથી કામનો પરાભવ કરનાર શિવ છું. ૧૩૨

**બદ્ધો ભવામિ નાહં, બન્ધાન્મુક્તસ્તથાપિનૈવાહમ્ ।**
**બોદ્ધ્યો ભવામિ નાહં, બોધોઽહંનૈવ બોધકો નાહમ્ ॥૧૩૩॥**

હું કોઇથી બંધન પામેલો નથી, તેમજ બંધનોથી મુક્ત પણ નથીજ, હું બોધ્ય નથી, હું બોધ નથી અને બોધ નથી. ૧૩૩

**ભક્તિરહં ભજનમહં, મુક્તિરહં મુક્તિયુક્તિરહમેવ ।**
**ભુતાનુશાસકોઽહં, ભૂતભવદ્ભાવ્યમૂલભૂતોઽહમ્ ॥૧૩૪॥**

હું ભક્તિરૂપ છું, હું ભજનરૂપ છું, હું મુક્તિરૂપ છુ, હું મુક્તિની યુક્તિરૂપ છું, હું ભૂતોના અનુશાસક છું અને હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાલના મૂલભૂત છું. ૧૩૪

**માન્યોઽહમસ્મિ મહતાં, મન્દમતીનામમાનનીયોઽહમ્ ।**
**મદરાગમાનમોહિતમાનસ દુર્વાસનાદુરાપોઽહમ્ ॥૧૩૫॥**

હું મહત્પુરૂષોને માન્ય છું, હું મંદબુદ્ધિવાળાઓને માટે અમાનનીય છું, અને હું મદ, રાગ અને અભિમાનથી મોહિત થયેલા મનની દુર્વાસનાઓથી પ્રાપ્ત થાઉં તેવો નથી. ૧૩૫

**યજનયજમાનયાજકયાગમયોઽહં યમાદિરહિતોઽહમ્ ।**
**ઇન્દ્રયમવરૂણયક્ષરાક્ષસમરૂદીશવહ્નિરૂપોઽહમ્ । ॥૧૩૬॥**

હું યજન, યજમાન, યાજક અને યાગ રૂપ છું, હું યમાદિથી રહિત છું, અને હું ઇન્દ્ર, યમ, વરૂણ, યક્ષ, રાક્ષસ, મરૂત, રૂદ્ર અને અગ્નિરૂપ છું. ૧૩૬

**રક્ષાવિધાનશિક્ષાવીક્ષિત લીલાવલોકમહિમાહમ્ ।**
**રજનીદિવસવિરામસ્ફુરદનુભૂતિપ્રમાણસિદ્ધોઽહમ્ ॥૧૩૭॥**

હું રક્ષાવિધાનની શિક્ષા આપવામાં અનુભવાયેલી લીલાવડે તેજોમય મહિમાવાળો છું અને હું રાત–દિવસના વિરામમાં સ્ફુરતા અનુભવરૂપ પ્રમાણથી સિદ્ધ છું. ૧૩૭

**લક્ષણલક્ષ્યમયોઽહં, લાક્ષણિકોઽહં લયાદિરહિતોઽહમ્ ।**
**લાભાલાભમયોઽહં, લબ્ધવ્યાનામલભ્યમાનોઽહમ્ ॥૧૩૮॥**

હું લક્ષણ ને લક્ષ્યરૂપ છું, હું લાક્ષણિક છું, હું લયાદિથી રહિત છું, હું લાભ ને અલાભરૂપ છું અને હું પ્રાપ્ત થવા યોગ્યમાં નહિ પ્રાપ્ત થવા યોગ્ય છું. ૧૩૮

વર્ણાશ્રમરહિતોઽહં વર્ણમયોઽહં વરેણ્યગણ્યોઽહમ્ ।
વાચામગોચરોઽહં, વચસામર્થેન ગમ્યમાનોઽહમ્ ॥૧૩૯॥

હું વર્ણાશ્રમ રહિતછું, હું વર્ણરૂપ છું, હું ઉત્તમપુરુષોમાં પૂજ્ય છું, હું વાણીઓના અવિષયરૂપ છુ અને હું મહાવાક્યોના અર્થથી જાણી શકાઉં એવો છું. ૧૩૯

શમદમવિરહિતમનસાં, શાસ્ત્રશતૈરપ્યગમ્યમાનોઽહમ ।
શરણમહમેવ વિદુષાં, શકલીકૃત વિવિધસંશયગણોઽહમ્ ॥૧૪૦॥

હું શમ–દમથી અત્યંત રહિત મનવાળાઓને સેંકડો શાસ્ત્રોના અધ્યયન વડે પણ પ્રાપ્ત થાઉં તેવો નથી, હુંજ જ્ઞાનીઓનું શરણ છું અને હું નાના પ્રકારના સંશય સમૂહનું છેદન કરનારો છું. ૧૪૦

ષડ્ભાવવિરહિતોઽહં, ષડ્ગુણરહિતોઽહમહિતરહિતોઽહમ્ ।
ષડ્કોશ વિરહિતોઽહં, ષટ્ત્રિંશત્તત્ત્વજાલરહિતોઽહમ્ ॥૧૪૧॥

હું છ ભાવ વિકારોથી અત્યંત રહિત છું, હું મધુરાદિ છ ગુણોથી રહિત છું, હું અહિતથી રહિત છું, હું સ્નાયુ આદિ છ કોશોથી અત્યંત રહિત છું, અને હું ભૂતાદિ છત્રીશ તત્ત્વોના સમૂહથી રહિત છું. ૧૪૧

સંવિત્સુખાત્મકોઽહં, સમાધિસંકલ્પકલ્પવૃક્ષોઽહમ્ ।
સંસારવિરહિતોઽહં, સાક્ષાત્કારોઽહમાત્મવિધાયાઃ ॥૧૪૨॥

હું જ્ઞાનસ્વરૂપ અને સુખસ્વરૂપ છું, હું સમાધિ ને સંકલ્પના કલ્પવૃક્ષરૂપ છું, હું સંસારથી અત્યંત રહિત છું અને હું આત્મ-વિધાનના સાક્ષાત્કારરૂપ છું. ૧૪૨

હવ્યમહં કવ્યમહં, હેયોપાદેયભાવશૂન્યોઽહમ્ ।
હરિરહમસ્મિ હરોઽહં, વિધિરહમેવાસ્મિ કારણં તેષામ્ ॥૧૪૩॥

હું હવ્યરૂપ છું, હું કવ્યરૂપ છું, હું હેય-ઉપાદેય ભાવથી રહિત છું, હું વિષ્ણુ છું, હું મહાદેવ છું, હું બ્રહ્મા છું અને હું તેઓનું કારણ છું. ૧૪૩

**ક્ષાલિતકલુષમયોऽહં, ક્ષપિતભવક્લેશજાલહૃદયોऽહમ્ ।**
**ક્ષાન્તાદ્યક્ષરસહિતો, વિધિવ્યવહારમૂલમહમેવ ॥૧૪૪॥**

હું પ્રક્ષાલન કરી નાખેલા પાપવાળો છું, હું સંસારના ક્લેશોના સમૂહ દૂર થઇ ગયેલા હૃદયવાળો છું, હું આકાશથી ક્ષકાર સુધી છું અને હું જ વિવિધ વ્યવહારના મૂલરૂપ છું. ૧૪૪

**બહુભિઃ કિમભિરૂક્તૈરહમેવેદં ચરાચરં વિશ્વમ્ ।**
**શીકરફેનતરંગા, સિંધોરપરાણિ ન ખલુ વસ્તૂનિ ॥૧૪૫॥**

આ ઘણાં કથનોથી શું? હુંજ આ ચરાચર વિશ્વરૂપ છું. ખરેખર, બિંદુ, ફીણ અને તરંગ સમુદ્રથી ભિન્ન વસ્તુઓ નથી. ૧૪૫

**શરણં નહિ મમ જનની, ન પિતા ન સુતા ન સોદરા નાન્યે ।**
**પરમં શરણમિદં સ્યાચ્ચરણં મમમુર્ધ્નિ દૈશિકન્યસ્તમ્ ॥૧૪૬॥**

મ્હારી માતા મ્હારા શરણરૂપ નથી, મ્હારા પિતા, મ્હારા પુત્રો, મ્હારા ભાઇઓ અને અન્ય મ્હારા સંબંધીઓ પણ મ્હારા શરણરૂપ નથી. મ્હારા માથે શ્રી સદ્‌ગુરૂનું ધારણ કરેલું ચરણ કમલ આ મ્હારા પરમ શરણરૂપ છે. ૧૪૬

**આસ્તે દૈશિકચરણં, નિરવિરાસ્તે તદ્વીક્ષણે કરૂણા ।**
**આસ્તે કિમપિ યદુક્તં, કિમતઃ પરમસ્તિ જન્મસાફલ્યમ્ ॥૧૪૭॥**

જો શ્રી સદ્‌ગુરૂનું ચરણ કમલ મ્હારા માથે શોભી રહેલું છે, તેમનું અવલોકન કરવામાં તેમની નિરવધિ કરૂણા છે. અને જે કાંઈ મ્હને કહ્યું-ઉપદેશ્યું તે મ્હારામાં છે તો આનાથી પરમ જન્મ-સાફલ્ય શું? ૧૪૭

**કારૂણ્યસારસાન્દ્રાઃ, કાંક્ષિતવરદાનકલ્પવિશેષાઃ ।**
**શ્રીગુરૂચરણકટાક્ષાઃ શિશિરાઃ શમયંતિ ચિત્તસન્તાપમ્ ॥૧૪૮॥**

કારૂણ્ય ઘનસારભૂત અને ઇચ્છિત વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ શ્રી સદ્‌ગુરૂચરણનાં કટાક્ષો હોઇ ચિત્તના સંતાપને શમાવી દે છે. ૧૪૮

**કવલિતચંચલચેતો, ગુરૂતરમંડૂકજાતપરિતોષા ।**
**શેતે હૃદયગુહાયાં, ચિરતરમેકૈવ ચિન્મયી ભુજગી ॥૧૪૯॥**

ચંચલ ચિત્તરૂપ બહુ મોટા દેડકાને ગળીને બહુજ તૃપ્ત થયેલી એક ચૈતન્યરૂપી સાપણીજ ઘણો લાંબો કાલ હૃદયરૂપ ગુફામાં સૂએ છે. ૧૪૯

**મયિસુખબોધપયોધૌ, મહતિ બ્રહ્માંડબુદ્‌બુદસહસ્રમ્ ।**
**માયામયેન મરૂતા ભૂત્વા ભૂત્વા પુનસ્તિરોધત્તે ।.૧૫૦॥**

સુખ–બોધસ્વરૂપ હું સમુદ્રમાં માયારૂપ પવનથી હજારો બ્રહ્માં-રૂપ મોટા પરપોટાઓ ઉત્પન્ન થઇ થઇને ફરી હુંરૂપ સમુદ્રમાં તિરોહિત થાય છે. ૧૫૦

**ગુરૂકૃપયૈવ સુનાવા, પ્રાક્તનભાગ્યાનુકૂલમારૂતયા ।**
**દુઃસહદુઃખતરંગસ્તુંગઃ સંસાર સાગરસ્તીર્ણઃ ॥૧૫૧॥**

શ્રી સદ્‌ગુરૂની કૃપારૂપ સારા નાવથીજ અને પૂર્વનાં પુણ્યોરૂપ અનુકૂલ પવનથી દુઃસહ દુઃખરૂપ તરંગોવાળો સંસારસાગર તરાયો. ૧૫૧

**સતિ તમસિ મોહરૂપે, વિશ્વમપશ્યન્તદેતદિત્યખિલમ્ ।**
**ઉદિતવતિ બોધ ભાનૌ, કિમપિ ન પશ્યામિ કિંત્વિદં ચિત્રમ્ ॥૧૫૨**

મોહરૂપ અંધકારના હોવાથી આ અખિલ વિશ્વમે હું જોતો હતો પણ બોધરૂપ સૂર્યનો ઉદય થવાથી હું કાંઇ પણ જોતો નથી, આ નવાઇ જેવી વાત છે. ૧૫૨

**નાહં નમામિ દેવાન્ દેવાનતીત્ય ન સેવતે દેવમ્ ।**
**ન તદનુ કરોતિ વિધાનં તસ્મૈ યતતે નમો નમો મહ્યમ્ ॥૧૫૩॥**

હું દેવોને નમસ્કાર કરતો નથી અને દેવોનું ઉલ્લંઘન કરનારા દેવને સેવવા નથી, અને તે પથી શાસ્ત્રવિહિત કર્મ કરતો નથી તેવા પ્રયત્નવાળા મ્હને નમસ્કાર, નમસ્કાર. ૧૫૩

**ઇત્યાત્મબોધલાભં, મુહુર્મુહુરનુચિન્ત્ય મોદમાનેન ।**
**પ્રારબ્ધકર્મણોઽન્તે, પરં પદં પ્રાપ્યતે સ્મ કૈવલ્યમ્ ॥૧૫૪॥**

આ આત્મબોધના લાભને ક્ષણે ક્ષણે અનુચિંતવીને આનંદ પામેલા પુરૂષથી પ્રારબ્ધકર્મ પુરૂં થતાં પરમપદરૂપ કૈવલ્ય પ્રાપ્ત કરાય છે. ૧૫૪

**મોહાન્ધકારહરણં, સંસારોદ્વેલસાગરોત્તરણમ્ ।**
**સ્વાત્મનિરૂપણમેતત્પ્રકરણમંતર્વિવિંચ્યતાં સદ્ભિઃ ॥૧૫૫॥**

મોહરૂપ અંધકારનો નાશ કરનાર અને વૃદ્ધિ પામેલા સંસાર સાગરને તારનાર આ સ્વાત્મનિરૂપણનામનું પ્રકરણ સજ્જનોએ અંતઃકરણમાં વિચારવું. ૧૫૫

**અજ્ઞાનાન્ધ્યવિહન્તા, વિરચિતવિજ્ઞાનપંકજોલ્લાસઃ ।**
**માનસગગનતલં મે, ભાસયતિ શ્રીનિવાસગુરૂભાનુઃ ॥૧૫૬॥**

અજ્ઞાનરૂપ અંધત્વનો વિનાશ કરનાર અને વિજ્ઞાનરૂપ કમલનો વિકાસ કરનાર શ્રી ગોવિંદપાદાચાર્ય ગુરૂરૂપ સૂર્ય મ્હારા મનરૂપ આકાશમાં પ્રકાશે છે. ૧૫૬

**( શ્રી સ્વાત્મ નિરૂપણ સમાપ્ત )**

# सदाचार

**सच्चिदानन्दरूपाय जगदंकुरहेतवे ।**

**सदोदिताय पूर्णाय नमोऽनन्ताय विष्णवे ॥१॥**

જે સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, જગદ્રૂપ અંકુરના હેતુભૂત, સદા ઉદય પામેલા અને પુર્ણસ્વરૂપ છે તે અનંત સ્વરૂપ વિષ્ણુને મ્હારા નમસ્કાર. ૧

**सर्ववेदान्त सिद्धान्तैर्ग्रथितं निर्मलं शिवम् ।**

**सदाचारं प्रवक्ष्यामि योगिनां ज्ञानसिद्धये ॥२॥**

જે સર્વ વેદાન્ત સિદ્ધાંતોથી ગુંથેલો પવિત્ર અને કલ્યાણ સ્વરૂપ છે તે સદાચારને યોગી (જીવ-બ્રહ્મનું ઐક્ય સાધનારા)ઓના જ્ઞાનની સિદ્ધિ માટે કહીશ. ૨

**प्रातः स्मरामि देवस्य सवितुर्भर्ग आत्मनः ।**

**वरेण्यं तद्धियो यो नश्चिदानन्दः प्रचोदयात् ॥३॥**

આત્મરૂપ સવિતાદેવના ઉત્તમ તેજનું હું પ્રાતઃકાલે સ્મરણ કરૂં છું, જે ચિદાનંદ અમારી બુદ્ધિઓને સન્માર્ગમાં પ્રેરે છે. ૩

**अन्वयव्यतिरेकाभ्यां जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**

**यदेकं केवलं ज्ञानं तदेवाहं परं बृहत् ॥४॥**

જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓમાં અન્વય (ભાવ–અનુવૃત્તિ) અને વ્યતિરેક ( અભાવ–વ્યાવૃત્તિ ) રૂપ યુક્તિવડે વિચારી જોતાં જે એક કેવલ જ્ઞાનસ્વરૂપ પર (શ્રેષ્ઠ) બ્રહ્મ (વ્યાપકતત્ત્વ) રહે તેજ હું છું. ૪

**ज्ञानाज्ञानविलासोऽयं ज्ञानाज्ञानेन शाम्यति ।**

**ज्ञानाज्ञाने परित्यज्य ज्ञानमेवावशिष्यते ॥५॥**

જાગ્રત્સ્વપ્નના જ્ઞાનના કાર્યરૂપ તથા સુષુપ્તિના અજ્ઞાનના કાર્ય-રૂપ આ નામ રૂપાત્મક દૃશ્ય પ્રપંચ આત્મસ્વરૂપના દૃઢ અપરોક્ષ

જ્ઞાનવડે તથા પ્રપંચના મિથ્યાપણાના નિશ્ચયરૂપ અજ્ઞાનવડે શાંત (નિવૃત્ત) થાય છે. ઉપરોકત જ્ઞાન અને અજ્ઞાનનો પરિત્યાગ કરીને માત્ર જ્ઞાન (નિરૂપાધિક ચૈતન્ય) જ બાકી રહે છે. ૫

**અત્યન્તમલિનો દેહો દેહી ચાત્યન્ત નિર્મલઃ ।**
**અસંગોઽહમિતિ જ્ઞાત્વા શૌચમેતત્પ્રચક્ષતે ॥૬॥**

મલમૂત્રાદિથી ભરેલો આ સ્થૂલ દેહ ઘણોજ મલિન છે અને દેહમાં રહેવાવાળો આત્મા સર્વપ્રકારના મલોથી અત્યંત રહિત હોવાથી ઘણોજ પવિત્ર છે; આ આત્મા મ્હારૂં સ્વરૂપ હોવાથી હું દેહાદિકના સંબંધોથી રહિત છું એમ જાણીને દેહાદિકથી ભિન્ન પોતાના આત્મસ્વરૂપનો દૃઢ નિશ્ચય કરી દેહાદિમાં રહેલી હું પણાની બુદ્ધિરૂપ મલનો ત્યાગ કરવો આનેજ જ્ઞાની પુરૂષો શૌચ કહે છે. ૬

**મન્મનો મીનવન્નિત્યં ક્રીડત્યાનન્દવારિધૌ ।**
**સુસ્નાતસ્તેન પૂતાત્મા સમ્યગ્વિજ્ઞાનવારિણા ॥૭॥**

સમુદ્રમાં આનંદ કરતા માછલાની પેઠે મ્હારૂં મન નિત્ય સુખસાગરમાં આનંદ કરે છે. તે યથાર્થ વિજ્ઞાનરૂપ જલવડે હું સારી રીતે ન્હાયેલો હોવાથી પવિત્ર સ્વરૂપવાળો અર્થાત્ તીર્થાદિકનાં જલની મ્હને અપેક્ષા નથી; ૭

**અથાઘમર્ષણં કુર્યાત્ પ્રાણાપાન નિરોધતઃ ।**
**મનઃ પૂર્ણે સમાધાય મગ્નકુંભો યથાર્ણવે ॥૮॥**

યોગીપુરૂષ ઉપર કહ્યા પ્રમાણે સ્નાનાદિક કર્યાં પછી યોગનિષ્ઠ ગુરૂદ્વારા પ્રાણ અને અપાનના નિરોધરૂપ અઘમર્ષણ કરે અને સમુદ્રમાં ડૂબેલા ઘડાની પેઠે પોતાના મનને પુર્ણસ્વરૂપ બ્રહ્મમાં સારી રીતે સ્થિર કરીને રહે. ૮

**લયવિક્ષેપયોઃ સન્ધૌ મનસ્તત્ર નિરામિષમ્ ।**
**સ સન્ધિઃ સાધિતો યેન સ મુકતો નાત્ર સંશયઃ ॥૯॥**

અંતઃકરણની વૃત્તિના લયનો અને વિક્ષેપનો જે સંધિ છે તે સંધિમાં મન સંકલ્પ વિકલ્પરૂપ વિષયથી રહિત હોય છે. આવા પ્રકારનો તે સંધિ જે યોગી પુરૂષે સિદ્ધ કર્યો છે તે મુક્ત છે, એમાં જરા પણ સંશય નથી. ૯

**સર્વત્ર પ્રાણિનાં દેહે જપો ભવતિ સર્વદા ।**
**હંસઃસોહમિતિ જ્ઞાત્વા સર્વબન્ધૈઃ પ્રમુચ્યતે ॥૧૦॥**

સર્વ ઠેકાણે પ્રાણીમાત્રના શરીરમાં "હંસઃ–સોહં" આવા પ્રકારનો અજંપા જાપ નિરંતર થયા કરે છે; એ જપના વાસ્તવિક સ્વરૂપને જાણીને યોગી સર્વ પ્રકારનાં બંધનોમાંથી સારી રીતે છૂટો થાય છે. ૧૦

**તર્પણં સ્વસુખેનૈવ સ્વેન્દ્રિયાણાં પ્રતર્પણમ્ ।**
**મનસા મન આલોક્ય સ્વયમાત્મા પ્રકાશતે ॥૧૧॥**

પોતાના આત્માના આનંદવડેજ પોતાની ઇંદ્રિયોને સારી રીતે તૃપ્ત કરવી તે તર્પણ છે. નિષ્કામ કર્માદિદ્વારા શુદ્ધ થયેલા મનને જોઈને આત્મા પોતે પ્રકાશે છે. ૧૧

**આત્મનિ સ્વપ્રકાશેઽગ્નૌ ચિત્તમેકાહુતિં ક્ષિપેત્ ।**
**અગ્નિહોત્રી સ વિજ્ઞેય ઈતરે નામ ધારકાઃ ॥૧૨॥**

સ્વયંપ્રકાશ આત્મારૂપ અગ્નિમાં ચિત્તરૂપી એક આહુતિ જે હોમે છે તેજ ખરો અગ્નિહોત્રી છે એમ જાણવું; બીજા તો માત્ર નામ ધારણ કરનારાજ છે. ૧૨

**દેહો દેવાલયં પ્રોક્તો દેહી દેવો નિરંજનઃ ।**
**અર્ચિતઃ સર્વભાવેન સ્વાનુભૂત્યા વિરાજતે ॥૧૩॥**

શાસ્ત્રકારોએ આ પંચભૂતાત્મક શરીરને દેવાલય કહ્યું છે અને એમાં રહેનાર આત્માને નિરંજન દેવ કહ્યા છે. આ આત્મારૂપ નિરંજન દેવ યોગીઓ વડે સર્વ પ્રકારના ભાવોથી પૂજાતા છતા સ્વાનુભૂતિવડે વિરાજમાન છે. ૧૩

**મૌનં સ્વાધ્યાયો ધ્યાનં ધ્યેય બ્રહ્માનુંચિંતનમ્ ।**
**જ્ઞાનેનેતિ તયોઃ સમ્યગ્નિષેધાન્તપ્રદર્શનમ્ ॥૧૪॥**

વાણીના નિરોધરૂપ મૌન સ્વાધ્યાય છે, ધ્યાન કરવા યોગ્ય બ્રહ્મનું વારંવાર શુદ્ધ ચિત્તવડે ચિંતન કરવું એ ધ્યાન છે અને બ્રહ્મજ્ઞાન વડે આ બંનેના નિષેધનો અવધિ એજ સાક્ષાત્કાર છે. ૧૪

**અતીતાનાગતં કિંચિન્ન સ્મરામિ ન ચિન્તયે ।**
**રાગદ્વેષં વિના પ્રાપ્તં ભુંજામ્યત્ર શુભાશુભમ્ ॥૧૫॥**

ભૂતકાલનું કે ભવિષ્યકાલનું કાંઇ પણ સ્મરણ વા ચિંતન હું કરતો નથી, પરંતુ રાગદ્વેષ વિના પ્રાપ્ત થયેલા શુભાશુભ ભોજનને હું અહિ ભાવપૂર્વક ભોગવું છું. ૧૫

**હઠાભ્યાસો હિ સંન્યાસો નૈવ કાષાયવાસસા ।**
**નાહં દેહોઽહમાત્મેતિ નિશ્ચયો ન્યાસલક્ષણમ્ ॥૧૬॥**

યોગનિષ્ઠ ગુરૂદ્વારા પ્રાણ–અપાનની એકતારૂપ અભ્યાસ કરીને સર્વ દૃશ્ય પદાર્થોમાં રહેલી આસક્તિનો ત્યાગ કરવો એજ સાચો સંન્યાસ છે; માત્ર ભગવાં વસ્ત્ર ધારણ કરવાથી સંન્યાસ કહેવાય નહિજ. પંચભૂતાત્મક દેહ તે હું નથી પણ દેહાદિથી ભિન્ન આત્મા છું એમ દૃઢ નિશ્ચયપૂર્વક જાણવું એનું નામ ત્યાગ છે. ૧૬

**અભયં સર્વભૂતાનાં દાનમાહુર્મનીષિણઃ ।**
**નિજાનન્દે સ્પૃહા નાન્યદ્વૈરાગ્યસ્યાવધિર્મતઃ ॥૧૭॥**

વિવેકાદિ સાધન સંપન્ન સર્વ અધિકારી જીવોને યોગ્ય ઉપદેશ આપી જન્મમરણાદિરૂપ ભયમાંથી મુક્ત કરવા આને બુદ્ધિશાળી પુરૂષો દાન કહે છે, અને પોતાના આત્મસ્વરૂપના આનંદમાં જ સ્પૃહા પણ અન્ય કોઇ દૃશ્ય પદાર્થોમાં નહિ એને વૈરાગ્યનો અવધિ માન્યો છે. ૧૭

**વેદાન્તશ્રવણં કુર્યાત્ મનનં ચોપપત્તિભિઃ ।**
**યોગેનાભ્યસનં નિત્યં તતો દર્શન માત્મનઃ ॥૧૮॥**

વિવેકાદિ સાધન સંપન્ન પુરૂષ પ્રથમ શ્રી સદ્‌ગુરૂના મુખદ્વારા વેદાંતશાસ્ત્રનું ઉપક્રમોપસંહારાદિ છ લિંગ સહિત યથાર્થ શ્રવણ કરે, શ્રવણ કરેલા અર્થનું અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓ વડે મનન કરે, ત્યારબાદ ગુરૂગમ દ્વારા યોગવડે શ્રવણ–મનન કરેલા અર્થરૂપ બ્રહ્મમાં અંતઃકરણની એકાગ્રતા કરવારૂપ અભ્યાસ (નિદિધ્યાસન) કરે. આ ત્રણ અંતરંગ સાધનો વડેજ આત્મતત્ત્વનો યથાર્થ સાક્ષાત્કાર થાય છે. ૧૮

**શબ્દશક્તેરચિન્ત્યત્વાચ્છબ્દાદેવાપરોક્ષધીઃ ।**
**પ્રસુપ્તપુરૂષો યદ્વચ્છબ્દૈનૈવાનુબુધ્યતે ॥૧૯॥**

શબ્દશક્તિના અચિંત્યપણાથી શબ્દવડેજ અપરોક્ષજ્ઞાન થાય છે. જેમ સૂતેલો પુરૂષ શબ્દવડે જાગ્રત્ થાય છે તેમ અજ્ઞાનરૂપ ગાઢ નિદ્રામાં ઘેરાયેલો જીવાત્મા શ્રીસદ્‌ગુરૂના પવિત્ર મુખથી શ્રવણ કરેલાં તત્ત્વમસ્યાદિ મહાવાકયોરૂપ શબ્દથીજ જાગ્રત્ થાય છે, અન્યથા નહિ. ૧૯

**આત્માનાત્મવિવેકેન જ્ઞાનં ભવતિ નિર્મલમ્ ।**
**ગુરૂણા બોધિતઃ શિષ્યઃ શબ્દબ્રહ્માતિવર્તતે ॥૨૦॥**

જડ–ચેતનના વિવેકથી નિર્મલ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ગુરૂદ્વારા ઉપદેશ પામેલો શિષ્ય શબ્દ બ્રહ્મરૂપ વેદને ઓળંગી જાય છે. ૨૦

**ન ત્વં દેહો નેન્દ્રિયાણિ ન પ્રાણો ન મનો ન ધીઃ ।**
**વિકારિત્વાદ્વિનાશિત્વાદ્ દૃશ્યત્વાચ્ચ ઘટો યથા ॥૨૧॥**

જેમ ઘડાને જોનાર તું ઘડાના વિકારીપણાથી, વિનાશીપણાથી અને દૃશ્યપણાથી ઘડારૂપ નથી, તેમ દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન અને બુદ્ધિ આ સર્વને જાણનારો તું દેહાદિના વિકારીપણાથી, વિનાશીપણાથી અને દૃશ્યપણાથી દેહાદિરૂપ નથી. ૨૧

**વિશુદ્ધં કેવલં જ્ઞાનં નિર્વિશેષં નિરંજનમ્ ।**
**યદેકં પરમાનંદં તત્ત્વમસ્યદ્વયં પરમ્ ॥૨૨॥**

જે સર્વ પ્રકારના મલોથી રહિત, અસંગ, જ્ઞાનસ્વરૂપ, નામ-રૂપાદિ વિશેષોથી રહિત અજ્ઞાનરૂપ અંજનથી રહિત, સ્વગતાદિ ભેદ રહિત, પરમપ્રીતિના સ્થાનરૂપ, અદ્વિતીય અને સર્વથી શ્રેષ્ઠ છે તે તું છે. ૨૨

**શબ્દસ્યાદ્યન્તતે સિદ્ધે મનસોઽપિ તથૈવ ચ ।**
**મધ્યે સાક્ષિતયા નિત્યં તદેવ ત્વં ભ્રમં જહિ ॥૨૩॥**

શબ્દનું આદિ–અંતપણું સિદ્ધ છે, તેમજ મનનું પણ આદિ–અંતપણું સિદ્ધ છે, પરંતુ તેના મધ્યમાં સાક્ષિપણાવડે જે નિત્ય તત્ત્વ રહેલું છે તેજ તું છે. માટે દેહાદિમાં રહેલી હું પણારૂપ મિથ્યા ભ્રાંતિનો ત્યાગ કર. ૨૩

**સ્થૂલવૈરાજયોરૈક્યં સૂક્ષ્મહૈરણ્યગર્ભયોઃ ।**
**અજ્ઞાનમાયયોરૈક્યં પ્રત્યગ્વિજ્ઞાનપૂર્ણયોઃ ॥૨૪॥**

પંચીકૃત પાંચભૂતોના કાર્યરૂપ હોવાથી વ્યષ્ટિસ્થૂલ શરીરનું અને સમષ્ટિ સ્થૂલ શરીરરૂપ વૈરાટનું એકપણું છે, અપંચીકૃત પાંચ-ભૂતોના કાર્યરૂપ હોવાથી વ્યષ્ટિ સૂક્ષ્મશરીરનું અને સમષ્ટિ સૂક્ષ્મ શરીરરૂપ હિરણ્યગર્ભનું એકપણું છે, વ્યષ્ટિ–સમષ્ટિ સ્થૂલ–સૂક્ષ્મના કારણરૂપ હોવાથી અજ્ઞાનનું અને માયાનું એકપણું છે તથા ઉપાધિ રહિતપણાથી પ્રત્યગાત્માનું અને વિજ્ઞાનપૂર્ણ બ્રહ્મનું એકપણું છે. ૨૪

**ચિન્માત્રૈકરસે વિષ્ણૌ બ્રહ્માત્મ્યૈક્યસ્વરૂપકે ।**
**ભ્રમેણૈવ જગજ્જાતં રજ્જ્વાં સર્પભ્રમો યથા ॥૨૫॥**

જેમ મંદ અંધકારમાં પડેલા દોરડામાં સર્પની ભ્રાંતિ થાય છે, તેમ ચિન્માત્ર, એકરસ તથા બ્રહ્માત્મ્યૈક્યસ્વરૂપ વ્યાપક તત્ત્વમાં જગત્ ભ્રાંતિથી જ ઉત્પન્ન થયું છે. ૨૫

**તાર્કિકાણાં ચ જીવેશૌ વાચ્યાવેતૌ વિદુર્બુધાઃ ।**
**લક્ષ્યૌ ચ સાંખ્યયોગાભ્યાં વેદાન્તૈરૈક્યતા તયોઃ ॥૨૬॥**

તાર્કિકોના મતમાં જીવ અને ઈશ્વર વાચ્યરૂપ છે એમ જ્ઞાનીઓ

કહે છે, સાંખ્ય અને યોગ મતમાં જીવ અને ઇશ્વર લક્ષ્યરૂપ છે તથા વેદાન્તશાસ્ત્રમાં તેમનું (જીવ–ઇશ્વર બંનેનું) એકપણું માન્યું છે. ૨૬

**કાર્યકારણવાચ્યાંશો જીવેશૌ યૌ જહચ્ચ તૌ ।**
**અજહચ્ચ તયોર્લક્ષ્યૌ ચિદંશાવેકરૂપિણૌ ॥૨૭॥**

જીવ અને ઇશ્વરના જે કાર્ય–કારણરૂપ વાચ્ય ભાગ છે તેમનો ત્યાગ કરવાથી તથા તેમના લક્ષ્ય ભાગનો ત્યાગ નહિ કરવાથી તે બંનેના ચૈતન્યરૂપ અંશોની એકતા થાય છે. ૨૭

**કર્મશાસ્ત્રે કુતો જ્ઞાનં તર્કે નૈવાસ્તિ નિશ્ચયઃ ।**
**સાંખ્યયોગૌ ભિદાપન્નૌ શાબ્દિકાઃ શબ્દતત્પરાઃ ॥૨૮॥**

કર્મને પ્રધાન માનનારાં શાસ્ત્રોમાં અભેદજ્ઞાન ક્યાંથી હોય? તર્કશાસ્ત્રમાં તો નિશ્ચયજ નથી, સાંખ્ય ને યોગ ભેદને પ્રાપ્ત થયેલાં છે તથા વૈયાકરણીયો શબ્દમાં તત્પર રહેલા છે. ૨૮

**અન્યે પાખંડિનઃ સર્વે જ્ઞાનવાર્તાસુ દુર્બલાઃ ।**
**એકં વેદાન્તવિજ્ઞાનં સ્વાનુભૂત્યા વિરાજતે ॥૨૯॥**

અન્ય સર્વે પાખંડીઓ જ્ઞાનની વાર્તામાં દુર્બલ છે, માત્ર એક વેદાંત વિજ્ઞાન પોતાના અનુભવવડે શોભી રહ્યું છે. ૨૯

**અહંમમેત્યયં બન્ધો મમાહં નેતિ મુક્તતા ।**
**બન્ધમોક્ષૌ ગુણૈર્ભાતઃ ગુણાઃ પ્રકૃતિસંભવાઃ ॥૩૦॥**

દેહાદિકમાં રહેલું હુંપણું અને મ્હારાપણું આ બંધ છે તથા દેહાદિકમાં હુંપણું ને મ્હારાપણું નહિ આ મોક્ષનું સ્વરૂપ છે. બંધ–મોક્ષ ગુણોથી ભાસે છે અને ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે. ૩૦

**જ્ઞાનમેકં સદા ભાતિ સર્વાવસ્થાસુ નિર્મલમ્ ।**
**મંદભાગ્યા ન જાનન્તિ સ્વરૂપં કેવલં બૃહત્ ॥૩૧॥**

સર્વ અવસ્થાઓમાં એક નિર્મલ જ્ઞાન નિરંતર ભાસી રહ્યું છે, પણ મંદભાગી પુરૂષો અસંગ સ્વરૂપ બ્રહ્મને જાણી શકતા નથી. ૩૧

**સંકલ્પસાક્ષિણું જ્ઞાનં સર્વલોકૈકજીવનમ્ ।**
**તદસ્મીતિ ચ યો વેદ સ મુક્તો નાત્ર સંશયઃ ॥૩૨॥**

સર્વ લોકના મુખ્ય જીવનરૂપ, જ્ઞાનસ્વરૂપ તથા સંકલ્પના સાક્ષી એવા આત્માને "તે હું છું" એમ જે કોઇ જાણે છે તે મુક્ત છે એમાં જરાપણ સંશય નથી. ૩૨

**પ્રમાતા ચ પ્રમાણં ચ પ્રમેયં પ્રમિતિસ્તથા ।**
**યસ્ય ભાસાવભાસેત માનં જ્ઞાનાય તસ્ય કિમ્ ॥૩૩॥**

પ્રમાતા (પ્રમાણ વડે પદાર્થને જાણનાર), પ્રમાણ (જ્ઞાનનું સાધન), પ્રમેય (પ્રમાણવડે પ્રતીત થનાર) અને પ્રમિતિ (પ્રમા–યથાર્થજ્ઞાન) આ સર્વ જેના વડે પ્રકાશે છે તે આત્માના જ્ઞાનના માટે કયું પ્રમાણ હોઇ શકે? ૩૩

**અર્થાકારા ભવેદ્વૃતિઃ ફલેનાર્થઃ પ્રકાશતે ।**
**અર્થજ્ઞાનં વિજાનાતિ સ એવાર્થઃ પરઃ સ્મૃતઃ ॥૩૪॥**

અંતઃકરણની વૃત્તિ ચક્ષુઆદિ ઇંદ્રિયોદ્વારા બહાર નીકળીને પદાર્થના આકારે થાય છે, પદાર્થ ચિદ્રાભાસ વડે પ્રકાશે છે અને પદાર્થના જ્ઞાનને જે જાણે તેજ પદાર્થ (આત્મા) સૌથી શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે. ૩૪

**વૃત્તિવ્યાપ્યત્વમેવાસ્તુ ફલવ્યાપ્તિઃ કથં ભવેત્ ।**
**સ્વપ્રકાશસ્વરૂપત્વાત્ સિદ્ધત્વાચ્ચ ચિદાત્મનઃ ॥૩૫॥**

ચૈતન્યસ્વરૂપ આત્મામાં સ્વયંપ્રકાશપણું અને સ્વયંસિદ્ધપણું હોવાથી તેના જ્ઞાન માટે વૃત્તિવ્યાપ્યપણું જ ભલે હો, પણ ફલવ્યાપ્તિ તો કેમ હોઇ શકેજ? ૩૫

**અર્થાદર્થે યદા વૃત્તિર્ગન્તું ચલતિ ચાન્તરે ।**
**નિરાધારા નિર્વિકારા યા દશા સોન્મની સ્મૃતા ॥૩૬॥**

એક પદાર્થથી બીજા પદાર્થ તરફ જ્યારે વૃત્તિ જાય છે, ત્યારે તે બે પદાર્થોની મધ્યમાં તેની જે નિરાધાર અને નિર્વિકાર સ્થિતિ તે ઉન્મની દશા છે એમ જ્ઞાનીઓએ કહ્યું છે. ૩૬

**ચિત્તં ચિચ્ચ વિજાનીયાત્ તકારરહિતં યદા ।**
**તકારો વિષયાધ્યાસો જપારાગો યથા મણૌ ॥૩૭॥**

ચિત્ત જ્યારે તકાર રહિત હોય ત્યારે તેને ચિદ્રૂપ જાણવું. શુદ્ધ સ્ફટિક મણિમાં જાસુદીના ફુલની રતાશની પેઠે ચિત્તમાં તકાર વિષયાધ્યાસરૂપે રહેલો છે. ૩૭

**જ્ઞેય વસ્તુપરિત્યાગાત્ જ્ઞાનં તિષ્ઠતિ કેવલમ્ ।**
**ત્રિપુટી ક્ષીણતામેતિ બ્રહ્મ નિર્વાણમૃચ્છતિ ॥૩૮॥**

જાણવા યોગ્ય વસ્તુનો પરિત્યાગ કરવાથી કેવલ જ્ઞાનસ્વરૂપ આત્મા રહે છે, જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય આ ત્રિપુટીનો નાશ થાય છે અને તેમ થવાથી યોગી નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે. ૩૮

**મનોમાત્રમિદં સર્વં તન્મનોઽજ્ઞાનમાત્રકમ્ ।**
**અજ્ઞાનં ભ્રમ ઈત્યાહુર્વિજ્ઞાનં પરમં પદમ્ ॥૩૯॥**

આ સર્વ દૃશ્ય પ્રપંચ મન વડે કલ્પાયેલો હોવાથી મનરૂપજ છે, તે મન અજ્ઞાનના કાર્યરૂપ હોવાથી અજ્ઞાનરૂપજ છે અને અજ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ તત્ત્વવેત્તા પુરુષો કહે છે. આ અજ્ઞાનથી શ્રેષ્ઠ એવું જે વિજ્ઞાન તે જ પરમપદરૂપ છે. ૩૯

**અજ્ઞાનં ચાન્યથા જ્ઞાનં માયામેતાં વદન્તિ તે ।**
**ઈશ્વરં માયિનં વિદ્યાન્માયાતીતં નિરંજનમ્ ॥૪૦॥**

અન્યથા જ્ઞાન એજ અજ્ઞાન છે, શાસ્ત્રકારો આનેજ માયા કહે છે. માયાના સ્વામી ઇશ્વર છે એમ જાણવું અને માયાથી પર રહેલા છે તે નિરંજન છે. ૪૦

**સદાનન્દે ચિદાકાશે માયામેઘસ્તડિન્મનઃ ।**
**અહંતા ગર્જનં તત્ર ધારાસારા હિ વૃત્તયઃ ॥૪૧॥**

સદાનંદરૂપ ચિદાકાશમાં માયા મેઘરૂપ છે, મન વીજળીરૂપ છે, અહંતા ગર્જનારૂપ છે અને ત્યાં વૃત્તિઓરૂપ મોટી ધારાઓવું વરસવું થાય છે. ૪૧

**મહામોહાન્ધકારેઽસ્મિન્ દેવો વર્ષતિ લીલયા ।**
**અસ્યા વૃષ્ટે વિરામાય પ્રબોધૈક સમીરણઃ ॥૪૨॥**

મહામોહરૂપ અંધકારમાં પરમાત્માદેવ પોતાની લીલાવડે વરસે છે. આ માયારૂપ વૃષ્ટિના વિરામ માટે માત્ર બ્રહ્મજ્ઞાનરૂપ વાયુ છે. ૪૨

**જ્ઞાનં દૃગ્દૃશ્યયોર્ભાવં વિજ્ઞાનં દૃશ્યશૂન્યતા ।**
**એકમેવાદ્વયં બ્રહ્મ નેહ નાનાસ્તિ કિંચન ॥૪૩॥**

દૃષ્ટા અને દૃશ્યનો ભાવ એ જ્ઞાન છે અને દૃશ્યની શૂન્યતા એ વિજ્ઞાન છે. એકજ અદ્વિતીય બ્રહ્મ છે, અહિં કાંઇ પણ ભેદ જેવું નથી. ૪૩

**ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનં તજ્જ્ઞાનં જ્ઞાનમુચ્યતે ।**
**વિજ્ઞાનં ચોભયોરૈક્યં ક્ષેત્રજ્ઞ પરમાત્મનોઃ ॥૪૪॥**

ક્ષેત્ર (શરીર) અને ક્ષેત્રજ્ઞ (જીવ)નું જે જ્ઞાન તે જ્ઞાન જ્ઞાન કહેવાય છે અને ક્ષેત્રજ્ઞ તથા પરમાત્મા આ બંનેના એકપણાનું જ્ઞાન તે વિજ્ઞાન છે. ૪૪

**પરોક્ષં શાસ્ત્રજં જ્ઞાનં વિજ્ઞાનં ચાત્મદર્શનમ્ ।**
**આત્મનો બ્રહ્મણઃ સમ્યગુપાધિદ્વયવર્જિતમ્ ॥૪૫॥**

શાસ્ત્રના શ્રવણદ્વારા ઉત્પન્ન થયેલું જ્ઞાન પરોક્ષજ્ઞાન છે અને જીવ–ઇશ્વર બંનેની ઉપાધિથી રહિત આત્મતત્ત્વનો યથાર્થ સાક્ષાત્કાર થવો એ વિજ્ઞાન (અપરોક્ષજ્ઞાન) છે. ૪૫

**ત્વમર્થવિષયંજ્ઞાનં વિજ્ઞાનં તત્પદાશ્રયમ્ ।**
**પદયોરૈક્યબોધસ્તુ જ્ઞાનવિજ્ઞાનસંજ્ઞકમ્ ॥૪૬॥**

"તે તું છે" એ મહાવાકયમાંના 'તું' પદના અર્થને વિષય કરનારૂં તે જ્ઞાન અને 'તે' પદના આશ્રયને વિષય કરનારૂં તે વિજ્ઞાન છે. તે બંને પદના ઐકયનું જ્ઞાન તો જ્ઞાન–વિજ્ઞાનની સંજ્ઞાવાળું છે. ૪૬

**આત્માનાત્મવિવેકસ્ય જ્ઞાનમાહુર્મનીષિણઃ ।**
**અજ્ઞાનં ચાન્યથા લોકે વિજ્ઞાનં તન્મયં જગત્ ॥૪૭॥**

જડ–ચેતનના વિવેકનું જ્ઞાન તે જ્ઞાન છે એમ બુદ્ધિશાળી પુરૂષો કહે છે. જગત્માં અન્યથા પ્રકારના જ્ઞાનને અજ્ઞાન કહે છે અને નામરૂપાત્મક જગતને તે બ્રહ્મમય જાણવું એને વિજ્ઞાન કહે છે. ૪૭

**અન્વયવ્યતિરેકાભ્યાં સર્વત્રૈકં પ્રપશ્યતિ ।**
**યત્તત્તુ વૃત્તિજં જ્ઞાનં વિજ્ઞાનં જ્ઞાનમાત્રકમ્ ॥૪૮॥**

અન્વય અને વ્યતિરેક વડે જે જ્ઞાન સર્વત્ર એક બ્રહ્મને જુએ છે તે તો વૃત્તિથી ઉત્પન્ન થયેલું છે અને જ્ઞાનમાત્ર વિજ્ઞાન છે. ૪૮

**અજ્ઞાનધ્વંસકં જ્ઞાનં વિજ્ઞાનં ચોભયાત્મકમ્ ।**
**જ્ઞાનવિજ્ઞાનનિષ્ઠેયં તત્સદ્રૂપબ્રહ્મણિ ચાર્પિતા ॥૪૯॥**

અજ્ઞાનની નિવૃત્તિ કરનારૂં વિશેષ જ્ઞાન છે. અને વિજ્ઞાન અજ્ઞાન તથા વિશેષજ્ઞાન ઉભયરૂપ છે. જ્ઞાન–વિજ્ઞાનની આ નિષ્ઠા તે સદ્રૂપ બ્રહ્મમાં અર્પિત છે. ૪૯

**ભોક્તા સત્ત્વગુણઃ શુદ્ધો ભોગાનાં સાધનં રજઃ ।**
**ભોગ્યં તમોગુણં પ્રાહુરાત્મા ચૈષાં પ્રકાશકઃ ॥૫૦॥**

શુદ્ધ સત્ત્વગુણ ભોક્તા છે, રજોગુણ ભોગોનું સાધન છે, તમોગુણને ભોગ્યરૂપ કહ્યો છે અને આત્મા એ સર્વનો પ્રકાશક છે. ૫૦

**બ્રહ્માધ્યયનસંયુક્તો બ્રહ્મચર્યરતઃ સદા ।**
**સર્વં બ્રહ્મેતિ યો વેદ બ્રહ્મચારી સ ઉચ્યતે ॥૫૧॥**

જે શબ્દ બ્રહ્મરૂપ વેદોના અધ્યયનવાળો છે, બ્રહ્મચર્ય પાળ-

વામાં સદા પ્રીતિવાળો છે અને સર્વદા દૃશ્યપ્રપંચ બ્રહ્મસ્વરૂપજ છે એમ જાણનાર છે તે બ્રહ્મચારી કહેવાય છે. ૫૧

**ગૃહસ્થો ગુણમધ્યસ્થઃ શરીરં ગૃહમુચ્યતે ।**
**ગુણાઃ કુર્વન્તિ કર્માણિ નાહં કર્તેતિ બુદ્ધિમાન્ ॥૫૨॥**

જે ગુણોના કાર્યરૂપ દેહાદિમાં મધ્યસ્થ છે તે ગૃહસ્થ છે અને પંચભૂતાત્મક શરીર ગૃહ છે. શુભાશુભ કર્મોનો કર્તા હું નથી, પણ ગુણોજ કર્મો કરે છે એમ બુદ્ધિશાળી પુરૂષ માને છે. ૫૨

**કિમુગ્રૈશ્ચ તપોભિશ્ચ યસ્ય જ્ઞાનમયં તપઃ ।**
**હર્ષામર્ષવિનિર્મુક્તો વાનપ્રસ્થઃ સ ઉચ્યતે ॥૫૩॥**

જેનું જ્ઞાનમય તપ છે તેને ઉગ્ર તપોથી શું પ્રયોજન છે? જે હર્ષ અને ઇર્ષાથી સારી રીતે મુક્ત થયેલો છે તે વાનપ્રસ્થ કહેવાય છે. ૫૩

**સદાચારમિમં નિત્યં યેઽનુસન્દધત બુધાઃ ।**
**સંસારસાગરાચ્છીઘ્રં મુચ્યન્તે નાત્ર સંશયઃ ॥૫૪॥**

આ સદાચારને જે વિવેકી પુરૂષો નિત્ય વિચારે છે, તેઓ સંસારરૂપ સાગરથી શીઘ્ર મુક્ત થાય છે એમાં જરાપણ સંશય નથી. ૫૪

**( શ્રી સદાચાર સમાપ્ત )**

## चर्पटपंजरिका

ભજ ગોવિંદ, ભજ ગોવિંદ,
ભજ ગોવિંદ હે મૂઢમતિ ।
મરણ સમીપે આવશે ત્યારે,
'ડુકૃઞ્કરણે' નહિજ ઉગારે....ભજ. ॥૧॥

હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! શ્રીગોવિંદને ભજ, શ્રીગોવિંદને ભજ, શ્રીગોવિંદને ભજ; મરણ જ્યારે નજીકમાં આવશે ત્યારે 'ડુકુઞ્કરણે' કે જે રાતદિવસ ગોખ્યા કરે છે તે તારૂં રક્ષણ કરી શકે તેમ છે જ નહિ. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૧

બાલ તાવત્ કીડાસક્ત,
તરૂણ તાવત્ તરૂણારક્ત ।
વૃદ્ધ તાવત્ ચિંતામગ્ન,
પરબ્રહ્મમાં કો' પણ ન લગ્ન....ભજ. ॥૨॥

મનુષ્ય જ્યાંસુધી બાલ્યાવસ્થામાં હોય છે, ત્યાંસુધી રમતગમતમાં દિવસો પસાર કરે છે, યુવાવસ્થામાં હોય છે ત્યાંસુધી યુવાન અને સુંદર સ્ત્રીમાં આસક્ત–અંધ બનીને રહે છે, વૃદ્ધાવસ્થામાં હોય છે ત્યાંસુધી અનેક પ્રકારની વ્યાવહારિક ચિંતાઓમાં ડૂબેલો રહે છે. પરંતુ પરબ્રહ્મમાં કોઈ પ્રીતિવાળો થતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૨

અંગ ગળ્યું પળી આવ્યાં મુંડ,
દાંત વિનાનું થયું છે તુંડ ।
વૃદ્ધ થયો ચાલે ગ્રહી દંડ,
તોપણ ત્યજે ન આશા-પિંડ....ભજ. ॥૩॥

શરીર ગળી ગયું છે, માથે પળી આવી ગયાં છે, મોઢું દાંત વિનાનું થયું છે. અને વૃદ્ધાવસ્થાને લીધે હાથમાં લાકડી પકડી અર્થાત્

લાકડીના ટેકે ટેકે ચાલે છે, તોપણ આશારૂપ પિંડનો ત્યાગ કરતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સન્યાસી ! વગેરે......૩

**ફરી ફરી જન્મ ફરી ફરી મરણુ,**
**ફરી ફરી જનની જઠરે ઠરણુ ।**
**અરે, આ દુસ્તર ભવજલ ભારે,**
**કૃપા કરીને ઉગારો મુરારે !...ભજ. ॥૪॥**

ખરેખર, આ અપાર અને દુસ્તર સંસારરૂપ સમુદ્રમાં વારંવાર જન્મવું ને વારંવાર મરવું તેમજ માતાના ઉદરમાં વારંવાર ઉંધા માથે લટકાઇ અસહ્ય વેદના ભોગવવી પડે છે. હે મુરારિ ! મ્હારા પર અમોઘ કૃપા કરી મ્હને સંસાર સમુદ્રમાંથી ઉગારો અર્થાત્ જન્માદિથી અત્યંત મોકળો કરી આપના પવિત્ર ચરણારવિંદમાં મ્હારો સદાકાલ વાસ રહે તેમ કરો. આ પ્રમાણે સંસારથી કંટાળેલા મનુષ્યો પ્રભુપ્રતિ પ્રાર્થના કરે છે. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૪

**દિવસ ને રજની સાંજ–સવાર,**
**શિશિર–વસંત આવે ફરીવાર ।**
**કાલ રમે ને જાય છે આયુ,**
**તોપણ ત્યજે ન આશા–વાયુ....ભજ. ॥૫॥**

દિવસ ને રાત્રિ, સાંજ ને સવાર તથા શિશિર ને વસંત ફરી ફરી આવે છે, કાલરાજા પોતાની રમત રમ્યા કરે છે અને આયુષ્ય જળપ્રવાહની પેઠે ચાલ્યું જાય છે, છતાં પણ મનુષ્ય આશારૂપ વાયુનો ત્યાગ કરતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૫

**જટિલ મુંડી ચુંટેલ કેશ,**
**ભગવાં વસ્ત્ર બહુધૃત–વેશ ।**
**જોતો છતો ન જોતો લોક,**
**પેટ નિમિત્તે બહુકૃત–શોક....ભજ. ॥૬॥**

જટા વધારનાર, માથાનું મુંડન કરનાર, કેશ ચુંટાવી નાંખનાર, ભગવાં વસ્ત્ર પહેરી અનેક પ્રકારના વેષ ધારણુ કરનાર અને પાપી પેટના નિમીત્તે બહુ પ્રકારે શોક કરનાર મનુષ્ય જુએ છતાં જોતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૬

**વય જાતાં શો કામ વિકાર ?**
**પાણી સુકાતાં શું કાસાર ?**
**ધન-ક્ષય થાતાં શો પરિવાર ?**
**જાણુતાં તત્ત્વને શો સંસાર ?....ભજ. ॥૭॥**

અત્યંત વેગવાળી યુવાની વહી ગયા પછી કામ વિકાર શો ? પાણી સુકાઇ ગયા પછી તળાવ શું ? પૈસાટકા ગુમાવી બેઠા પછી પરિવાર શો ? તેજ પ્રમાણે સ્વાત્મતત્ત્વને જાણ્યા પછી આ સંસાર કયાં રહે ? માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૭

**આગળ અગ્નિ પાછળ ભાનુ,**
**રાત્રે-હડપચી વચ્ચે જાનુ ।**
**કરતલ ભિક્ષા તરૂતલ વાસ,**
**તોપણ ત્યજે ન આશા-પાશ....ભજ. ॥૮॥**

દિવસે જેના આગળ અગ્નિની ધુણી ધખી રહી છે, અને પછવાડે ઉપરથી સૂર્યનો પ્રચંડ તાપ તનને તપાવી રહ્યા છે. રાત્રે અતિશય ટાઢના સુસવાટાથી પોતાની હડપચી બન્ને ઢીંચણુ વચ્ચે રાખે છે, ભિક્ષા માત્ર નિર્વાહપૂરતીજ અને તે પણ હાથમાં તથા નિર્જન સ્થાનમાં આવેલા તરૂવૃક્ષ નીચે વાસ કરીને રહે છે, તોપણુ આશારૂપી પાશનો ત્યાગ કરતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી ! વગેરે......૮

**જ્યાંસુધી ધન મેળવવા શક્ત,**
**ત્યાંસુધી નિજપરિવાર રક્ત ।**
**જર્જરભૂત કાયા પશ્ચાત્**
**કો’ પણુ પૂછે ન ઘરમાં વાત....ભજ. ॥૯॥**

પુરૂષ જ્યાં સુધી પૈસો કમાવાને સમર્થ હોય છે ત્યાં સુધીજ તેનું કુટુંબ તેના તરફ પ્રીતિવાળું રહે છે, પણ જ્યારે કાયા જર્જર-ભૂત થાય છે, અને પૈસો પણ કમાઇ શકતો નથી ત્યારે ઘરમાં તેને કોઇ વાત પણ પૂછતું નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી! વગેરે......૯

**રસ્તાનાં ચિંથરાંની કંથા,**
**પુણ્ય ને પાપ વિનાના પંથા ।**
**નહિ તું નહિ હું નહિ આ લોક,**
**તોપણ કેમ કરાય છે શોક?....ભજ. ॥૧૦॥**

માર્ગમાં પડેલાં ચિંથરાં વિંણી વિંણીને તેં તારી કંથા તૈયાર કરી છે, તારો પંથ પુણ્ય-પાપથી અત્યંત રહિત છે, તેમજ વાસ્તવમાં તું નથી, હું નથી કે આ લોક પણ નથી આમ જાણવા છતાં તારાવડે કેમ શોક કરાય છે? માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી! વગેરે......૧૦

**સ્રીનાં ભર-સ્તન જાંઘ નિવેશ,**
**જોઇને માયા-મોહાવેશ ।**
**આ છે માંસવસાદિ વિકાર,**
**મનમાં વારંવાર વિચાર....ભજ. ॥૧૧॥**

સ્રીનાં ભરાવદાર સ્તન અને સુંદર વિસ્તારવાળી સાથળો જોઇને એમાં કેવલ અજ્ઞાનથી પુરૂષને વ્યામોહ ઉત્પન્ન થાય છે. વસ્તુતાએ આ સ્તન ને સાથળો માત્ર માંસવસાદિના કાર્યરૂપ છે એમ તું તારા મનમાં વારંવાર વિચારપૂર્વક સમજ. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી! વગેરે......૧૧

**ગીતા-સહસ્ર નામ છે ગેય,**
**શ્રીપતિ રૂપ નિરંતર ધ્યેય ।**

**સજ્જન સમીપે ચિત્ત છે નેય,**
**દીનજનોને વિત્ત છે દેય....ભજ. ॥૧૨॥**

શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને શ્રી વિષ્ણુ સહસ્રનામ ગાવા યોગ્ય છે, શ્રીવિષ્ણુ ભગવાન્‌નું શુદ્ધ સાત્ત્વિક સ્વરૂપ નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે, દોષોથી અત્યંત રહિત થયેલું ચિત્ત સત્પુરૂષોની સમીપમાં લઇ જવા યોગ્ય છે અને નીતિ પરાયણ રહી પેદા કરેલું ધન અત્યંત નિરાધાર તથા ગરીબ માણસોને આપવા યોગ્ય છે. માટે હે મૂઢ-બુદ્ધિવાળા સંન્યાસી !...વગેરે......૧૨

**ગીતા કાંઇક અધ્યયન કીધી,**
**ગંગાજલ લવકણિકા પીધી ।**
**જેણે કરી મુરારિની અર્ચા,**
**યમ શું કરેજ તેની ચર્ચા?....ભજ. ॥૧૩॥**

જે મનુષ્યે વધારે નહિ તો થોડું પણ શ્રીમદ્ ભગવદ્ ગીતાનું અધ્યયન કર્યું છે, પતિતપાવની ગંગાના પવિત્ર જલનું ટીપું માત્ર પણ પીધું છે અને શ્રીમુરારિનું શ્રદ્ધા ને પ્રેમપુર્વક જેણે પૂજન કર્યું છે, તેની ચર્ચા યમ પણ શું કરી શકે તેમ છે?...માટે હે મૂઢ બુદ્ધિ-વાળા સંન્યાસી !...વગેરે......૧૩

**કો' હું? ક્યાંથી આવ્યો? તું કોણ?**
**મમ જનની મમ તાત છે કોણ? ।**
**એમ તું ચિંતવ સર્વ અસાર,**
**ત્યજીને સર્વ સ્વપ્ન-વિચાર....ભજ. ॥૧૪॥**

હું કોણ? તું કોણ? ક્યાંથી આવ્યો છે? મારાં માતા અને મારા પિતા કોણ છે? એમ નિરંતર વિચાર કર, અને સર્વ સ્વપ્નવત્ વિચારનો ત્યાગ કરીને સમગ્ર જગત્‌ને અસારરૂપ માન. માટે હે મૂઢબુદ્ધિવાળા સંન્યાસી?...વગેરે......૧૪

કયી તુજ પત્નિ? કો' તુજ પુત્ર?
આ સંસાર અતીવ વિચિત્ર ।
કોનો તું? કો'? કયાંથી–ભ્રાત?
તત્ત્વને મનમાં ધાર હે તાત!....ભજ. ॥૧૫॥

અહિં તારી પત્નિ કયી છે! તારો પુત્ર કોણ છે? આ સંસાર તો અતિશય વિચિત્રતાવાળો છે. તું કોનો છે? તું કોણ છે? અને તું કયાંથી આવ્યો છે? હે ભાઇ! આ તત્ત્વને તારા મનમાં વિચાર-પૂર્વક ધાર. માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી! વગેરે......૧૫

ગંગાતટ તરૂ મૂલ નિવાસ,
શય્યા પૃથ્વિ અજિનનું વાસ ।
સર્વ પરિગ્રહ–ભોગનો ત્યાગ,
કોને સુખ કરે ન વિરાગ?...ભજ. ॥૧૬॥

ગંગાના કિનારા પર આવેલા વૃક્ષના મૂલમાં નિવાસ, પૃથ્વિ-માતાની શય્યા–પથારી, કાળા મૃગચર્મનું વસ્ત્ર અને સર્વ પરિગ્રહ તેમજ સર્વ પ્રકારના ભોગોનો ત્યાગ આવા પ્રકારનો વૈરાગ કોને આનંદ આપવાવાળો થતો નથી? માટે હે મૂઢ બુદ્ધિવાળા સંન્યાસી! વગેરે......૧૬

(શ્રી ચર્પટપંજરિકા સમાપ્ત)

## શ્રી મોહમુદ્દગર

**હે મૂઢ ! ત્યજ ધનપ્રાપ્તિ-તૃષ્ણા,**
**કર સદ્બુદ્ધિ મનમાં વિતૃષ્ણા ।**
**નિજ કર્મથી જે મેળવે વિત્ત,**
**તેવડે કર તું પ્રસન્ન ચિત્ત ॥૧॥**

સ્વસ્વરૂપથી અત્યંત વિમુખ બની માયામાં અંધ થનાર હે મૂઢાત્મા ! પૈસા પેદા કરવાની વિશાલ તૃષ્ણાનો ત્યાગ કર, અને મનમાં સદ્બુદ્ધિ ધારણ કરી તૃષ્ણાથી અત્યંત રહિત થા. તારા પ્રારબ્ધાનુસાર તને જે સમયે જે કાંઇ મળે તેમાંજ સંતોષ માની તારા ચિત્તને સ્વાત્માનંદથી પ્રસન્ન રાખ. ૧

**અર્થને અનર્થરૂપ ગણ નિત્ય,**
**નથી તેથી સુખલેશ-સત્ય ।**
**પુત્રથી પણ ધનવાન્‌ને ભીતિ,**
**સર્વત્ર આ પ્રસિદ્ધ નીતિ ॥૨॥**

લક્ષ્મી અત્યંત ચંચલ હોઇ અનર્થરૂપજ એમ નિરંતર માન. તેથી સુખનો લેશ નથી આ વાર્તા નિર્વિવાદ છે. પુત્ર પણ કલ્યાણ કરે તેમ નથી, કારણ કે પુત્રથી ધનવાનોને અનેક પ્રકારના ભય-રહે છે, આ સર્વત્ર પ્રસિદ્ધ નીતિ છે. ૨

**કયી તુજ કાન્તા ? કયો તુજ પુત્ર ?**
**આ સંસાર અતીવ વિચિત્ર ।**
**કોનો ? તું કો' ? કયાંથી-? ભ્રાત ।**
**જે આ તત્ત્વ-ચિંતવ તાત ! ॥૩॥**

તારી વહાલી સ્ત્રી કયી ? તારો પ્રાણાધિક પુત્ર કયો ? આ સંસાર તો ઘણોજ વિચિત્ર છે. તું કોનો છે ? તું કોણ છે ? અને

ક્યાંથી આવ્યો છે? હે ભ્રાત! જે આ તત્ત્વ છે તેનો તું ઉંડો વિચાર કર. ૩

**ન કર જન-ધન-યૌવન ગર્વ,**
**કાલ હરે નિમેષમાં સર્વ ।**
**માયામય આ સર્વ ત્યજીને,**
**પ્રવેશ કર બ્રહ્મપદ જાણીને ।।૪।।**

નોકર-ચાકર તથા સારા કુટુંબ કબીલાનો, પૈસાનો અને મસ્તાની યુવાનીનો અભિમાન ન કર; કારણકે એ સર્વને કાળરાજા નિમેષ માત્રમાં હરી-છીનવી લે છે. અર્થાત્ આ સવ તો છે છે ને નથી તો પછી તું કોના ઉપર આટલો ગર્વ કરે છે? હે મૂર્ખ! આ સર્વ માયિક વસ્તુનો ત્યાગ કરીને તથા વ્યાપક બ્રહ્મતત્ત્વના વાસ્તવિક સ્વરૂપને જાણીને બ્રહ્મ (તારામૂલસ્વરૂપ)માં જ તું પ્રવેશ કર. ૪

**કામ ક્રોધ લોભ ને મોહ,**
**ત્યજી ચિંતવ હું કો'? સચોહ!**
**આત્મજ્ઞાનહીન જે મૂઢ,**
**તે રંધાય છે નર્કનિગૂઢ ।।૫।।**

કામ, ક્રોધ, લોભ અને મોહ આ કે જે તારા કટ્ટા શત્રુરૂપ છે તેમનો સંગ છોડીને હું પોતે કોણ છું? એમ પોતાના વાસ્તવિક સ્વરૂપનું ચિંતન કર. જે મૂઢાત્માઓ સ્વસ્વરૂપના જ્ઞાનથી અત્યંત રહિત છે. તે સર્વ અંતે રૌરવનર્કમાં પડી અસહ્ય દુઃખો ભોગવે છે. ૫

**સુરમંદિર તરૂમૂલનિવાસ,**
**ભૂતલ શય્યા અજિન વાસ ।**
**સર્વ પરિગ્રહ-ભોગનો ત્યાગ,**
**કોને સુખ કરે ન વિરાગ? ।।૬।।**

કોઇ સુંદર દેવમંદિરમાં વા કોઇ સુંદરવૃક્ષના મૂલમાં રહેવાનું હોય, પૃથ્વિની પથારી અને વસ્ત્રમાં કેવલ મૃગચર્મ તથા સર્વ પરિગ્રહ–ભોગોનો ત્યાગ કરવામાં આવ્યો હોય આવા પ્રકારનો વૈરાગ્ય કોને સુખ ન આપે? ૬

શત્રુ મિત્ર સુત બંધુમાં,
યત્ન ન કર વિગ્રહ–સંધિમાં ।
સર્વત્ર સમચિત્ત તું થા જો,
અલ્પમાં ઇચ્છે આત્મપણું તો ॥૭॥

હે ભાઇ! તારૂં અહિત કરનાર શત્રુમાં, તારા વહાલા મિત્રમાં, તારા પુત્રમાં અને તારા કુટુંબીભાઇઓમાં કલેશ વા સંપ કરાવવા માટે તું યત્ન ન કર. જો તારે થોડા સમયમાંજ સ્વાત્માનો સાક્ષાત્કાર કરવો હોય તો સર્વના પ્રત્યે સમભાવવાળો તું થા. ૭

હું–તું–અન્યમાં એકજ વિષ્ણુ,
વ્યર્થ ખીજે તું સર્વસહિષ્ણુ ।
સર્વ વિષે સ્વાત્માને જો તું,
ભેદજ્ઞાન ત્યજી દે સઘળું ॥૮॥

મ્હારામાં, તારામાં અને અન્ય સર્વમાં એકજ વ્યાપક પરમાત્મા વિરાજેલા છે, વાસ્તવમાં સર્વને સહન કરવાની શક્તિવાળો તું (આત્મા) પ્રતિકૂલ સંજોગો આવી પડે ત્યારે ફોગટમાં ગુસ્સો કરે છે. સ્વાત્માનો સંપૂર્ણ વિચાર કરી સર્વમાં તારા પોતાના આત્માને જો, સર્વ પ્રકારના ભેદભાવવાળા જ્ઞાનને નિઃશેષપણે ત્યજી દે. ૮

પ્રાણાયામ પ્રત્યાહાર,
નિત્યાનિત્ય વિવેક વિચાર ।

**જાપ્ય સહિત સમાધિ વિધાન,**
**કર અવધાન મહદવધાન ॥૯॥**

પાપકર્મોને બાળી પ્રાણ-ચિત્ત ઉભયની શુદ્ધિ કરનારો પ્રાણાયામ, કાચબાના અંગોની પેઠે ઇંદ્રિયોને શબ્દાદિ વિષયોમાંથી પાછી ખેંચી સૌ સૌના ગોલકમાં સ્થિત કરવારૂપ પ્રત્યાહાર, નિત્યાનિત્ય વસ્તુના વિવેકપૂર્વક કરાતો વિચાર, જપવા યોગ્ય પ્રણવમંત્ર સહિત સમાધિની ક્રિયા, સંપ્રજ્ઞાતયોગ અને અસંપ્રજ્ઞાતયોગ તું કર. ૯

**નલિનીદલગત સલિલ તરલ છે,**
**તેમ જીવિત પણ અતીવ ચપલ છે ।**
**વ્યાધિ અને અભિમાનથી ગ્રસ્ત,**
**ને શોકહત છે લોક સમસ્ત ॥૧૦॥**

જેમ કમલની પાંખડી ઉપર રહેલું જલનું ટીપું અત્યંત ચપલ છે, તેમ સંસારના સર્વ મનુષ્યોનું જીવન પણ અતિશય ચપલ છે, એમ તું જાણ-સર્વ મનુષ્યો અનેક પ્રકારની વ્યાધિઓથી-અને દેહાભિમાનથી ઘેરાઇ ગયેલા છે તેમજ શોકરૂપ શત્રુએ હણી નિસ્તેજ બનાવી દીધા છે. ૧૦

**અઢાર દેશમાં તને શી ચિંતા ?**
**વાતુલ ! શું નથી તારો નિયંતા ? ।**
**જે તુજ હાથે-સુદૃઢ નિબદ્ધ,**
**દે બોધ જન્માદિ વિરૂદ્ધ ॥૧૧॥**

હે વાયડા ! કહે તો ખરો કે તને આ ભારતવર્ષના અઢાર દેશોમાં કયા પ્રકારની ચિંતા છે ? શું કોઇ તારો નિયંતા નથી ? જે માયિક બંધનોથી સારી રીતે બંધાયેલા તને જન્માદિથી રહિત કરવા માટે આત્મબોધરૂપ અલભ્ય અમૃત તારા હાથમાં મૂકે છે, તેજ તારા અને સમગ્ર વિશ્વના નિયંતા છે. ૧૧

ગુરૂચરણામ્બુજ નિર્ભરભક્ત,
સંસારથી શીઘ્ર થા મુક્ત ।
ખ-સહ મન નિયમથી હોઇશ,
નિજ અંતસ્થ દેવને જોઈશ ॥૧૨॥

હે ભાઇ ! પરમ કૃપાલુ ગુરૂદેવના ચરણ કમલનો તું પૂરેપૂરો ભકત છે, માટે એઓશ્રીની કૃપાદ્વારા સંસારરૂપ બંધનથી શીઘ્ર તું મુકત થા. ઈંદ્રિય સહિત મનનું નિયમન કરવાથી તારા અંતરમાં રહેલા આત્મદેવનો તને સાક્ષાત્કાર થશે. ૧૨

દ્વાદશ પંજરિકામય એષ,
શિષ્યોને કહ્યો છે ઉપદેશ ।
જેના ચિત્તમાં નહિજ વિવેક,
તે રંધાય છે નર્ક અનેક ॥૧૩॥

આ બાર પંજરિકામય ઉપદેશ આચાર્ય ભગવાને સાધનસંપન્ન શિષ્યોને કહ્યો છે પરંતુ જે મનુષ્યોના હૃદયમાં સત્યાસત્યનો વિવેકજ નથી, તેઓ તો સર્વ અનેક પ્રકારનાં નરકમાં પડી અનેક પ્રકારની અસહ્ય યાતનાઓ ભોગવે છે. ૧૩

( શ્રી મોહમુદ્દગર સમાપ્ત )

## નિર્વાણદશક

ન પૃથ્વિ ન પાણી ન અગ્નિ ન વાયુ,
ન ખ-ઇંદ્રિય કે ન તેનો સમૂહ ।
અવ્યાપકપણાથી સુષુપ્તિ સિદ્ધ,
હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૧॥

અવ્યાપકપણાથી હું પૃથિવી નથી, હું જલ નથી, હું અગ્નિ નથી, હું વાયુ નથી, હું આકાશ નથી. હું ઈંદ્રિય વા તેનો સમૂહ નથી, પરંતુ જે સુષુપ્તિ સિદ્ધ છે, એક સ્વરૂપ છે, અવશિષ્ટ છે અને કેવલ કલ્યાણ સ્વરૂપ છે તે હું છું......૧

ન વર્ણ ન વર્ણાશ્રમાચાર ધર્મો,
મને ધારણા ધ્યાન યોગાદિ નાહિ ।
અનાત્માશ્રય હું-મમ નિવૃત્તિથી,
હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૨॥

જડના આશ્રયવાળી "હું ને મ્હારૂં" આ ભ્રાંતિનો નાશ થવાથી મને વર્ણ કે વર્ણાશ્રમાચારના ધર્મો સાથે સંબંધ નથી તથા મને ધારણા, ધ્યાન વા યોગાદિની પણ અપેક્ષા નથી, પરંતુ જે એક સ્વરૂપ......૨

ન માતા પિતા વા ન દેવો ન લોકો,
ન વેદો ન યજ્ઞો ન તીર્થ-કહે છે ।
સુષુપ્તિમાં છોડી-અતિશૂન્યતાથી,
હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૩॥

સુષુપ્તિમાં સર્વ પ્રકારના ધર્મોનો નિરાસ કરીને અતિશૂન્ય-પણાથી મ્હારી માતા નથી, મ્હારા પિતા નથી, મ્હારા માટે કોઇ ઉપાસ્ય દેવો નથી, મ્હને સ્વર્ગાદિ લોકની અપેક્ષા નથી, અધ્યયન

કરવા યોગ્ય વેદો નથી, યજન કરવા યોગ્ય કોઇ યજ્ઞ નથી અને સેવવા યોગ્ય કોઇ તીર્થ પણ નથી એમ શ્રુતિ ભગવતિ કહે છે. પરંતુ જે એક સ્વરૂપ......૩

ન સાંખ્ય ન શૈવ ન તે પંચરાત્ર,
ન જૈન ન મીમાંસકાદિ મત વા ।
વિશિષ્ટાનુભવ-વિશુદ્ધપણાથી,
હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૪॥

તત્ત્વમસ્યાદિ મહાવાકયોદ્વારા પ્રાપ્ત થયેલા વિશિષ્ટાનુભવથી અને વિશુદ્ધપણાથી સાંખ્ય, શૈવ, પાંચરાત્ર, જૈન અથવા તો મીમાંસકાદિ જે મત છે તે વાસ્તવિક નથી. પરંતુ જે એક સ્વરૂપ......૪

ન ઉંચે ન નિચે ન અંતઃ ન બ્હાર,
ન મધ્ય ન તિર્યક્ ન પૂર્વાપરાદિ ।
વિયત્-વ્યાપકત્વથી એક અખંડ,
હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૫॥

આકાશની પેઠે વ્યાપકપણું હોવાથી આત્મા ઉંચે નથી વા નિચે નથી, અંતર નથી વા બહાર નથી, મધ્ય નથી વા તિર્યક્ નથી અને પૂર્વાપરાદિક્ નથી, પરંતુ જે એક સ્વરૂપ......૫

ન ધોળું ન કાળું ન રાતું ન પીળું,
ન અણુ ન મહત્ ન હ્રસ્વ ન દીર્ઘ ।
અરૂપ-સ્વયંજ્યોતિરૂપપણાથી
હું એક અવશિષ્ઠ શિવ કેવલ તે ॥૬॥

અરૂપપણું અને સ્વયંપ્રકાશપણું હોવાથી આત્મતત્ત્વ ધોળું નથી, કાળું નથી, રાતું નથી, પીળું નથી, અણુ નથી, મહત્ નથી, હ્રસ્વ નથી અને દીર્ઘ પણ નથી. પરંતુ જે એક સ્વરૂપ......૬

**ન ગુરૂ ન શાસ્ત્ર ન શિષ્ય ન શિક્ષા,**
**નહિ હું નહિ તું નહિ આ પ્રપંચ ।**
**સ્વરૂપાવબોધ વિકલ્પાસહિષ્ણુ,**
**હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૭॥**

ગુરૂ નથી, શાસ્ત્ર નથી, શિષ્ય નથી કે શિક્ષા નથી, હું નથી, તું નથી કે આ સમગ્ર પ્રપંચ નથી; પરંતુ જે સ્વરૂપાવબોધ, વિકલ્પને નહિ સહન કરનાર, એક સ્વરૂપ......૭

**ન જાગ્રત્ ન સ્વપ્ન ન સુષુપ્તિ મ્હારી,**
**ન વિશ્વ ન તૈજસ્ ન પ્રાજ્ઞ મ્હને વા ।**
**ત્રણેના અવિદ્યાપણાથી–તુરીય,**
**હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૮॥**

જાગ્રદાદિ ત્રણે અવસ્થાઓનું અવિદ્યાપણું હોવાથી જાગ્રદવસ્થા મ્હારી નથી, સ્વપ્નાવસ્થા મ્હારી નથી અને સુષુપ્તિ અવસ્થા પણ મ્હારી નથી; તેમજ ત્રણે અવસ્થાના અભિમાની ક્રમશઃ વિશ્વ તૈજસ ને પ્રાજ્ઞ સાથે પણ મ્હારો સંબંધ નથી. પરંતુ જે તુરીય, એક સ્વરૂપ......૮

**વળી વ્યાપકત્વ–હિતત્વપ્રયોગાત્,**
**સ્વતઃ સિદ્ધ–અનન્યાશ્રયપણાથી ।**
**સમગ્ર જગત્ તુચ્છ તેનાથી ભિન્ન,**
**હું એક અવશિષ્ટ શિવ કેવલ તે ॥૯॥**

વળી વ્યાપકપણાથી, હિતપણાથી, સ્વતઃ સિદ્ધપણાથી અને અનન્યાશ્રયપણાથી તે આત્માથી ભિન્ન સમગ્ર જગત્ મિથ્યા છે. તેથી જે એક સ્વરૂપ......૯

**ન એક તો બીજું ભિન્ન તેથી ક્યાંથી ?**
**નથી કેવલત્વ ન અકેવલત્વ ।**
**ન શૂન્ય ન અશૂન્ય અદ્વયપણાથી,**
**કહું કેવી રીત સર્વ વેદાંત-સિદ્ધ ? ॥૧૦॥**

જો એક નથી તો એકતાથી ભિન્ન બીજું ક્યાંથી હોય? કેવલપણું નથી અને અકેવલપણું પણ નથી, શૂન્ય નથી અને અશૂન્ય પણ નથી, અદ્વિતીયપણાથી સર્વ વેદાંતશાસ્ત્રોએ સિદ્ધ કરેલ આત્માને હું કેવી રીતે કરી શકું ?...૧૦

**( નિર્વાણદશક સમાપ્ત )**

## બ્રહ્મનામાવલિ

**સકૃત શ્રવણ માત્રથી, બ્રહ્મનું જ્ઞાન થાય છે,**
**બ્રહ્મનામાવલિમાલા, સર્વેના મોક્ષ કારણે. ॥૧॥**

જેનું માત્ર એકજવાર શ્રવણ કરવાથી સાધનસંપન્ન જીવાત્માને બ્રહ્મસ્વરૂપનું દઢ અપરોક્ષ જ્ઞાન થાય છે તેવા પ્રભાવવાળો આ **બ્રહ્મનામાવલિમાલા** નામનો સ્તોત્ર સર્વેની મોક્ષસિદ્ધિના માટે રચવામાં આવે છે. ૧.

**અસંગ હું અસંગ હું, અસંગ હું ફરી ફરી,**
**સચ્ચિદાનંદસ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૨॥**

હું અસંગ છું, હું અસંગ છું, ફરી ફરી હું અસંગ છું અર્થાત્ દેહાદિકના સાથે વાસ્તવિક રીતે વિચારતાં મ્હારો કોઈપણ પ્રકારનો સંબંધ છે જ નહિ, હું સત્‌રૂપ, ચિત્‌રૂપ ને આનંદરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૨.

**નિત્યશુદ્ધ વિમુક્ત હું, નિરાકાર હું અવ્યય,**
**ભૂમાનંદ સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું ॥૩॥**

દેહાદિકની શુદ્ધિ કરનારાં નિત્યનૈમિત્તિકાદિ કર્મો મ્હારા માટે નથી કારણકે હું નિત્ય (સદાય) શુદ્ધ છું, અહંતાદિક બંધનોને તોડનાર જ્ઞાનાદિક સાધનો મ્હને જરૂરનાં નથી કારણકે હું સદાય સર્વપ્રકારે મુક્તજ છું, હું નિરાકાર છું, વિનાશ રહિત છું, હું ભૂમાનંદસ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૩.

**નિત્ય હું નિરવદ્ય હું, નિરાકાર હું અચ્યુત,**
**પરમાનંદ સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૪॥**

મ્હારો કદિપણ નાશ થતો નહિ હોવાથી હું નિત્ય છું, હું નિર્દોષ છું અર્થાત્ મનુષ્યમાત્રના અંતઃકરણમાં જ્ઞાનના પ્રતિબંધકરૂપ રહેલા મલવિક્ષેપાદિ દોષો મ્હારામાં નથી, ઘટાદિકની પેઠે મ્હારે આકાર નથી, હું માલાના મણકામાં રહેલા દોરાની પેઠે સર્વમાં વ્યાપીને રહેલો છું, હું પરમ આનંદના સ્થાનરૂપ છું અર્થાત્ અન્ય પ્રકારના આનંદની મ્હને આવશ્યક્તા નથી, હુંજ હું અવિનાશી છું. ૪

**શુદ્ધ ચૈતન્યસ્વરૂપ હું, ને હુંજ આત્મરામ છું,**
**અખંડાનંદસ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું ॥૫॥**

હું શુદ્ધ ચૈતન્યરૂપ છું, અને હુંજ સર્વ આત્માઓમાં રમનારો છું, હું અખંડાનંદરૂપ છું અર્થાત્ મ્હારા આનંદને ખંડિત કરવાને કોઇપણ સમર્થ નથી, હુંજ હું અવિનાશી છું. ૫.

**શાશ્વતાનંદસ્વરૂપ હું, શાંત હું પ્રકૃતિ પર,**
**પ્રત્યક્ ચૈતન્યસ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૬॥**

હું શાશ્વતાનંદરૂપ છું, હું શાંત છું, હું ત્રિગુણાત્મક્ પ્રકૃતિથી પર (શ્રેષ્ઠ) છું, હું પ્રત્યક ચૈતન્યરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૬.

**તત્ત્વાતીત પરમાત્મા, મધ્યાતીત પરઃ શિવ,**
**માયાતીત પરંજ્યોતિ, હુંજ હું અવિનાશી છું. ॥૭॥**

આકાશાદિક તત્ત્વોથી પર રહેલો પરમાત્મા હું છું, પહેલા નહિ તેમજ પાછળ નહિ પણ મધ્યમાંજ દશ્યરૂપે પ્રતીત થનાર આ વિશ્વથી હું પર હોઇ પરમકલ્યાણ સ્વરૂપ છું, હું શુદ્ધાશુદ્ધભાવવાળી માયાથી પર અને પરમજ્યોતિ સ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૭.

**નામરૂપ વ્યતીત હું, ચિદાકાર હું અચ્યુત,**
**સુખરૂપ સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું ॥૮॥**

હું નામરૂપથી અત્યંત રહિત છું કારણકે નામરૂપ મારાં નથી માયાનાં છે, હું ચૈતન્યરૂપ અને અચ્યુત છું, હું કલ્યાણરૂપ આત્મ-સ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૮.

**માયા તત્કાર્ય દેહાદિ, મ્હારાં નથી જ સર્વદા,**
**સ્વયંપ્રકાશ એક હું, હુંજ હું અવિનાશી છું. ॥૯॥**

માયા અને તેના કાર્યરૂપ દેહાદિ સદાને માટે મ્હારાં નથી જ અર્થાત્ એનાથી હું તદ્દન ન્યારો છું, હું કેવલ સ્વયંપ્રકાશ છું, હુંજ હું અવિનાશી છું. ૯.

**ત્રિગુણથી વ્યતીત હું, અને બ્રહ્માદિ સાક્ષિ હું,**
**અનંતાનંતરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૧૦॥**

રજોગુણ, તમોગુણ ને સત્ત્વગુણ આ ત્રણ ગુણોથી હું અત્યંત પર છું, હું તો બ્રહ્માદિ દેવોનો પણ સાક્ષિ છું, હું અનંતનો પણ અનંત છું અર્થાત્ દેશાદિ ત્રણ પરિચ્છેદો મ્હને જરાય બાધ કરી શકે તેમ નથી, હુંજ હું અવિનાશી છું. ૧૦.

**અંતર્યામિ સ્વરૂપ હું, કૂટસ્થ હું છું સર્વગ,**
**પરમાત્મા સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૧૧॥**

હું અંતર્યામિ સ્વરૂપ છું, હું લુહારની એરણની પેઠે નિર્વિકાર હોઇ સર્વમાં વ્યાપીને રહેલો છું, હું પરમાત્મ સ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૧૧.

**નિષ્કલ હું નિષ્ક્રિય હું, સર્વાત્મા ને સનાતન,**
**અપરોક્ષ સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું ॥૧૨॥**

હું દેહમાં રહેલી કલાઓથી રહિત છું, હું ક્રિયાવિનાનો છું અર્થાત્ દેહાદિકથી થનારી ક્રિયાઓ મ્હારી નથી, હું સર્વનો આત્મા અને સનાતન બ્રહ્મ છું, હું પ્રત્યક્ષસ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૧૨.

**દ્વંદ્વાદિ સાક્ષિરૂપ હું, અચલ હું સદોદિત,**
**સર્વ સાક્ષિસ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૧૩॥**

સુખદુઃખાદિ દ્વંદ્વોનો હું સાક્ષી છું, હું સ્થિર છું, હું સર્વદા પ્રકાશરૂપ છું, હું સર્વ જીવોના સાક્ષી સ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૧૩.

**પ્રજ્ઞાનઘન હું છુંજ, વિજ્ઞાનઘન હુંજ છું,**
**અકર્તા હું અભોક્તા હું, હુંજ હું અવિનાશી છું. ॥૧૪॥**

હુંજ પ્રજ્ઞાનઘન છું તથા વિજ્ઞાનઘન પણ હુંજ હું છું, અકર્તા છું, હું અભોક્તા છું, હુંજ હું અવિનાશી છું. ૧૪.

**નિરાધાર સ્વરૂપ હું, ને સર્વાધાર છુંજ હું,**
**આપ્તકામ સ્વરૂપ હું, હુંજ હું અવિનાશી છું. ॥૧૫॥**

હું નિરાધાર સ્વરૂપ છું, તેમજ સર્વનો આધાર પણ હુંજ છું અર્થાત્ મારા આધારે સર્વ છે, કોઇના પણ આધારે હું રહ્યો નથી, હું આપ્તકામ સ્વરૂપ છું, હુંજ હું અવિનાશી છું. ૧૫.

**ત્રિતાપથી વિમુક્ત હું, ત્રિદેહથી વિલક્ષણ,**
**અવસ્થાત્રય સાક્ષી છું, હુંજ હું અવિનાશી છું. ॥૧૬॥**

અધિભૂતાદિ ત્રિવિધ તાપોથી હું અત્યંત મુક્ત છું, સ્થૂલાદિ ત્રણ દેહોથી હું તદ્દન વિલક્ષણ છું, જાગૃદાદિ ત્રણ અવસ્થાઓનો હું સાક્ષી છું, હુંજ હું અવિનાશી છું. ૧૬.

**દ્રષ્ટા દશ્ય પદાર્થો બે, પરસ્પર વિલક્ષણ,**
**દૃગ્ બ્રહ્મ દશ્ય માયા એ, સર્વ વેદાંત ડિંડિમ. ॥૧૭॥**

આ નામરૂપાત્મક જગતમાં દૃષ્ટા ને દૃશ્ય એવા બે પદાર્થો છે, તથા તે પરસ્પર વિલક્ષણ સ્વભાવવાળા છે, આ બેઉમાં દૃષ્ટા બ્રહ્મ છે અને દૃશ્ય માયા છે એમ સર્વ ઉપનિષદોનું ગાજીને કહેવું છે. ૧૭.

**ઘટ ભીંતાદિક સર્વ, મૃત્તિકારૂપ માત્ર છે,**
**તેમ બ્રહ્મ જગત્ સર્વ, સર્વ વેદાંત ડિંડિમ. ॥૧૮॥**

જેમ ઘડો, ભીંત વગેરે સર્વ માત્ર માટીરૂપજ છે તેમ બ્રહ્મ અને સર્વ જગત્ વિષે પણ જીજ્ઞાસુએ જાણી લેવું એમ વેદાંતશાસ્ત્રનું ગર્જનાપૂર્વક કહેવું થાય છે. ૧૮.

**હું સાક્ષી એમ જે જાણે, પૃથક્ કરી ફરી ફરી,**
**તે મુક્ત આજ છે જ્ઞાની, સર્વ વેદાંત ડિંડિમ. ॥૧૯॥**

આ દૃશ્યરૂપ જગત્‌ને પોતાના આત્મસ્વરૂપથી ફરી ફરી અલગ કરી "હું સાક્ષી સ્વરૂપ આત્મા છું" એમ જે જાણે છે તેજ મુક્ત પુરૂષ છે અને આજ જ્ઞાની પુરૂષ છે એમ વેદાંત શાસ્ત્રનું ગર્જનાપૂર્વક કહેવું થાય છે.

**બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા, જીવ બ્રહ્મજ ભિન્ન ના,**
**આથી વેદ્યજ સત્‌શાસ્ત્ર, સર્વ વેદાંત ડિંડિમ. ॥૨૦॥**

બ્રહ્મ સત્યરૂપ છે, જગત્ મિથ્યા છે અને જીવ પણ બ્રહ્મ સ્વરૂપજ છે, એનાથી ભિન્ન નથી. આ સમજણવડે સત્‌શાસ્ત્ર જાણવા યોગ્ય છે, અન્યથા નહિ એમ વેદાંત શાસ્ત્રનું ગર્જનાપૂર્વક કહેવું થાય છે.

**અંતર્જ્યોતિ બહિર્જ્યોતિ, પ્રત્યગ્જ્યોતિ પરાત્પર,**
**જ્યોતિર્જ્યોતિ સ્વયંજ્યોતિ, આત્મજ્યોતિ હું છું શિવ. ॥૨૧॥**

હું અંતર્જ્યોતિરૂપ છું, બહિર્જ્યોતિરૂપ છું, પ્રત્યગ્ જ્યોતિરૂપ છું, હું શ્રેષ્ટ જ્યોતિથી પણ શ્રેષ્ટ જ્યોતિરૂપ છું, આત્મજ્યોતિ છું તથા કલ્યાણ સ્વરૂપ જ્યોતિ પણ હુંજ છું. ૨૧.

**( બ્રહ્મનામાવલિ સમાપ્ત )**

## આધ્યાત્મિક ભજન મંજરી

### ભજન ૧

આનંદઘન હો અંતરયામી,
વ્હાલો મ્હારો ચાૈદ બ્રહ્માંડનો સ્વામી, આનંદઘન...ટેક.
માયાની પાર હો મોહન મ્હાલે,
વ્હાલા વિના એક ઘડીય નવ ચાલે... આનંદઘન...૧
ચેતન પર હો ચેતન ગાજે,
જડરૂપ કહેતાં તો જીભ મ્હારી લાજે... આનંદઘન...૨
જેમનો તેમ હો જીવણુ ભાસે,
વ્હાલો મ્હારો સૂર્યાદિ સર્વને પ્રકાસે... આનંદઘન...૩
પ્રેમના વશ હો પ્રીતમ પ્યારો,
વ્હાલો મ્હારો શબ્દથી સદાય રહે ન્યારો... આનંદઘન...૪
જાગીને જોયુંરે હો ઘટમાં,
વ્હાલો મ્હારો ખેલે છે પ્રેમના પટમાં... આનંદઘન...૫
શંકરને હો લગની લાગી,
વ્હાલે મ્હારા ભવોભવની ભીડ ભાગી... આનંદઘન...૬

### ભજન ૨

આતમા ઓળખ્યો રે હો જેણે,
ઓળખી લીધું બધુંય ભાઇ તેણે, આતમા...ટેક
સાધન સઘળાં રે હો છૂટયાં,
ભવનાં બંધન સ્હેજમાં તૂટયાં... આતમા...૧
ભ્રમણાઓ ભાગી રે હો જેની,
બ્રહ્મમાં લીન થઇ વરતિ તેની... આતમા...૨
રાગ ને દ્વેષાદિ હો ટળીયા,
એમના મનના મનોરથ ફળીયા... આતમા...૩

જીવ ને બ્રહ્મ હો એક રૂપ જોયું,
આતમાને જાણતાં આપું ખોયું... આતમા...૪
એકમાં અનેકની રે હો છાયા,
માવલાની માયાએ ખેલ આ રચાયા... આતમા...૫
શંકર કહે છે રે હો સાચું,
શમનાજ નામમાં સદાય રંગ રાચું... આતમા...૬

## ભજન ૩

બ્રહ્મનાદ ગાજે હો બ્રહ્મદ્વારમાં,
આજ મ્હારી સૂરતા નાચે છે નિરાધારમાં, બ્રહ્મનાદ...ટેક
દ્વાર-ખૂલતાં જ હો નાગણી જાગી,
આજ મ્હને લાલાથી લગની લાગી... બ્રહ્મનાદ...૧
આભલું ફાટતાં આંટ હો તૂટી,
આજ મ્હારી માયાની આંખડી ફૂટી... બ્રહ્મનાદ...૨
ઓહંગ સોહંગ તાર હો સાંધ્યા,
આજ મેં તો ત્રણે જણાને તાણી બાંધ્યા... બ્રહ્મનાદ...૩
વરતિ વ્યોમ પર જઈ હો બેઠી,
આજ મેરૂ ફાડી ગુફામાં ઠેઠ પેઠી... બ્રહ્મનાદ...૪
પ્રેમરસ પેટ ભરી ભરી હો પીધા,
આજ ઓલ્યા જોગીડે આંધળા કીધા... બ્રહ્મનાદ...૫
શંકરને હો શંકર મળીયા,
આજ બ્રહ્મજ્ઞાનરૂપ હિમમાં ગળીયા... બ્રહ્મનાદ...૬

## ભજન ૪

મહાપદ મળીયું રે હો જેને,
કહો ભાઈ કોઇની પડી શી હોય તેને? મહાપદ......ટેક.
ચંદ ને સૂર હો શેરીઓ વાળે,
પાંચ દેવ આવી રોજ પાવલાં પખાળે...મહાપદ......૧

ભક્તિ ને મુક્તિ હો વાયરા ઢોળે,
જ્ઞાન-ગુણ પ્રેમ રસ ખૂબ ખૂબ ઘોળે...મહાપદ......૨
લાખની પુંજીઓ હો લીંટવત્ લાગે,
કાલ મહાકાલ રોજ માફીઓ માગે...મહાપદ......૩
ત્રણ લોક તેને હો તરણા તાલે,
ડાંખળાંની દુનિયાથી કેમ કરી ડોલે?...મહાપદ......૪
બ્રહ્મરૂપ ભાળે રે હો સહુને,
છોને ચઢે ચટકા ચૅાધારાજીની વહુને...મહાપદ......૫
શંકર કહે છે રે હો સાચું,
રામનાય રામના આગળ નહિ યાચું...મહાપદ......૬

## ભજન ૫

વ્હાલે મોરલી વગાડી મધરાતમાં રે,
અમે સુતાં હતાં સૌ નિરાંતમાં રે. વ્હાલે...ટેક.
વ્હાલે વિધવિધ સૂર માંહિ છોડીયા રે,
જીવ-બ્રહ્મને જગત્ તાર જોડીયા રે...વ્હાલે...૧
મોહરૂપ ઊંઘ છોડી ઉઠી આંખડી રે,
આજ ખીલી ખૂબ અંતરની પાંખડી રે...વ્હાલે...૨
ચિત્ત છોડીને તકાર ચિન્મય થયાં રે,
ત્યાં તો દેહનાં ભાન સૌ ભૂલી ગયાં રે...વ્હાલે...૩
ખરૂં જ્ઞાન ખરૂં ધ્યાન આવ્યું હાથમાં રે,
શ્યામરૂપ થયાં શ્યામળાની સાથમાં રે...વ્હાલે...૪
દેહ ગેહ સર્વ બ્રહ્મરૂપ ભાસીયાં રે,
એની મેળે અજ્ઞાન છેટાં નાસીયાં રે...વ્હાલે...૫
સત્ય બ્રહ્મ-સત્ય જીવ-સત્ય જગત છે રે,
સત્ય વસ્તુમાંજ શંકર હાં મસ્ત છે રે...વ્હાલે...૬

## ભજન ૬

આજ બ્રહ્માનંદ સાગર ઉછળે રે,
મ્હારૂં મનડું મ્હારામાં આવી મળે રે...આજ...ટેક.

છોળ વાગતાં અખિલ વિશ્વ ખળભળે રે,
ઈંદ્ર આદિ ધણાય મનમાં બળે રે...આજ...૧

ચઢે ચાક–ત્હોય ચિત્ત મ્હારૂં ના ચળે રે,
હવે શબ્દાદિ સંગમાં નહિ ભળે રે...આજ...૨

દૈવ આધીન રહીને દેહ છો ઢળે રે,
પણ કર્મનાં ફલ હવે નહિ મળે રે...આજ...૩

ભલે લોક આવી સંગમાં અહિં ભળે રે,
અગર ઇર્ષાની આગમાં ભલે બળે રે...આજ...૪

સર્વ બ્રહ્મરૂપ એજ ધ્યાન આ પળે રે,
બ્રહ્મજ્ઞાનરૂપ હિમમાંજ "હું" ગળે રે...આજ...૫

બ્રહ્મ હુંજ બ્રહ્મ તુંજ બ્રહ્મ સ. સ્થળે રે,
બ્રહ્મભાવથીજ શંકર સદા લળે રે...આજ...૬

## ભજન ૭

મ્હને છેડવામાં કાંઇ માલ છે નહિ રે,
પરાપાર મ્હારી ભાવના ઝૂલી રહી રે,...મ્હને...ટેક.

મ્હને ભુત કે ભાવિની તમા નહિરે,
તમે હાલતાં ને ચાલતાં રડો અહિંરે...મ્હને... ૧

મ્હને વ્યોમના વિહારમાં મઝા ઘણી રે,
તમે ઘેર ઘેર આથડી કરો ધણીરે...મ્હને... ૨

મ્હને એકમાં અનેકની ઝાંખી થઇ રે,
તમે દ્વૈતમાં ડૂબ્યા છો તળીએ જઈ રે...મ્હને... ૩

કહો કેમ કરી આપણે બને અહિં રે,
અને એટલાજ માટે આપદા રહી રે...મ્હને... ૪

હજી ચેતવું જો હોય તો ઉઠો ચઢી રે,
લાખ વાત છોડી એક લક્ષ્યમાં લહી રે...મ્હને...૫

કહ્યું સાંભળે ન-તેમને કહું નહિ રે,
સત્યવાતમાંજ શંકર કરે સહી રે...મ્હને... ૬

## ભજન ૮

નૂરતા ને સૂરતા બે સરખી સાહેલડી,
પાણીડાં ભરવાને જાય રે, જ્ઞાન ગંગાજીના ઘાટમાં...ટેક

બુદ્ધિનાં બેડલાં ને સતની ઈંઢોણીઓ,
ભપકે છે બ્રહ્મતેજ ભાલરે...જ્ઞાન...નૂરતા... ૧

કાયા છે વાટમાં ને જીવ છે જીવણુમાં,
ચાલે છે હાથીડાંની ચાલ રે...જ્ઞાન...નૂરતા...૨

ધર્મનાં ધ્યાન અને કર્મનાં માન જ્યાં,
બ્રહ્મનાં ભાન ત્યાંજ થાય રે...જ્ઞાન...નૂરતા...૩

સરખી સાહેલડીની વાતમાંજ શ્યામ છે,
સોડહમ્‌ના સૂર સંભળાય રે...જ્ઞાન...નૂરતા...૪

પ્રેમરૂપ પાણી ભરીને વળ્યાં ભાવથી,
હૈડાનાં ચીર શાં ભીંજાય રે...જ્ઞાન...નૂરતા...૫

શંકરની ઝુંપડીમાં આજ ખરો ખેલ છે,
જોનારાં જોવા જેવાં થાય રે...જ્ઞાન...નૂરતા...૬

## ભજન ૯

પ્રીતડી ખરેખર ખોટી,
સંસારીયાંની, પ્રીતડી ખરેખર ખોટી,
કોઇ દિ વળાવે લંગોટી, સંસારીયાંની...ટેક.

ખોટી છે પ્રીતડી ને ખોટી છે રીતડી,
ખોટી છે વાત બધી મોટી...સંસારીયાંની...૧

ખોટા છે હાવભાવ ખોટાં હુલામણાં,
ખોટી છે લાલની લખોટી...સંસારીયાંની...૨

આજ કરે પ્રીતડી ને કાલ કરે કેકડી,
છેતરીને મંતરી લે ચોટી...સંસારીયાંની...૩

સાચી છે પ્રીત એક શંકરના શ્યામની,
કાયમ મળેજ રામ-રોટી...સંસારીયાંની...૪

### ભજન ૧૦

બ્રહ્મરૂપ થાય બ્રહ્મજ્ઞાની,
હે સંતજનો! બ્રહ્મરૂપ થાય બ્રહ્મજ્ઞાની,
પહોંચ્યાની એજ છે નિશાની, હે સંતજનો...ટેક.

માયાની પાર રહી વસ્તુને પામતાં,
કાયાની થાય કુરબાની...હે સંતજનો...૧

વાણીની પાર અને બુદ્ધિની બહાર એ,
છાની રાખે ન રહે છાની...હે સંતજનો...૨

દેહાદિમાં રહેલ હું પણાને હોમતાં,
હોમાઇ જાય લાભ-હાનિ...હે સંતજનો...૩

"બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતિ" શ્રુતિ કહે,
દૂબી મરે દેહાભિમાની...હે સંતજનો...૪

બ્રહ્મ એજ શંકર ને શંકર એ બ્રહ્મ છે,
વાતો છે એજ મુદ્દાની...હે સંતજનો...૫

વિશ્વ એજ શંકર ને શંકર એ વિશ્વ છે,
જ્ઞાની માનો કે અજ્ઞાની.. હે સંતજનો...૭

## ભજન ૧૧

પાર પહોંચે ન કોઇ ભાઇ,
અપાર બ્રહ્મ, પાર પહોંચે ન કોઇ ભાઇ,
હું-તું-તે જાય છે સંતાઇ...અપાર બ્રહ્મ...ટેક.

બ્રહ્માદિ દેવ પણ વાણીના વિલાસમાં,
ફોગટ રહ્યા છે ફૂલાઇ...અપાર બ્રહ્મ...૧

જીવ—ઇશ્વરની જોડલી રૂપાળી,
તેમનીય વાત ગુંચવાઇ...અપાર બ્રહ્મ...૨

સંકલ્પ—વિકલ્પ કરી મન થાકતું,
વાણીને આવે ત્યાં વાંઇ...અપાર બ્રહ્મ...૩

શંકર સચ્ચિદાનંદ સ્વરૂપમાં,
કાયમ રહ્યો છે મલકાઇ...અપાર બ્રહ્મ...૪

## ભજન ૧૨

ભેગાં મળી ભજન ગાજો,
હે ભક્તજનો! ભેગાં મળી ભજન ગાજો,
ગાઇ ગોવિંદમાં સમાજો...હે ભક્તજનો...ટેક.

વહેલાં ઉઠીને રોજ જ્ઞાન ગંગાના,
નિર્મલ નીરમાં ન્હાજો...હે ભક્તજનો...૧

સેવા પૂજામાં એક શ્રીહરિને સેવવા,
મમતા મારીને મલકાજો...હે ભક્તજનો...૨

તનના તંબુરા ને મનના મંજીરા,
પ્રેમતાલી પાડી રાજી થાજો...હે ભક્તજનો...૩

ભાવનાં ભોજન ઘણાં ભાવે મારા શ્યામને,
ખવરાવી ખૂબ ખૂબ ખાજો...હે ભક્તજનો...૪

હરિ—ગુરૂ—સંતના ચરણારવિંદમાં,
દોડી દોડીને તમે જાજો...હે ભક્તજનો...૫.
શંકરના શ્યામને ભેટવું જો હોય તો,
ક્રોધથી કદિ ન ભરમાજો...હે ભક્તજનો...૬.

## ભજન ૧૩

સુમંગલ સ્વાત્મજ્યોતિનું, સુમંગલ સત્વથી કર તું,
શિવોઽહમ્ ભાવનાં ઓજસ્ રગેરગ ભાવથી ભર તું,
વિભૂ આત્મા વિભૂ માયા,
વિભૂના અંશભૂત કાયા,
જગત્ પણ સ્વાત્મની છાયા, હૃદયમાં ધ્યાન એ ધરતું,
જણાયે તે બધું જુઠું,
જુઠામાં જગ બન્યું બુઠું,
સ્વરૂપ જોતાં પડે ભુઠું, સદા સ્વાત્મા વિષે ઠર તું.
જીવનના ધ્યેયને વળગી,
જીવનની ઝાંખ કર અળગી,
સમજતાં સૌ જશે સળગી, જરા ધોખો નહિ ધર તું.
વિલાસો વાણીના છોડી,
સ્વરૂપમાં વૃત્તિ દે જોડી,
કહે શંકર તમસ્ તોડી, મરણ પ્હેલા સદા મર તું.

## ભજન ૧૪

અહો હું કોણ ? ને કયાંથી ? જગત્માં કેમ આવ્યો છું ?
જવાનો કયાં ? અને કયારે ? કહો હે જ્ઞાનદાતાઓ !
બધામાં એક જો આત્મા,
વિવિધ તો કેમ ભાસે છે ?

ન્યુનાધિક શું અને શાને? કહો હે જ્ઞાનદાતાઓ!
વિવિધ આ વિશ્વની રચના, કહો કોણે રચાવી છે?
પ્રયોજન પૂર્ણને શું છે? કહો હે જ્ઞાનદાતાઓ!
શુભાશુભ વસ્તુ આ સર્વે,
જગત્ કર્તાએ કીધી છે,
છતાં બંધન જીવાત્માને? કહો હે જ્ઞાનદાતાઓ!
અહો જ્ઞાની! અને ધ્યાની! અભયનું દાન દેનારા!
પૂછે શંકર વિનયથી આ, કહો હે જ્ઞાનદાતાઓ!

## ભજન ૧૫

અહોનિશ ધ્યાન આત્માનું, અમોને એજ પ્યારૂં છે,
સ્મરણ ચિંતન ચિદાત્માનું અમોને એજ પ્યારૂં છે,
વિવેકાદિવડે પ્હેલા, કરી નિશ્ચય નિજાત્માનો,
થવું તલ્લીન પછી તેમાં, અમોને એજ પ્યારૂં છે.
બધામાં એક છે આત્મા,
બધાયે એક આત્મામાં,
ન દિસે ભેદ કે ભ્રાંતિ, અમોને એજ પ્યારૂં છે.
અભેદોર્મિરૂપી અબ્ધિ,
અમો સૌ ઝીલનારાઓ,
જગત્ જુએ અને રૂવે, અમોને એજ પ્યારૂં છે.
અમારી વિશ્વવાડીના, અમો પોતેજ વનમાળી,
સ્વરૂપે સ્થિત છે શંકર, અમોને એજ પ્યારૂં છે.

## ભજન ૧૬

હરદમ સમરૂં શ્રીહરિ તમને, ભવજલ તરવા સારૂંરે,
કૃપા કરીને ઉગારો અમને, જગ લાગે હવે ખારૂંરે...ટેક
તન મન ધન આ આપ ચરણમાં, હવે કશું નહિ મ્હારૂંરે,
પામર થઇ પડયો આપ શરણમાં, જડે નહિ બીજું બારૂંરે...હરદમ...૧

બાળપણું રમવામાં ખોયું, યુવા વિષયસુખ પ્યારૂંરે,
વૃદ્ધપણું પણ એમ વગોયું, નામ ન લીધું તમારૂરે... હરદમ...૨

સગાં સંબંધી સુખનાં સંગી, સુખમાં સ્હાય થનારાંરે,
દુઃખમાં કો'ન દિસે દિલરંગી, કામ કરે પરભારાંરે... હરદમ...૩

શંકર કહે હે નાથ નિરંજન, શરણુ છે સાચું તમારૂરે,
મંગલમય પ્રભુ હે ભીડભંજન, આપજ ભવજલ તારૂરે...હદરમ...૪

## ભજન ૧૭

અબ મૈં અપના ઢોલ બજાઉં,
દેવી દેવતા સબકો છોડી,
અપનાહી ગુન ગાઉં...અબ...ટેક

બ્રહ્મા વિશ્નુ મહાદેવકો ભી, સચ્ચી બાત સુનાઉ,
એક અનાદિ અનંત બ્રહ્મ મૈં, ખુદહી ખુદા કહાઉં,
અબ...દેવી...૧

ગંગા જમુના સબકો છોડી, જ્ઞાન સરિત્મેં ન્હાઉં,
છોડી કાશી ઔ છોડી દ્વારિકા, સુનમેં સેજ બિછાઉં,
અબ...દેવી...૨

પરમ પ્રેમકા પ્યાલા ભરભર, ખૂબ પીઉં ખૂબ પાઉં,
મેરી બાતકો માને તાકો, પલમેં પીર બનાઉં,
અબ...દેવી...૩

અદ્ધર તખ્તપેં આસન રખકે, અદ્‌ભૂત ખેલ રચાઉં,
શંકર સબસેં ફિરે અકેલા, સોઽહમ્ ધૂન મચાઉં,
અબ...દેવી...૪

## ભજન ૧૮

લીન છે, લીન છે, લીન છેરે,
મ્હારી વૃત્તિ સદાય બ્રહ્મલીન છે,
હાંરે મ્હારી સુરતા સદાય બ્રહ્મ લીન છે...ટેક

શબ્દાદિ વિષયોમાં છેક ઉપરામતા રે વ્હાલા,
નિર્ગુણ ધ્યાન નિશદિન છે રે... મ્હારી...૧

ભોગ વિલાસોમાં ભાવ ન એનેરે વ્હાલા,
ઘરમાં સદાય ગમગીન છે રે... મ્હારી...૨

સંસારીજીવના છાંયડે ન રહેતીરે વ્હાલા,
દૈવિજીવોના આધીન છે રે... મ્હારી...૩

શંકર સચ્ચિદાનંદ સ્વરૂપમાં રે વ્હાલા,
સર્વ વસ્તુઓ અભિન્ન છે રે... મ્હારી...૪

## ભજન ૧૯

ભૂલશો નહિરે, ભૂલશો નહિ,
તમે રામજીનું નામ લેવું, ભૂલશો નહિ,
જાણી જોઇ ફાંસી દોરે ઝૂલશો નહિ...તમે...ટેક,

કાચી કાયા છે કાચા સુતરનો તાંતણો,
દેહ અધ્યાસ માંહિ ડૂલશો નહિ...તમે...૧

માન બડાઇ મોહ તૃષ્ણાના પૂરમાં,
તાણ્યા તણાઇ ઘણું ફૂલશો નહિ...તમે...૨

સચ્ચિદાનંદ સ્વરૂપ એક આતમા,
સંશય સરિતામાં ઝીલશો નહિ...તમે...૩

શંકર હરિ–ગુરૂ–સંતના પ્રતાપથી,
ખોયેલું ખોળી પછી ખીલશો નહિ...તમે...૪

## ભજન ૨૦

સોહડમ્ ખોલજોરે, પડદા ખોલજોરે,
આ તો અમુલખ અવશર આવ્યોરે જી...ટેક

મનુષ્ય જન્મરૂપ રત્નપદારથ, મળે ન વારંવાર,
સત્યરૂપ આત્માનું શોધી, ઉતરો ભવજલ પાર... સોડહમ્...૧

બીજમાંહિ જેમ વૃક્ષ રહ્યું છે, બ્રહ્મમહિંજ સંસાર,
પાર પરાની પ્રગટ પ્રભુ બોલે, બાવન અક્ષર બહાર...સોઽહમ...૨

દુધમાંહિ જેમ ધૃત રહ્યું છે, તલમાંહિ જેમ તેલ,
મંથન કરતાં તુર્ત મળે પણ, નથી બાળકના ખેલ...સોઽહમ...૩

સદ્ગુરૂ શબ્દ ભજનરૂપ નૌકા, અન્ય ન કાંઇ ઉપાય,
શંકર બ્રહ્મસ્વરૂપ સમજાતાં, જન્મ મરણ મટી જાય...સોઽહમ...૪

## ભજન ૨૧

સુમરો સર્જનહાર...હાર,
જાકી લીલા અપાર...પાર...ટેક

ભોલે મનકો કયું ભરમાયા ?
કુમલી કલીકો કયું કરમાયા ?
કીયા નહિજ દિદાર...દાર...સુમરો...૧

કૉલ દિયા થા સો ભૂલ બૈઠે,
ભોગ વિલાસોકે બીચ પૈઠે,
કૌન કરે પતિયાર ?...યાર...સુમરો...૨

ઇસ કાયા કા ભેદ ન પાયા,
જાન બુઝકર જન્મ ગુમાયા,
અબ હો જા હોંસિયાર...યાર...સુમરો...૩

જબ લગ મૈં-મેરા નહિ જાવે,
તબ લગ ભવમેં ગોથાં ખાવે,
મનમેંહી બાત વિચાર...ચાર...સુમરો...૪

શંકર સબકા દાસ કહાવે,
અપને દિલકો યહ સમજાવે,
બોલત બાવન બહાર...બહાર...સુમરો...૫

## ભજન ૨૨

અંધારૂં, અંધારૂં અંતરમાં તો અંધારૂં રે,
કેમ કરી થાય તારૂં સારૂં...અંતરમાં...ટેક.

આડા ને અવળા મારગડા ઝાલ્યા,
પાપ કર્મ લાગ્યું તને પ્યારૂં... અંતરમાં...૧

આરે દુનિયામાં કોઇ નહિ આપણું,
ત્હોય તું માને મ્હારૂં મ્હારૂં... અંતરમાં...૨

જ્ઞાનનો દીપ ગુરૂદેવ પ્રગટાવે,
તો થાય તુર્ત ઉજીયારૂં... અંતરમાં...૩

શંકર હરિ ગુરૂ સંતોની સેવા,
એક આ વ્રત મ્હને પ્યારૂં... અંતરમાં...૪

## ભજન ૨૩

કયા કરૂં હે નાથ! અબ મૈં, દિલકો બહલાને લીયે,
કો' મીલે નહિ દિલકા દર્દી, દિલકો બહલાને લીયે.
ગમગિનીસેં તર બ તર હૂં,
મૌજ વો કયા ચીજ હૈ?
સબ સફાચટ કર રહા હૂં, દિલકો બહલાને લીયે.
બહૂત થે અબ કો' નહિ, દોસ્ત યહ સંસારમેં,
કૂબકૂ મૈં ફિર ચૂકા હું, દિલકો બહલાને લીયે.
ધ્યાન અબ તેરા ધરૂં મૈં,
છોડ ઝઘડા જગતકા,
એક તું અવલસેં આખર, દિલકો બહલાને લીયે.
અબ મુઝે વિશ્વાસ હૈ કિ, નાવ ડૂબેગા નહિ,
કર દયા શંકરપેં અબ તો, દિલકો બહલાને લીયે.

## ૨૪

ભાગ્ય મ્હારાં ભલાં જાગ્યાંરે હાં,
મ્હને મળ્યા સદ્‌ગુરૂદેવ, મ્હારાવીરારે, સદ્‌ગુરૂ સમરો;
સદ્‌ગુરૂ સમરોરે હાં, સાચા ધણી સમરો.—ટેક.

લગન લાગી ને ભ્રમણા ભાગીરે હાં
હું તો કરૂં હરદમ સેવ, મ્હારાવીરારે......સદ્‌ગુરૂ...

શિખર ચઢીયા ને અદ્ધર અડીયારે હાં,
પહોંચ્યા અલખના દરબાર, મ્હારાવીરારે......સદ્‌ગુરૂ...

નોબત વાગી ને જ્યોતિ જાગીરે હાં,
જેના તેજનો નહિ પાર, મ્હારાવીરારે......સદ્‌ગુરૂ...

અગમ રસ્તાની અગમ વાણીરે હાં,
વચમાં આવે અવઘટ ઘાટ, મ્હારાવીરારે...સદ્‌ગુરૂ...

**શંકરને** ગુરૂ પૂરા મળીયારે હાં,
એમણે ઉઘાડયાં માંયલાં કબાટ, મ્હારાવીરારે. સદ્‌ગુરૂ...

## ૨૫

ગુરૂકા ભજન કરૂંગા......ઇસ જગમેં,
ધણીકા ધ્યાન ધરૂંગા......ઇસ જગમેં.—ટેક.

પ્રેમ પ્હાડપર કૂટી બનાકર, એકહી ઠામ ઠરૂંગા, બાવા (૨)
જ્ઞાનગંગ નિર્મલ જલ ભીતર, અહોનિશ મોજસેં મૈં સ્નાન કરૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

પલપલ નામ પ્રભુકા જાપું, ઔર ન આશ કરૂંગા, બાવા (૨)
જોગજહાજ સદ્‌ગુરૂ ખેવટીયા, ભવજલસાગર સહજ તરૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

ધન દોલતમેં ધણી હમારા, ઔર ન આશ કરૂંગા, બાવા (૨)
કુટુંબ કબીલો હરિજન જાનું, દુરિજનસેં મૈં તો કભી ન ડરૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

હરિ-ગુરૂ-સંત ચરનકી સેવા, નિશદિન ચાહ કરૂંગા, બાવા (૨)
શંકર સબ સંતનકે ચાકર, મરનકે પહિલા મૈં તો ખુદહી મરૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

૨૬

હમને હમકોહી પાયા...ઇસ ઘટમેં,
દુબધા સબહી મિટાયા......ઇસ ઘટમેં,—ટેક.

ઇસ ઘટ ભીતર બ્રહ્મ બિરાજે, તાસેં તાર મીલાયા, બાવા (૨)
બ્રહ્માનંદ પરમ રસ પીકર, પરમ પિલાયા મનકો ભરભર પાયા,
ઇસ ઘટમેં...હમને...

ઇસ ઘટ ભીતર અડસઠ તિરથ, ચારો ધામ રચાયા, બાવા (૨)
સાત સાહર ઔ નવસેં નદિયો, સબહી જગત મેરી નજરમેં આયા,
ઇસ ઘટમેં...હમને...

ઇસ ઘટ ભીતર બાગ બગીચા, બહુત સુંગંધ છવાયા, બાવા (૨)
ભાત ભાતકે ભોગ લગાકર, ભમર અમરપદ સહજમેં પાયા,
ઇસ ઘટમેં...હમને...

અબ કયા ઔર કહાં જા ઢુંઢું? ઘટમેં સબહી પાયા, બાવા (૨)
શંકર બ્રહ્મ ઘટોઘટ બોલે, અલખ પુરૂષકી હૈ અજબહી માયા,
ઇસ ઘટમેં...હમને...

૨૭

ગુરૂકા ગુનહી ગાઉંગા...ઇસ જગમેં,
ધણીકા બનહી જાઉંગા...ઇસ જગમેં—ટેક.

આસન સિદ્ધ લગાકર બૈઠું, ધ્યાન ત્રિકુટી ધારૂંગા, બાવા (૨)
છંદ ફંદ સબ જગકે છોડી, વિષયી વિકારી મનકો જરૂર મારૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

ચંદ સૂરકા મેલા કરકે, સુખમન ઘર આવુંગા, બાવા (૨)
ચક્ર ભેદ શિખર ચઢ જાઉં, અલખ પુરૂષસેં મૈં મીલહી જાઉંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

બંકનાલકી બિકટ બાટ હૈ, બાવન પર બોલુંગા, બાવા (૨)
ગગન સહેલ ગુરૂ ઘરકી બાજી, ગુરૂકી કૃપાસેં અગમ દ્વાર ખોલુંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

ભોગી જોગકલા કયા જાને ? બાત ન તાસેં કરૂંગા, બાવા (૨)
શંકર સબ સંતનકે ચાકર, હૃદય મટૂકી રામરસસેં ભરૂંગા,
ઇસ જગમેં...ગુરૂકા...

૨૮

અવધૂ ! અજબ તમાસા...... ઇસ ઘટમેં,
કોઇ કર લો ખુલાસા......ઇસ ઘટમેં.–ટેક–

મછીયાં મૉજ ગગનમેં મારે, હરદમ હરગુન ગાવે, બાવા (૨)
પંખી છોડ ગગનકી લ્હેરો, ઉડઉડ ગિર જલ બીચ જલ જાવે,
ઇસ ઘટમેં...અવધૂ !...

લાગી આગ આપકો દ્વારે, ધરતી થરથર ડોલે, બાવા (૨)
પંગુ ભયા પવન પાંખડી, ઘટઘટ સોઽહમ્ હંસહી બોલે,
ઇસ ઘટમેં...અવધૂ !...

શશિયર સિંહ સભાકે અંદર, સબકા શિર ધૂનાવે, બાવા (૨)
તોડ તોડ ગુરૂગમસેં ગરદન, પરમ પુરૂષકા વો પાઠ સુનાવે,
ઇસ ઘટમેં...અવધૂ !...

અગમ ખેલ ઓ ઉલટી બાની, ભેદુ ભેદ બતાવે, બાવા (૨)
શંકરદાસ કછુ નવ જાને, ગુરૂજી ગૂફામેં બૈઠ પદ પરખાવે,
ઇસ ઘટમેં...અવધૂ !...

## ૨૯

ઉઠોરે અલખ જોગી આતમા, વ્હાલા રૂડાં વ્હાણેરાં વા'યાં,
મોહની ભરેલી માયા ઉંઘથી, આવડાં મન શાં લોભાયાં ?...ટેક.–

સ્થિરતારૂપી સોના ઝારીઓ, ઝરણાના જલથી ભરાવું,
દાતણુ મંગાવું દીનતા લીંબનાં, દેવને દાતણીયાં કરાવું...ઉઠોરે...

બાજોઠ ઢળાવું બ્રહ્મભાવના, પ્રભુને તેનાપર પધરાવું,
તેલ ને અત્તર તૃપ્તિ–ત્યાગનાં, ચોળીને ચોળીને નવરાવું...ઉઠોરે...

કંદોઇ તેડાવું ગુરૂના દેશથી, પ્રેમનાં પકવાન પડાવું,
પ્રભુને જમાડું પૂરણુ પ્રેમથી, લાલજીને લાડ લડાવું...ઉઠોરે...

ધ્યાનના ઘડાવું રૂડા ઢોલીયા, મનના મોતીડે ભરાવું,
શીલની શિરોક જ્ઞાનનાં ગાદલાં, અંગનાં ઓસીકાં કરાવું...ઉઠોરે...

પ્રભુજી પોઢે ને ઢોળું વાયરા, ગીતડાં હરિગુણનાં ગાઉં,
શંકરના સ્વામી મળ્યા શામળા, રીઝવી રોજ હું રીઝાઉં...ઉઠોરે...

## ૩૦

હમારી અદલ ફકીરીરે, હમ કયા કિસીકા ગુન ગાવે ?
હમને પાયી અમીરીરે, કોઇ વિરલા ભેદહી પાવે હેજી હોજી.—ટેક.

દવમેં ન્હાવે દવમેં ખાવે, દવમેં ડેરા લગાવે, દાતા (૨)
દવ દરિયામેં ડુબકી દેકર, દવરૂપહી બન જાવે......હમારી......

કાયા નગરકી કુંજગલીમેં, હમહી ધૂન મચાવે, દાતા (૨)
ઇંદ્રિયોકુ ગોપી બનાકર, હમહી રાસ રચાવે......હમારી......

જલકા જીવડા જલમેં રહેવે, જલકા ધ્યાન લગાવે, દાતા (૨)
જલ બિન એકઘડી નહિ જીવે, જલમેંહી મરજાવે......હમારી......

તૈસી પ્રીત હમારી બ્રહ્મસેં, ઝયાદા કયા બતલાવે ? દાતા (૨)
ગુરૂ ચરનમેં ગાવત શંકર, દુજા નજર નહિ આવે......હમારી......

## ૩૧

સૂરતા ચઢી શિખર ગઢરે, જઇ ગગનમંડળમાં ઠેરાણી,
લગની લાગી અલખનીરે, કાંઇ જ્ઞાનનિશામાં ઘેરાણી હેજી હોજી—ટેક.

આનંદ દરિયા અગાધ જલ ભરીયા, દાણ લીયે ન કોઇ દાણી, દાતા (૨)
મનવા મેવાશી માંહિ ઝીલવાને બેઠા, ઘટગંગા ઉભરાણી...સૂરતા...

ઇડા ને પીંગલા આવે ને જાવે, સુખમણ નાર છેલાણી, દાતા (૨)
પ્રાણને રોકી અપાન ઉલટાવ્યા, માંયલી નાગણ અકળાણી...સૂરતા...

અગ્નિનું જોર મ્હારા અંગડાંમાં વાધ્યું, ધરધર ધુંણીઓ ધખાણી, દાતા (૨)
પરમપિયાલા મ્હારા ગુરૂજીએ પાયા, લ્હાય ઠારીને લ્હેરો માણી...સૂરતા...

જોગકળા તો કોઇ વિરલાજ જાણે, જાણે શું પામર પ્રાણી? દાતા (૨)
સદ્‌ગુરૂ ચરણે શંકર બોલ્યા, જળહળ જ્યોતિ દરશાણી...સૂરતા...

## ૩૨

રામાયણરૂપ અદ્‌ભુત ગંગા, નિત્ય નિત્ય નાહવા જઇએરે,
નિત્ય નિત્ય નાહવા જઇએ, આપણ, પતીત પાવન થઇએરે,
રામાયણરૂપ...–ટેક–

પરમ પવિત્ર ચરિત્ર સુવારિ, ખળભળ હસતું દોડેરે,
વિઘ્ન કિનારા પરનાં વૃક્ષો, તડાક્ દઇને તોડેરે...રામાયણરૂપ...

જનમન મીન મગર બહુ જેમાં, આનંદ લહરી આવેરે,
હરમન હરિપદથી નીકળી એ, ભક્તિથી ભૂને શોભાવેરે...રામાયણરૂપ...

સાદર પાન કરે જે તેની, ચિંતા–તૃષ્ણા જાયેરે,
સ્નાન કરે જે તેને જગમાં, દુર્લભ કાંઇ ન થાયેરે...રામાયણરૂપ...

શ્રવણ કરે જે સ્નેહ ધરીને, ત્રણ દુઃખ તેનાં ટળશેરે,
શંકર યોગીને પણ દુર્લભ, મુક્તિ એવી મળશેરે...રામાયણરૂપ...

